# ગુજરાતી પંચની ભેટો.

| | | |
|---|---|---|
| ૧ | માલતી અથવા આર્યોના સાંસારિક દુર્ગુણોથી થતી ખુવારી ... | ૧-૦-૦ |
| ૨ | ગીગીતા અથવા વીજળી ગામડીયણ | ૧-૦-૦ |
| ૩ | સંસાર યાત્રા... ... ... | ૦-૧૨-૦ |
| ૪ | શૈલપુરની સુંદરી ... ... | ૧-૦-૦ |
| ૫ | અયોધ્યા અને અંગ્રેજ ... ... | ૧-૮-૦ |
| ૬ | અલક્ષ્ય જ્યોતિ ... ... | ૧-૮-૦ |
| ૭ | ઉષાકાન્ત ... .. ... | ૧-૮-૦ |
| ૮ | પદ્મનાભ ... ... ... | ૧-૮-૦ |
| ૯ | મધુકર ... ... ... | ૧-૮-૦ |
| ૧૦ | જ્યોતિપુંજ ... ... ... | ૧-૮-૦ |
| +૧૧ | શાન્તિદા ... ... ... | ૦ ૧૨-૦ |
| ૧૨ | પ્રિયકાન્ત ... ... ... | ૧-૮-૦ |
| ૧૩ | સિતારનો શોખ અને સુરબાળા... | ૧-૮-૦ |
| ૧૪ | લલિત મોહન ... ... | ૧-૮-૦ |
| +૧૫ | શ્વેતભાનુ ... ... ... | ૧-૮-૦ |
| ૧૬ | સુવર્ણકુમારી ... ... ... | ૧-૦-૦ |
| +૧૭ | કુંજબાળા ... ... ... | ૧-૦-૦ |
| ૧૮ | સત્યસિંહ ... ... ... | ૧-૮-૦ |
| ૧૯ | કરણસિંહ ... ... ... | ૧-૮-૦ |
| +૨૦ | મથુરા કિંવા બ્રહ્મસંજ્ઞા ... ... | ૧-૮-૦ |
| +૨૧ | સ્નેહલતા યાને ભેદભર્યું ખુન ... | ૧-૮-૦ |
| +૨૨ | ભોળો ભીમદેવ ... ... | ૧-૮-૦ |
| +૨૩ | મંજરી ... ... ... | ૧-૦-૦ |
| +૨૪ | વીર રમણી ... ... ... | ૧-૮-૦ |
| +૨૫ | સલ્યાની અહલ્યા ... ... | ૧-૦-૦ |
| +૨૬ | ભિષ્મ પ્રતિજ્ઞા ... ... | ૧-૦-૦ |
| +૨૭ | દિવ્ય જ્યોતિ ... ... ... | ૧-૦-૦ |
| ૨૮ | નિર્મળા ... ... ... | ૨-૦-૦ |
| +૨૯ | અનુપમ-ઉષા... ... ... | ૨-૦-૦ |
| +૩૦ | સુધા-સુન્દરી ... ... ... | ૦-૧૨-૦ |
| +૩૧ | લક્ષ્મી અથવા જન્મભૂમિની જયગર્જના ... ... ... | ૧-૮-૦ |
| +૩૨ | સોરઠના સિતારા ... ... | ૧-૮-૦ |
| +૩૩ | અંગ્રેજી રાજનો ઉષઃકાળ અને પીંઢારાઓનો દોરદમામ ... | ૧-૮-૦ |

+ આ નિશાની વાળાં પુસ્તકો જ ફક્ત સિલકમાં છે. બીજાં પુસ્તકો સિલકમાં નથી.

# નવો જમાનો.

લેખક,

ધનશંકર હીરાશંકર ત્રિપાઠી.

અમદાવાદ.

પ્રકાશક,

સોમાલાલ મંગળદાસ શાહ.

અમદાવાદ.

અમદાવાદ.

ધી ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસમાં શાહ સોમાલાલ મંગળદાસે છાપ્યું.

ઠે. પાંચકુવા ચાર રસ્તા.

સંવત ૧૯૮૬. પ્રત ૪૦૦૦. સને ૧૯૩૦.

કિંમત રૂા. ૧-૮-૦

# અનુક્રમણિકા.

# પ્રસ્તાવના.

જે જમાનામાં આપણે વસીએ છીએ તે જમાનાની આ એક મનોકલ્પિત કથા છે. એ જમાનાને નવો જમાનો કહેવામાં આવે છે. પૂર્વે ન હોય એવી વસ્તુ ઉદ્ભુત થઇને ફુલેફાલે તેને નવી વસ્તુ કહેવામાં આવે છે. બાળક જન્મે છે; શૈશવાવસ્થા ગાળે છે; જુવાન બને છે અને એમ એનો ક્રમ ચાલે છે. બીજ, રોપો, ઝાડ, પાંદડાં, ફળફુલ, ઋતુઓ, સૂર્ય, ચન્દ્ર, કુદરતની લીલા એ તમામમાં એક વેળા નવીનતા આવે છે—નવજન્મ આવીને તેનો ક્રમ વધે છે. એજ પ્રમાણે સમાજમાં આચારવિચાર અને રૂઢિઓનો પણ નિયમ દેખાય છે.

કાંઇક નવું થાય એ અકુદરતી નથી કારણ કે નવીનતા એ સાહજિક ધર્મ છે. જે જુનું છે તે કાયમ રહેતું નથી; સર્વને તે કાયમ રાખવું ગમતું નથી; કારણ કે પરિવર્ત્તનનો નિયમ સર્વત્ર લાગુ પડે છે. આ કુદરતી નિયમ કહી શકાય અને તેને યોગે નવા જમાનામાં નવા વિચારોનો જન્મ થયો છે; નવી ભાવનાઓ પેદા થઇ છે; નવી રૂઢિઓ બનવા લાગી છે.

આ કથામાં આપણા દેશમાં હિન્દુ સમાજમાં ઉપસ્થિત થયેલા નવા જમાનાના થોડાક પ્રશ્નો છેડયા છે; અને જુના અને નવા, બન્ને જમાનાની તુલના કરીને તેમાંથી તત્વ ગ્રહણ કરવા અને શું ઇષ્ટ છે, અને શું અનીષ્ટ છે, તેનું પ્રથક્કરણ કરવા પ્રયાસ કર્યા છે. સમાજમાં કેટલાક પ્રશ્ન હજી અણઉકેલ્યા રહ્યા છે. એ પ્રશ્નોના નિર્ણય માટે હજીયે સમાજમાં ચર્ચા ચાલુ છે. જે ગતિમાન હોય તેના વિષે અંતિમ નિર્ણય કેવી રીતે આપી શકાય? હા, એક રીત છે. ઘોડ દોડની શરતમાં રમાતા જુગારની! એક ઘોડો દોડતો હોય તે જીતશે કે હારશે એનો સટ્ટો પ્રેક્ષકો ખેલે છે-પછી જે પરિણામ આવે તે ખરૂં! ગતિમાન સામાજીક પ્રશ્નો માટે આ રીત લેવી ઠીક નહીં; જેથી તે નથી લીધી. પરંતુ એમાંથી શું ફલિત થાય છે; એ ચાલુ પ્રશ્નો કેવા છે અને તે કેવા દૃષ્ટિબિન્દુથી જોવા યોગ્ય છે, અને ક્રિયા સિદ્ધાંતોને યોગે સફળતા મેળવી શકે, એની વિચારણા આ કથામાં કરી છે.

એક નાની કાંકરી શાંત સરિતાનાં પાણી હલાવી નાંખે છે. એક રજકણ આંખમાં પડતાં મોટા વ્યાધિમાં પણ કદાચ પરિણમે છે.

આમ એક નાનો સરખો બનાવ ભવિષ્યમાં કોઈ મોટા શકવર્તી બનાવના બીજરૂપ થઇ પડે છે. નવા જમાનામાં, આથી, અત્યારે જે કાંઇ નાનું અને નજીવું જણાતું હોય તે ઉવેખવા યોગ્ય નથી. તેના તરફ વિચારપૂર્વક લક્ષ આપવાની જરૂર છે અને તે એવી રીતે કે જેમ એક વૈદ કે ડાકટર શાંતિથી કોઇ રોગની ચિકિત્સા કરે છે તેમ. કવિ દલપતરામ કહી ગયા છે કે: “ નિરૂપયોગી કશુંયે નથી. ” નેપોલીઅન કહી ગયો છે કે: “ અશક્ય કશુંયે નથી. ” અનુભવીઓને આ વાક્યો અવશ્ય વાજબી લાગશે.

નવા જમાના તરફ આ દૃષ્ટિબિન્દુથી જોવામાં આવે અને જનસમાજની પ્રકૃતિની ક્ષતિઓ અને સમૃદ્ધિઓ લક્ષમાં રાખીને તેની કસોટી કરવામાં આવે તો જગતની પ્રગતિમાં આપણો સમાજ સુંદર હિસ્સો આપશે, એ નિર્વિવાદ છે.

પ્રસ્તાવનામાં આટલું કહ્યા પછી વાચકોને કથા–પ્રવાહમાં વહેવા દેવામાં આડે આવવું યોગ્ય નથી. ફક્ત અહીં એટલો ઉલ્લેખ કરી લઇશ કે, આ કથા કોઇ પણ વ્યક્તિ વા સંસ્થાને ઉદ્દેશીને લખાઇ નથી. તેનાં પાત્રો લેખકના મનતરંગના જ કેવળ પરિણામ રૂપ છે; જેથી કોઇને ટોપી બંધબેસતી પહેરી નહી લેવા વિનતિ છે.

આ પુસ્તક બહુજ ટૂંક મુદતમાં તૈયાર કરવું પડયું છે એટલે તેમાં સાક્ષરોની દૃષ્ટિએ ઘણી ભૂલચૂકો રહી જવા પામી છે. એ માટે ક્ષમા માગું છું.

અંતમાં આ પુસ્તકના પ્રકટીકરણનો યોગ, મારા મુરબ્બી શેઠ શ્રી સોમાલાલભાઇએ સાધી આપ્યો છે; તે માટે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવાની મારી ફરજ સમજું છું.

શ્રીકૃષ્ણ જન્મઅષ્ટમી
સં. ૧૯૮૬
અમદાવાદ.

ધનશંકર હીરાશંકર ત્રિપાઠી.

## શુદ્ધિ–પત્રક.

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૫ | ૮ | ગીરધરરાય | ગોપાળરાય. |
| ૧૬ | ૩ | ,, | ,, |
| ૧૪૨ | ૨ | ચ્હુક | ચ્હુક્ક |
| ૧૬૪ | ૩ | સ્વામીકા ધુલાના | સ્વામીકા પાંઉ ધુલાના |

# નવો જમાનો.

## પ્રકરણ ૧ લું.

### એની કહાણી.

(માલકોષ) મળવા સજ્જન દુર્લભ વિશ્વે
ગરવા ગુણીનો દુષ્કાળ દિસે
હૃદયે કાળા, મ્હોંએ મીઠા
ભોળાંને ઠગનાર જગે
સોમાંથી નવ્વાણું મળશે,
પણ સજ્જન દુર્લભ વિશ્વે—મળવા૦
ફૂલ કેરી શૈયામાં હા!
ડંશીલા સર્પ છૂપાયા છે!
નિર્મળ ગોરાં દીસતાં અંગે
હૈયાં દુષ્ટ સમાયાં છે!
મળવા સજ્જન દુર્લભ વિશ્વે
ગરવા ગુણીનો દુષ્કાળ દિસે

મોહમયીનગરીમાં માધવબાગ આગળ આવેલા એક બંગલામાં રાત્રિના ૧૧ ને શુમારે દિવાનખંડમાં સ્ત્રી–પુરુષો એકઠાં થયાં છે. ઉચ્ચ અને ખાનદાન હિંદુ કુટુંબનાં એ સર્વ છે. તેઓ સર્વ ભજનિક શાસ્ત્રી જયાનંદજીની હરિકથા સાંભળવામાં તલ્લીન છે.

શાસ્ત્રી જયાનંદ એક કુશળ કથાકાર છે. એનો કંઠ મનોમુગ્ધકર છે. એનું સંગીત સાંભળવું સૌને ગમે છે.

'મહાલસા–ઋતુધ્વજ' નું આખ્યાન એ આજનો તેનો વિષય છે. મહાલસા પ્રત્યેના પ્રેમથી ઋતુધ્વજ કેવાં કેવાં સાહસ ખેડે છે, એ મૂળ આખ્યાનની વાત કહેવા સાથે શાસ્ત્રીજીએ આધુનિક કાળમાં એવાં પ્રેમ-શૌર્યનાં કામ થવાં જોઇએ એમ કહીને નવા જમાનાના શ્રોતાઓને પોતાની બાનીમાં રસ ઉપજાવ્યો છે અને

પછી એક ઉપકથા ન.પ.જ.વ.ને ભ.લના જમાનામાં હાલના હિંદુ સંસારમાં કેવી કલાથી અને કેવી ખૂબીથી યુવકો પ્રેમ-શૌર્ય દાખવી શકે, તે પ્રતિપાદન કરવા માંડયું છે.

આખ્યાનો તરફ નાકનાં ટીચકાં ચઢાવનાર, અંગ્રેજી શિક્ષણથી વિભૂષિત યુવક-યુવતી વર્ગને આ મુદ્દો મનનીય થઇ પડવાથી તેઓ લગીરે ધાંધલ કર્યાં વિના શાન્તિથી શાસ્ત્રીજીની કથા સાંભળે છે.

આ કથા આજે પોતાને ત્યાં કહેવરાવનાર આ મકાનના માલેકનું નામ મોહનરાય છે. તેઓ આ શહેરના એક પ્રસિદ્ધ નાગરિક છે. મુંબાઇની ધારાસભામાં પોતે સરકાર તરફથી નીમાયલા એક સભ્ય છે. એમના જીવન-કાલ વિષે આ કથામાં હવે પછી કેટલીક વિશેષ વિગતો આપવાની હોવાથી અત્રે એમના સંબંધી વધુ નહીં કહેતાં, ફક્ત એટલુંજ કહીશું કે, તેઓ મુંબાઇના એક પ્રસિદ્ધ પુરુષ તરીકે અને શ્રીમંતોના સહવાસી તરીકે ઓળખાય છે. પૈસે ટકે સુખી આસામી છે.

આજની કથા તેમના એકના એક પુત્ર અનિરૂદ્ધરાયની બી. એ. ની પરીક્ષામાં ફસ્ટક્લાસ થવાથી કહેવરાવવામાં આવી છે. હર્ષના પ્રસંગોમાં કોઇક કોઇક શ્રીમંતો નર્તિકાઓના નાચરંગમાં નાણાં ખર્ચી નાંખે છે અથવા તો પાર્ટીઓમાં પૈસાનું પાણી કરી દે છે તેમ ન કરતાં, હરિમારગની લ્હાણ કરવી બહેતર છે, એમ મોહનરાય માનતા હોવાથી પ્રસિદ્ધ ભજનિકને આજ હરિકથા માટે બોલાવી, શહેરનાં સારાં સારાં કુટુંબોને તેમણે નિમંત્રણ આપ્યાં છે અને તેઓ મોહનરાયના માનને ખાતર આવ્યાં છે.

બંગલાના ચોગાનમાં અને ચોગાન બહારના સરિયામ રાજમાર્ગ ઉપર ઘોડાગાડીઓ અને મોટરોની હારઅલગાર ઉભી છે. એ વાહનો બંગલામાં હરિકથા સાંભળવા આવેલાં પ્રતિષ્ઠિત નાગરિક કુટુંબોનાં છે. એ વાહનો હાંકનારાઓમાંના કેટલાક આ વખતે બબ્બે-ચચ્ચારની ટોળીઓમાં એકઠા થઇને વાતો કરે છે; કેટલાક પોતાનીજ કોચબોક્ષ ઉપર ઉંઘ લે છે; કેટલાક ગાડીઓની અંદરના ભાગમાં જાણે પોતાના શેઠની ક્ષણિક ગેરહાજરીમાં ઇંદ્રાસન મળ્યાં હોય તેમ નિદ્રાસનસ્થ થયા છે; તો કેટલાક એકલડોકલ અહીં તહીં ફરતા જણાય છે.

બંગલાની અંદર હરિકથા ચાલુ છે. તે વેળા એક જુવાન લપાતોછુપાતો બંગલાના ચોગાનમાં પેઠો. તેણે નહીં ધારેલી સ્થિતિ ત્યાં જોઇ; તેથી તે છક્ક થઇ ગયો. બંગલામાં ઝગઝગાટ દીવાઓ બળતા હતા; પુષ્કળ માણસો દિવાનખંડમાં એકત્ર થયા હોય એમ લાગતું હતું અને સંગીતનો સુન્દર સૂર સંભળાતો હતોઃ—

જિનકે પ્રિય ન રામ વૈદેહી,
ત્યાગિયે તિન્હેં કોટિ બૈરીસમ
યદ્યપિ પરમ સનેહી--જિનકે૦

ચોગાનમાં જ્યાં થોડીક ગાડીઓ ઉભી હતી ત્યાં તે થોભી ગયો. હારમોનિયમ, મંજીરા, તબલાં આદિના સંમિશ્ર સૂર સાથે ઉપર મુજબ રામાયણનું ધાર્મિક પદ સાંભળીને યુવક સ્વગત બોલ્યો: "આજે અહીં હરિકથા ચાલતી હોય એમ લાગે છે! બુઢ્ઢાજી કદી અચ્છનજાન કે નબીજાનના નાચ કરાવે નહીં! હરિકથા સિવાય એમને ચેન જ ન પડે? પણ શા માટે આજ આ કથા થતી હશે?"

આ પ્રશ્નો પોતાના દિલને પૂછતો તે દિવાનખંડની બારી આગળ આવીને ઉભો રહ્યો. એના જીવનમાં કંઇક એવો બનાવ બનેલો હતો (જે વિષે વાચકવૃન્દને હવે પછી માહિતી આપીશું) કે જેને લીધે એનાથી આ હરિકથામાં જઇ શકાય એમ નહતું. પણ એને અત્યારે આ બંગલામાં જ કોઇકને મળવું હતું. હરિકથામાં એ વ્યક્તિ હોવીજ જોઇએ, એવી એને ખાત્રી હતી. એ ક્યાં છે અને એને સાન કરીને બહાર બોલાવી શકાય તેમ છે કે નહીં, એ તપાસવા માટે દિવાનખંડમાં નજર કરવાની આ યુવકને જરૂર હતી. જે બારી આગળ તે ઉભો હતો તે જરાક ઉંચી હતી. જમીનપર ઉભે ઉભે અંદરના ભાગમાં નજર કરી શકાય એટલી નીચી તે નહતી. આથી તે બારી આગળ ઉભેલી એક ગાડીની છતપર ચઢયો અને અંદરનો દેખાવ જોવા લાગ્યો.

એક સેકન્ડ પણ તેનાથી ઉપર થોભી શકાયું નહીં; કેમકે યજમાનરાજ મોહનરાય, કોઇકની સાથે વાત કરતા કરતા એજ બારી તરફ આવતા જણાયા! તત્તજ આ યુવક કૂદકો મારીને જમીનપર પડયો. પણ એથી તો તેણે નહીં ધારેલું ધાંધલ થયું. ગાડીપરથી તેણે કૂદકો માર્યો એટલે ગાડીને આંચકો લાગ્યો; જેથી ઉંઘતો ગાડીવાન એમ સમજ્યો કે, પોતાના શેઠ અંદર બેઠા. તે સફાળો જાગ્યો અને ઘોડાને ચાબુક લગાવી; પણ એને એમ કરતાં ભાન રહ્યું નહીં કે, તેની ગાડીની આગળ એક બીજી ગાડી ઉભેલી હતી! ઘોડો ચમકયો અને આગળ ઉભેલી ગાડી સાથે ભચકાયો! આસપાસ ખળભળાટ થઇ રહ્યો. ઘણાક ગાડીવાનો ત્યાં દોડી આવ્યા અને ચમકેલા ઘોડાને પકડીને તેમણે કાબુમાં લીધો તથા ચાબુક લગાવનાર ગાડીવાનને હવે પછી ભાન રાખવા શિખામણ આપી. સારે નસીબે કોઇને કશી ઇજા થઇ ન હોવાથી દશેક મિનિટમાં આ ખળભળાટ શાન્ત પડયો.

હવે પેલો યુવક કે જે આ ધાંધળનું મૂળ કારણ હતો તે દૂર જતો રહ્યો. તેણે દિવાનખંડમાં નજર નાંખવાનો વિચાર માંડી વાળ્યો; પણ જે કાર્ય માટે તે અહીં આવ્યો હતો તે કાર્ય કરવું શી રીતે? તેનું મન મુંઝાઈ ગયું.

તે ગૂંચવાયલી હાલતમાં ઉભો હતો, એટલામાં પાછળથી કોઇએ કહ્યું: "ઓહો! મુકુન્દભાઈ! તમે અહીં કયાંથી?"

યુવકે પાછું વાળીને જોયું તો મોહનરાયનો જૂનો નોકર વરતોજી! તેણે હસીને જવાબ દીધો: "ઠીક થયું કે તમે મળી ગયા, વરતોજી! અનિરૂદ્ધભાઈને મળવું છે."

"પણ તમે અહીં કયાંથી?"

"ચૂપ" એમ બોલી નાકે આંગળી અરકાડી યુવકે તેના હાથમાં એક પાવલી સેરવી દીધી અને કહ્યું: "કોઇ પણ હિસાબે મારો અને તેમનો હમણાંજ મેળાપ કરાવી આપો."

ચ્હા-પાણીનાં દોઢીયાં મળ્યાં એટલે નાના મોઢાનો નોકર ચૂપ બની ગયો અને એ દોઢીયાંના ભારથી દબાયલો તે બોલ્યો: "ભાઇ તો હમણાં હરિકથામાં બાપાજીની જોડાજોડજ બેઠેલા છે; એટલે એમની પાસે જવાય તેમ નથી; પણ ચાલો, તમને તેમના સુવાના ઓરડામાં લઇ જઉં. કથા પૂરી થતાં ભાઇ સુવા આવે એટલે તમે તેમને મળજો." યુવકે આ યુક્તિ માટે નોકરનો આભાર માન્યો. નોકર તેને અનિરૂદ્ધના સુવાના ઓરડામાં લઇ ગયો. અનિરૂદ્ધના શયનખંડમાં યુવક જેનું નામ મુકુન્દ હતું તે થોડીવાર સુધી એકાદ પુસ્તક વાંચતો બેઠો પણ પછી તો તેને ઉંઘ આવી ગઈ.

રાત્રિના બે વાગે કથા પૂરી થઇ. મહેમાનો વિખરાયા અને અનિરૂદ્ધ, પિતાની રજા લઇ સુવાના ખંડમાં આવ્યો. બારણું ખોલતાંજ તેણે જોયું કે-યુવક મહાશય આરામ-ખુરશીમાં પડયા પડયા ઉંઘતા હતા! "અહો! આ અહીં કયાંથી!" એમ ગણગણીને તેણે ઓરડીનાં બારણાં બંધ કર્યાં અને તે પોતાના પલંગપર બેઠો. એક મિનિટ પસાર થઇ, એવામાં મુકુન્દે લવવા માંડયું: "રાંડ ધૂતારી! જા, દૂર થા! તારી મિઠ્ઠી વાણીથી હવે હું લોભાઉં તેમ નથી. એક રાતી બદામ પણ હું તને આપીશ નહીં. તારૂં મોઢું પણ હું જોઇશ નહીં-જા-બસ-જા!"

અનિરૂદ્ધ મુકુન્દના આ લવારાથી ચોંકયો અને સ્વગત બોલ્યો: "આ બદમાશથી દૂર રહેવાની પિતાજીએ મને ચેતવણી આપી છે, એ વ્યાજબી જણાય છે! આ નાલાયક કોણ જાણે કઈ સ્ત્રીની સાથે વઢીને અહીં આવી ભરાયો લાગે છે. એને જગાડીને મારે

વિદાય કરી દેવો જોઇએ–નહીતર પિતાજી જાણશે તો 'ઑળનું ડોળ' થશે!"

તેણે તેને એકદમ જગાડયો અને કહ્યું: "મુકુન્દ! તું અહીં ક્યાંથી?"

"મિત્ર! તું આવી પહોંચ્યો? ઠીક થયું—"

"લાંબી લાંબી કશી જ વાત હું સાંભળવા માગતો નથી" અનિરૂદ્ધે કહ્યું; "કૃપા કરીને તું અહીંથી ઝટપટ વિદાય થઇ જા. મારા પિતાજીએ તને ચોખ્ખી ના પાડી છે, છતાં તું અહીં શા માટે આવ્યો છે?"

પોતાના કપાળપર હાથ મારીને મુકુન્દ બોલ્યો: "હા! મને ભય હતો જ કે તું મને જરૂર કાઢી મૂકશે. અસ્તુ! અનિરૂદ્ધ–" ગળગળો સાદ કરીને રડતલ અવાજે તે આગળ બોલવા લાગ્યો: "પ્રિય મિત્ર અનિરૂદ્ધ! હું જાઉં છું–સદાને માટે જાઉં છું. આવતી કાલે વરલીના દરીઆમાંથી જ્યારે મારી લાશ નીકળ્યાની તને ખબર મળે ત્યારે ચોગરદમથી ભલે અનેક જણ મને ધિઃક્કારે પણ કૃપા કરીને મારા માટે તું બે આંસુ સારજે. સંજોગોનો ભોગ થઇ પડેલા, એક ખુવાર થઇ ગયેલા, આ કંગાલની એટલી તો દયા જરૂર લાવજે. બસ. પ્રણામ!"

આમ બોલીને તે ઉઠયો અને બારણા તરફ ચાલવા લાગ્યો. લથડતે પગે અને વારંવાર દયામણા દષ્ટિપાત કરતો તે જતો હતો. ગમે તેટલું પણ અનિરૂદ્ધનો તે બાળસ્નેહી હતો. તે આપઘાત કરનાર છે અને તેમાં બીજા કોઈની નહીં પણ ફક્ત પોતાનીજ દયા તે ચાહે છે એ જાણીને અનિરૂદ્ધનું દિલ ઘડીભર દ્રવ્યું. તેણે મુકુન્દને ધીમા સ્વરે કહ્યું: "બે મિનિટ થોભી જા. તારા જેવા કૉલેજના શિક્ષણ લેનારને આપઘાત કેમ કરવો પડે છે, એ હું નથી સમજી શકતો."

"ન પૂછીશ–મારી એ કરૂણાજનક કથની ન પૂછીશ." મુકુન્દ બોલ્યો: "બે મિનિટમાં તે કહી શકાય તેમ નથી તેમજ તે કહ્યે કાંઇ ફાયદો થાય તેમ પણ નથી–માત્ર હું તને મારા વિષે કડક અભિપ્રાય નહીં રાખવા કહેવા આવ્યો હતો. એ કહ્યું. હવે જય જય."

"તારે લેવી હોય તેટલી મિનિટ લે" અનિરૂદ્ધે કહ્યું: "પણ તારી કહાણી કહે. આપઘાત કરવા પહેલાં તું મારે ત્યાં આવી મને તારા ઇરાદાની ખબર આપી જઇને મારા ઉપર ભારે જોખમદારી મૂકતો જાય છે. જો કોઇ જાણે કે સૌથી છેલ્લો તને મળનાર હું હતો તો મારે મારી મુલાકાત દરમ્યાનના તેં ઉંઘમાં કહેલા શબ્દો

જાહેર કરવા પડે. 'રાંડ ધુતારી તારી મિઠ્ઠી વાણીથી હું લોભાઉં તેમ નથી. હું તને એક પાઇ પણ આપવાનો નથી' એ શબ્દો મેં તને ઉંઘમાં લવતો સાંભળ્યો છે. હવે એ ઉપરથી મારે શું સમજવું? તું એ આંસુ સારવા મને કહી જાય છે; પણ તે પહેલાં તેં કોઇને લોહીનાં આંસું પડાવ્યાં લાગે છે!"

"તું મારી કહાણી સાંભળવા જ માગે છે એમ આ ઉપરથી જણાય છે" મુકુન્દ બોલ્યો: "તો સાંભળ, ૭ વર્ષ ઉપર હું તારે ત્યાંથી એકાએક મારી માતાના મરણને લીધે જતો રહ્યો—"

"સબૂર! પ્હેલેથી જ બનાવટી વાત શરૂ કરે છે? તારી માતાના મરણનું કારણ ખોટું છે" અનિરૂદ્ધ બોલ્યો.

"ત્યારે મારા જવાનું કારણ શું હતું; વારૂ?"

"મારા પિતાએ તને તારી બદમાશીને કારણે કાઢી મૂક્યો હતો." અનિરૂદ્ધે કહ્યું.

"હાય!" મુકુન્દે નિસાસો નાંખ્યો: "શું મારી પાછળ મારી બદમાશીનું કારણ જાહેર કરવામાં આવ્યું છે? અરેરે! શ્રીમંતો! ગરીબોને તમે તમારી લક્ષ્મીની સત્તાથી આમ જ બદનામ કર્યા કરશો!—"

"શું મારા પિતાએ તને બદનામ કર્યો છે! તેં એમની દશ રૂપીઆની નોટ ચોરી ન હતી?"

"દશ રૂપીઆની નોટ?! અને તે પણ તારા પૂજ્ય પિતાજી જેમણે મને આશ્રય આપેલો તેમની કનેથી મેં ચોરી? શી વાત તું કહે છે? હું તો અજબ જ થાઉં છું!"

"તારા વિષે અમોને આ મુજબ કહેવામાં આવ્યું છે" અનિરૂદ્ધ બોલ્યો: "જે રાત્રે તને કાઢી મૂકવામાં આવ્યો તે રાત્રે તું અંધારામાં પિતાજીના ઓરડામાં તેમના કોટના ખિસ્સામાં હાથ નાંખતો પકડાયો હતો—"

"અજબ જેવી વાત છે! પછી મને ચોર તરીકે શિક્ષા કેમ કરાવાઇ નહીં?"

"કારણ કે, પિતાજીએ તને મારો મિત્ર જાણીને દયાથી જવા દીધો."

"વાહ! આ તો મારા વિષે હું અજાયબી ભરેલી વાત સાંભળું છું! ત્રણ વર્ષ હું તારે ત્યાં રહ્યો. તે દરમ્યાન મેં કદી ચોરી કરેલી નહીં અને બસ તેજ રાત્રે ફક્ત દશ રૂપરડીની ચોરી કરવા હું પ્રેરાયો?"

"મુકુન્દ," અનિરૂદ્ધ કહ્યું: "તું ગમે તે કહે, પણ મારાથી મારા પિતાની વાત જુઠ્ઠી તો ન જ માની શકાય. એમણે બીજે દિન સહવારે ઘરનાં તમામ જણને એકઠાં કરીને ચેતવણી આપી હતી

કે—મુકુન્દનું મ્હોં ભવિષ્યમાં કોઈએ કદાપિ જોવું નહીં; કારણ કે તે ચોર છે. તેમના કહેવા મુજબ, તે બનાવ આમ બનેલો. એક ખુરશી પડી જવાથી તેનો અવાજ થતાં મારા પિતા જાગી ઉઠયા. તેમણે તરતજ વીજળીનો દીવો સળગાવ્યો. તેના પ્રકાશમાં તેમના કોટના ખિસ્સામાં હાથ નાંખતા તેમણે તને જોયો. તેમણે પોતાની રિવોલ્વર તારા તરફ તાકી અને પછી તારો ખુલાસો માગતાં તેં ચોરીનો ઇન્કાર કર્યો. મારા પિતાની તપાસમાં જમીન પર રૂ. દશની નોટ પડેલી જણાઈ. તેં તેમને જોઈને તે નાંખી દીધી એમ તેમનું કહેવું હતું. એ નોટના પુરાવા પરથી મારા પિતાએ તેજ વખતે રાતોરાત તને ઘરમાંથી કાઢી મૂકયો અને ફરીથી કદાપિ મ્હોં નહીં બતાવવા ચેતવણી આપી. બસ આ તારી બદમાશીની કથા છે. છ વર્ષે મારો અને તારો અત્યારે ફરીથી મેલાપ થતાં કોઈ ‘રાંડ ધુતારી’ વિષે મેં તને લવતાં સાંભળ્યો છે. કહે, હું તને કઈ રીતે સુધરી ગયેલો માની શકું ?”

“મિત્ર” મુકુન્દે કહ્યું, “જે શબ્દો હું ઉંઘમાં લવ્યો એમ તેં કહ્યું તે મારી સ્ત્રી પરત્વેના હતા. એ સંબંધમાં મારી કર્મકથા હું તને કહું છું; પણ પહેલાં તારા પિતાએ મારા ઉપર જે આરોપ મૂકયું છે તે માટે તો હું ઇશ્વરના સોગંદ ખાઇને કહું છું કે હું તદન નિર્દોષ છું. મારી માતાના મરણનો તાર આવવાથી હું એકદમ તારે ત્યાંથી નીકળી પડયો હતો.”

“તું ઇશ્વરના સોગંદ ખાઈને તને નિર્દોષ જણાવે છે ! તાજુબીની વાત જ ને! મારે કોનું માનવું ? મારા પિતા જૂઠા એમ હું શી રીતે કહી શકું ? તેમજ તું ઇશ્વરના સોગંદ ખાનારો જુઠો એમ પણ શી રીતે કહી શકું ?”

અનિરૂદ્ધ ખરે જ વિચારમાં પડી ગયો. થોડીક વાર ત્યાં ચૂપકીદી પ્રસર્યા પછી મુકુન્દ બોલ્યો, “ભાઈ મેં તને મારા પર બે આંસુ સારવા કહ્યાં હતાં તેનું કારણ એજ કે જે જુઠો અથવા બદમાશ ઠર્યો તેને કોઇ સાચો અને સજ્જન કેવી રીતે માને ? હરકોઇને એના સંબંધમાં મુંઝવણ ઉત્પન્ન થાયજ. અને એ સ્થિતિમાં એના પર દયા ખાવી અને ગઈ ગુજરી ભૂલી જવી એજ બહેતર રસ્તો છે.”

અનિરૂદ્ધે કાંઈ જવાબ દીધો નહી.

મુકુન્દ બોલ્યો: “હવે મારી સ્ત્રી સંબંધી વાતનો ખુલાસો કરૂં છું. છ વર્ષ ઉપર જ્યારે હું મારે ઘેર આવ્યો ત્યારે મારી મરણ પામેલી માતાને સગાં સંબંધીઓ અગ્નિદાહ દઇ આવેલા હતા, એમ મને માલુમ પડયું. પણ તે ઉપરાંત મારા સામે

એક વધુ આફત ક્યારનીયે ઉભી રહેલી હતી. મારા મહુંમ પિતાના દેવા પેટે મારૂં મકાન એક શાહુકારને લખી અપાયલું હતું. જ્યાં સુધી મારી માતા જીવી ત્યાં સુધી શાહુકારે ઉદારતાથી તેમે તેમાં રહેવા દીધી હતી; પણ જયાં તે ગુજરી ગઇ કે પોતાના લ્હેણા પેટે તેણે તે મકાનનો કબજો લઇ લીધો ! એટલે હું મારે ઘેર ગયો ત્યારે એ શાહુકાર તે મકાનનો કબજો લઇને ત્યાં અડ્ડો જમાવીને બેઠો હતો ! ”

" ભારે આફત ! " અનિરૂદ્ધે ટીકા કરી.

" બસ. એ પછી " મુકુન્દ બોલ્યો: “હું તો નારાજ થઇને ત્યાંથી વિદાય થયો. જીવન મારી સામે ઉગ્ર સ્વરૂપે દાંતીઆં કરતું જણાયું. મેં તેનું તે સ્વરૂપ શાન્ત કરવા માટે એક જગ્યાએ નોકરી લીધી. એ વર્ષના અરસામાં હું એ નોકરીમાં ઠીક નાણું બચાવી શક્યો અને તેને પરિણામે મારૂં લગ્ન કરી શક્યો. પણ હા ! મને ખબર નહી કે મારી સ્ત્રી કમજાત હશે. એ સ્ત્રી સાથે હું છએક મહીના રહયો તેમાં મને માલુમ પડયું કે તે તો એક ઉડાઉ સ્ત્રી છે ! ખાનગી રીતે તેણે ખુબ લુગડાંલત્તાં મારા ગજા ઉપરાંત બજારમાંથી ઉધાર ખરીદી આણેલાં અને મારે નામે જયારે તેના બીલની ઉઘરાણી આવી ત્યારે હું ગભરાયો. કોઇ પણ રીતે એ હાલતમાંથી છુટવું તો જોઇએ જ ને ? એટલે મેં મારી નોકરીની આવક ઉપરાંત બીજી આવકનો રસ્તો શોધી કાઢયો અને તે સટ્ટાનો. મેં શેર બજારમાં જઇને સટ્ટાઓ કરવા માંડયા, અને એમાંથી નાણું પેદા કર્યાં પણ ખરાં. મારી સ્ત્રીનું દેવું મેં પતાવી દીધું. પણ તે પછી તેને ખાસ ચેતવણી આપી કે, આવી રીતે તેણે ઉડાઉ ખાનગી ખર્ચ કરવાં નહી. એકાદ વર્ષ એમ ગબડયા પછી સટ્ટામાં એક વાર મને સખ્ત ધક્કો લાગ્યો. અન્નને અને દાંતને વેર થઇ ગયું. પાઇ પણ મારી પાસે રહી નહી. મારી નોકરી તે વેળા નહતી એટલે હું મુઝાયો. મારી સ્ત્રીએ તે વખતે મને મદદ કરી. તેણે પોતાના થોડાક દાગીના મને આપ્યા અને અમારો ગૃહસંસાર ઠીક ચાલવા લાગ્યો, પણ ચાર પાંચ દિન ઉપર સઘળો ભરમ ફુટી ગયો. મને માલુમ પડયું કે તે તો એક વંઠેલ સ્ત્રી હતી અને મારી ગેરહાજરીમાં મારૂં ઘર એક નહીં ઇચ્છવાજોગ સ્થાન બની જતું ! મેં આ બદમાશી સબંધમાં તેને ઠપકો દીધો એટલે તે મારા ઉપર તડુકી અને કહેવા લાગી કે: “ તમે નોકરી ધંધા વિના છ માસથી મારાં નાણાં ઉપર તાગડધિન્ના કરો છો તેનું શું ? બદમાશ તો તમે છો કે જે મારાં નાણાં પચાવી પડયા

છો." તેનું એ મ્હેણું ખંઇ હતું એટલે હું લાચાર થઇ ગયો. આખરે ગઇ કાલે ઘરમાં જે કાંઇ હતું તે તમામ એકઠું કરીને મારાથી છાની રીતે તેના કોઇ મિત્રની સાથે મારે ત્યાંથી તે ન્હાસી ગઇ. પાડોશીઓમાં અને ઓળખીતાઓમાં હું આ રીતે બેઆબરૂ થઇ ગયો; એટલે છેવટના નિર્ણય તરીકે મેં આપઘાત કરવાનો ઇરાદો રાખ્યો છે. અચાનક આજ બપોરે પરીક્ષાનું પરિણામ વાંચતાં તેમાં, મિત્ર અનિરૂદ્ધ! મેં તારૂં નામ જોયું. એટલે છેવટના પ્રણામ તને એકલાનેજ કરી લેવાના ઇરાદાથી હું આવ્યો હતો. હું આવ્યો; તને મળ્યો; જે ન્હોતો જાણતો તેં જાણ્યું અને હવે વિદાય થાઉં છું. પ્રણામ, સ્નેહી, પ્રણામ!"

મુકુન્દ ઉઠયો અને જવા લાગ્યો. મુકુન્દે દશ રૂપીઆની નોટની ચોરીના સંબંધમાં કહેલી હકીકતે કરતાંય તેની ખરાબ ચાલની સ્ત્રી સંબંધમાં જે હકીકત અનિરૂદ્ધને કહી તેથી અનિરૂદ્ધનું દિલ દ્રવ્યું. જિંદગીમાં નાસીપાસ થયેલો આ બિચારો ભલે બદમાશ છે છતાં પણ આપઘાત કરે એ વિચાર અનિરૂદ્ધને ઠીક લાગ્યો નહીં. પિતાથી છાનેમાને પણ મદદ કરીને તેને સારે રસ્તે ચઢાવી દેવો જોઇએ, એમ ધારીને તેણે તેને કહ્યું: "ભાઈ મુકુન્દ, તું આપઘાત કરે અને હું કઠણ હૃદય રાખીને તને તેવી પરવાનગી આપું તો પરમાત્માનો ગુન્હેગાર થાઉં. તારે આપઘાત કરવાની કાંઇ જરૂર નથી. તારો કોઇ હિતૈષી આ જગતમાં હોય તો તે હું છું એમ તું માનતો હોય તો મારી સલાહ છે કે–ધીરજ ધર; જિંદગીથી કંટાળીને આપઘાત કરવો એ નામર્દ માણસનું લક્ષણ છે. જો કે તને બદમાશ તરીકે ખુદ મારા પિતાજીએ જ ચીતર્યો છે એટલે મારાથી તે સામે કશું બોલી શકાય તેમ નથી તેમજ તે સંબંધમાં ખરૂં ખોટું શું તેના પુરાવા મારી પાસે નથી; છતાં પણ તું મારો બાળસ્નેહી હોવાથી તને સારે રસ્તે ચઢાવવો એ મારી ફરજ છે. હું તને મર્દ બનવા સલાહ આપું છું. તને નાણાંની વિપત્તિ હશે તો તો હું દૂર કરીશ. બનશે તો, પિતાજી પાસે પણ તારી વાત કરીને—"

"હં હં" મુકુન્દ બોલ્યો! "ભૂલે ચૂકે એવું ન કરીશ. તારા પિતાનો કડક સ્વભાવ તું જાણે છે. એ તો હવે 'ના' ની 'હા' કદીજ નહીં પાડે."

અનિરૂદ્ધ વિચારમાં પડયો: આ યુવક આમ કેમ બોલે છે! જો તે નિર્દોષજ હોય તો પિતાજી માને કેમ નહીં? અનિરૂદ્ધ આ વિચારમાં હતો એટલામાં—"

તેના અંદના બારણાં ઠોકામાં અને બહારથી કડક અવાજે બુમો પડી: " અનુ! એ અનુ!—"

એ અવાજે આ બન્ને યુવકોનાં હૃદયમાં થથરાટ ઉત્પન્ન કર્યો. એ કોનો અવાજ હતો ?

## પ્રકરણ ૨ જું.

### " વીરભૂષણ. "

વાગે હાક રણુ કેરી ત્યારે વીર નહીં પાછા હઠતા
કુદી પડે મેદાને દેહ તણી દરકાર નહીં કરતા;
આપે માથું, હાથું વિકાસી ના બેસી રહે ઘરમાંહે
વિજયમાળ વરતી તેવાને-કાયરને કંઇ નહીં લાધે.

અનિરૂદ્ધના પિતા મોહનરાય વિષે આપણી કથામાં કેટલુંક જાણવું જરૂરી છે.

તેમનું વય અત્યારે ૬૨ વર્ષનું છે; પણ જુના જમાનાની સોંઘવારીના વખતમાં, મોટા સત્તાધિકાર ઉપર હોવાથી હૃષ્ટપૃષ્ટ તત્વોવાળા ખોરાકના સેવનને લીધે તેઓ શરીરે મજબૂત હતા. આજનો કોઇ યુવાન તેમની સાથે ચાલવાની હોડ બકે તો તેઓ જરૂર તેનાથી આગળ જઈ શકે; એટલુંજ નહીં પણ લાંબી મુસાફરી પગે ચાલીને કરી શકે. તેમના શરીરનો બાંધો મજબૂત હતો. તેમની મુખમુદ્રા કડક અને ગંભીર જ રહેતી. તેમને કોઇએ ભાગ્યેજ હસતા જોયા હશે. એનું કારણ એ હતું કે, તેમને કડક નિયમપાલન બહુજ ગમતું. તેઓ પોતે કસરતબાજ હતા. નાનપણથી નિયમિત રીતે કસરત કરીને પોતાના શરીરને મજબૂત રીતે કેળવવા તેઓ મથતા. નિશાળમાં ઘણી વખત તેઓ કસરતની પ્રવીણતામાં પહેલા નંબરનાં ઇનામો જીતી ગયા હતા.

મોહનરાયને ધર્મના આચાર જુની પદ્ધતિ પ્રમાણે પાળવા ખાસ ગમતા. તેઓનો જન્મ ગુજરાતના એક નાના શહેરમાં થયો હતો. એક વખત મોહનરાય, તેમનાં વૃદ્ધ માબાપ સાથે જાત્રાએ ગયેલા. કાશ્મીરમાંથી શંકરાચાર્યના મઠની મુલાકાત લઇને કુદરતી સૌન્દર્ય નીરખીને પાછા ફરતાં લાહોરમાં પંજાબના સિંહ મહારાજા રણજીતસિંહના લશ્કરની કવાયદ જોઇને મોહનરાયને તેમની નોકરીમાં રહેવા ઇચ્છા થઇ.

અંગ્રેજી ભાષામાં તેઓ સારી રીતે નિષ્ણાત હતા. હિમ્મત કરીને તેઓ રણજીતસિંહની પાસે જઇને ઉભા. તેમણે સ્વમુખે વિનતિ કરી કે, "મને તમારા લશ્કરમાં રાખો"

લશ્કરીઓના પહેરામાં થઇને હિમ્મતભેર પોતાની સમક્ષ આવીને ઉભો રહેનાર અને સડસડાટ અંગ્રેજીમાં બોલીને લશ્કરી નોકરીમાં રાખવા વિનતિ કરનાર એક પહેલવાન જેવા હિંદી યુવકને જોઇને મહારાજા રણજીતસિંહ પ્રસન્ન થયા.

મહારાજાએ તેમની સાથે વધુ વાતચીત કરીને તેમની કસોટી કરી. લશ્કરમાં રહેવામાં તો કડક નિયમપાલન હોવું જોઇએ; શત્રુની બંદૂકની ગોળીઓ ખાવી જોઇએ; રાજા તરફથી લડતાં પ્રાણની પરવા રાખવી ન જોઇએ; સ્ત્રી છોકરાંની મમતા તો લશ્કરીએ વેગળીજ રાખવી જોઇએ વગેરે વગેરે મુશ્કેલીઓ મહારાજાએ મોહનરાય આગળ વર્ણવી. પણ મોહનરાય બિલકુલ ડગ્યા નહીં. તેમણે ચાહે તેવી સખ્ત નોકરી હોય તોપણ લશ્કરની નોકરી જ કરવી છે એમ આગ્રહપૂર્વક કહ્યું. આથી મહારાજા રણજીતસિંહે તેમને લશ્કરમાં રાખ્યા. મોહનરાયનાં માતાપિતાએ તેમને પરવાનગી આપી.

ધીમે ધીમે એક સાધારણ લશ્કરી સિપાહીથી શરૂઆત કરીને મોહનરાયે મહારાજા રણજીતસિંહના લશ્કરમાં મોટો અધિકાર પ્રાપ્ત કર્યો. એમને એ વખતે સૌ કોઇ 'રાયજી' ને નામે સંબોધતું. એકનિષ્ઠાથી, વિલક્ષણ શૂરતાથી, અત્યંત કુશલતાથી અને સંકટ સમયે સાવધાની રાખીને જીવનની પણ પરવા રાખ્યા વિના સ્વામિભક્તિમાં એકતાન રહીને મહારાજા સાથે તેમણે કેટલીક લઢાઇઓમાં ભાગ લીધો. મહારાજાએ આથી રાયજીને પોતાના લશ્કરમાં મદદનિશ સેનાપતિનો હોદ્દો આપ્યો.

આ હોદ્દા ઉપરથી પણ વધુ સારા અધિકાર માટે એક પ્રસંગે રાયજીએ લાયકાત બતાવી. મદદનિશ સેનાપતિના અધિકાર ઉપર હોવાથી મહારાજા પાસે તેમને ઘણી વખત જવાનું થતું. એક દિવસ સંધ્યાકાળને સમયે મહારાજ રણજીતસિંહ અને રાયજી લશ્કરી વિષયની ચર્ચા કરતા એકલા બેઠા હતા ત્યારે મહારાજાનો પાંચ વર્ષનો કુમાર દુલીપસિંહ ત્યાં આમતેમ રમતો હતો. મહારાજા ગાદી ઉપર બેઠા હતા અને સામે રાયજી બેઠા હતા. કુમાર ઘડીકમાં તેજ ખંડમાં દૂર જઇને રમતો, તો ઘડીકમાં પાસે આવીને રમતો. વાતમાંથી વાત નીકળતાં પેશાવરના હલ્લાની વાત નીકળી. રાયજીએ મહારાજાના દેખતાંજ એ હલ્લામાં

શૂરવીરતા બતાવી હતી. મહારાજાએ એ બદલ પોતાની રત્નજડિત મૂઠવાળી તલવાર તેમને આપવાનો ઈરાદો કરીને મ્યાનમાંથી તે તલવાર બહાર કાઢીને ગાદી આગળ મૂકી રાખી હતી. તલવાર એવી રીતે પડી હતી કે, તેની તીક્ષ્ણ ધારનો ભાગ ઉપર હતો. બન્ને જણ વાતચીતમાં ખૂબ તલ્લીન હતા.

તે વખતે કુમાર રમતો રમતો ત્યાં આવીને મહારાજાની પાછળ ચૂપકીદીથી ઉભો રહ્યો. રાયજીની નજર તેના પર હતી–મહારાજાની નજર ન હતી.

અમૂલ્ય રત્નોથી જડેલી મૂઠ અને પાણીદાર લોઢાના પાના ઉપર સૂર્યનાં કિરણો પડતાં હોવાથી અતિ ચમકાર આપતાં હતાં; આથી કુમાર તે તલવાર લેવા લોભાયો. પોતાનો લોભ પૂરો કરવા જતાં કુમાર એક એવા અકસ્માતમાં સપડાયો કે તેમાં જો મોહનરાયે સમયસૂચકતા બતાવી નહોત તો કુમાર ગતઃપ્રાણ થઈ જાત.

આ અકસ્માત નીચે પ્રમાણે બન્યોઃ—મહારાજા લાંબા લાંબા હાથ કરીને મોહનરાયના મન ઉપર તેનાં પરાક્રમની વાત ઠસાવવા માગતા હતા; અને મોહનરાય હાથ જોડીને પોતે કાંઇજ પરાક્રમ બતાવ્યું નથી, એમ કહેતા હતા. એ વખતે કુમારે પાછળથી એકદમ ફલંગ મારીને તલવાર લેવા આગળ ધસારો કર્યો. મહારાજાનો હાથ, વાતના અતિ ઉત્સાહને લીધે તે વખતે જમણી બાજુએ લાંબો થયો એટલે કુમારની ફલંગમાં તે હાથ આડે આવ્યો. કુમારનું શરીર એ હાથ ઉપર પડ્યું અને મહારાજાનું ધ્યાન ન હોવાથી "કોણ છે ? કોણ છે ?" એમ કહીને તેમણે હાથ સરકાવી લીધો. આથી કુમાર ગાદી પર પડ્યો પણ તેજ વેળા તેના માથાનો કપાળનો ભાગ, તીક્ષ્ણ ધારવાળી નગ્ન તલવાર ઉપરજ પડે એમ હતો. આ કટોકટ વખતે મોહનરાયે વિદ્યુતિની ઝડપથી પોતાનો ડાબો હાથ તલવારની ધાર ઉપર એવી રીતે અદ્ધર રાખ્યો કે જેથી કુમારનું માથું તે હાથ ઉપર પડ્યું. માથું હાથમાં પડવાથી મોહનરાયના હાથમાં તલવારની ધાર પેસી જાત પણ મોહનરાયે ઝડપથી જમણા હાથથી તલવાર ખસેડી લીધી. આમ કુમારને પ્રાણઘાતક અકસ્માતમાંથી બચાવવા સાથે સમયસૂચકતાથી તલવાર ખસેડી તેમણે પોતાને પણ ઇજા થતી અટકાવી–આ મુદ્દો જ્યારે મહારાજાના લક્ષમાં આવ્યો ત્યારે મોહનરાયની સ્વામિભક્તિ માટે મહારાજા અતિપ્રસન્ન થયા.

બીજે દિન દરબાર ભરીને મહારાજાએ પોતાની રત્નજડિત મૂઠવાળી તેજ તલવાર રાયજીને બક્ષિસ આપી તેમજ પાંચ હજારની

ઉપજ વાળાં બે ગામ, કુમારનો પ્રાણ બચાવવા બદલ આપ્યાં. અને "વીરભૂષણ" નો ઇલ્કાબ આપ્યો.

મહારાજા રણજીતસિંહ હયાત રહ્યા ત્યાં સુધી તેઓ મોહનરાયનો ઉપકાર કદી ભૂલ્યા ન હતા. મહારાજાનું અવસાન થયું તે પછી નવા રાજા અને નવા અધિકારીઓના સમયમાં હમેશાં જેમ બીજે બનતું આવે છે તેમજ બન્યું. મોહનરાયની સેનાપતિ થવાની અભિલાષા મનમાંને મનમાંજ રહી અને અમુક વખત મદદનિશ સેનાપતિ રહીને તેઓ નોકરીમાંથી નિવૃત્ત થયા. સાતેક વર્ષથી તેઓ મુંબઇમાં આવીને રહેતા હતા અને પંજાબમાંનાં પોતાનાં ગામની ઉપજ એક કારભારી મારફત ઉઘરાવતા હતા. વર્ષમાં એકાદવાર પોતે તે ગામની મુલાકાત પણ લઇ આવતા હતા.

મુંબાઇમાં તેઓને બે વર્ષ ઉપર સરકાર તરફથી ધારાસભાના સભાસદ નીમવામાં આવ્યા હતા.

મોહનરાય પંજાબમાં હતા તે દરમ્યાન તેમને ત્યાં અનિરૂદ્ધનો જન્મ થયો હતો. અનિરૂદ્ધ સિવાય તેમને બીજું કોઇ સંતાન નહોતું. તે મોટો થતાં તેને સુન્દર શિક્ષણ આપવામાં આવ્યું. એકનો એક પુત્ર હોવાથી રાયજીનો તેના ઉપર અપાર પ્રેમ હતો; પણ તેઓ માનતા કે 'સોનાની કટાર કેડે રખાય; પણ પેટમાં ન ખોસાય' આથી પ્રેમભર્યો લાલનપાલનને પરિણામે પુત્ર બગડી જાય નહીં, તેની તેઓ ખાસ કાળજી રાખતા. શાળા અને કૉલેજના શિક્ષણ ઉપરાંત તેમણે અનિરૂદ્ધને ધાર્મિક જ્ઞાન આપવા માટે કાશ્મીરમાંથીજ એક વિદ્વાન બ્રાહ્મણ નામે શ્રીધર શર્માને પોતાને ત્યાં રાખ્યા હતા. એ વિદ્વાને અનિરૂદ્ધના હૃદયમાં ધાર્મિક સંસ્કારોનાં બીજ નાંખ્યાં હતાં. અનિરૂદ્ધ ૨૨ વર્ષનો થયો તે દરમ્યાન તેને વેદ, શ્રુતિસ્મૃતિઓ અને પુરાણોને લગતું ઘણું સારૂં ધાર્મિક જ્ઞાન મળ્યું. સંસ્કૃત ભાષા ઉપર પણ તેણે સારો કાબુ મેળવ્યો. મોહનરાય મુંબાઇ આવ્યા ત્યારે અનિરૂદ્ધના ગુરૂ શ્રીધર શર્માને પોતાની સાથે લાવ્યા હતા. હાલ એ ગુરૂજી તેમને ત્યાંજ રહેતા. અનિરૂદ્ધને તેઓ અત્યારે કાંઇ ખાસ શિક્ષણ આપતા નહી; પરંતુ તેના આચારવિચાર ઉપર તેઓને દેખરેખ રાખવાનું કાર્ય સોપવામાં આવ્યું હતું.

## પ્રકરણ ૩ જું.

## જેમાં જુવાન વૃદ્ધને કાન પકડાવે છે.

**ન્હાની વિવિધ વાતો વિષે સંતાનનાં મન રીઝવે,**
**પણ લગ્નના મહાપ્રશ્નમાં નહીં ચંચુપાત થવા દીયે;**
**અન્યાય એ માતાપિતાનો યુવકગણને ડંખતો,**
**લઇ હાથમાં એ પ્રશ્ન છણુતા ક્રમક્રમે કયમ તે જુઓ.**

અનિરૂદ્ધ અને મુકુન્દ વાત કરતા હતા તે દરમ્યાન "અનુ એ અનુ" એવી જે બૂમ બહારના ભાગમાંથી પડી હતી તે અનિરૂદ્ધના પિતા મોહનરાયની હતી. તેમનો અવાજ ઓળખીને બન્ને જણ પ્રથમ તો ગભરાઇ ગયા પણ મુકુન્દે સમયસૂચકતા વાપરી. તે ખંડમાં એક બાજુ એક કોચ પડયો હતો તેની નીચે સંતાઈ ગયો.

અનિરૂદ્ધને આ ધર્મ સંકટ જ જણાયું. જો પિતાના દેખતા આને ખુલ્લો પાડે છે તો પોતાની ઉપર અને એની ઉપર પિતાના ક્રોધનો ધોધમાર વરસાદ પડવા સંભવ છે. આથી તેણે તેને છુપાઇ જવા દીધો અને પછી પોતે જાણે ઉંઘમાંથી ઉઠીને બારણું ખોલતો હોય તેમ તે ઉઘાડયું. મોહનરાયે અંદર આવી આમ તેમ જોઇને પૂછયું: "કયાં ગયો પેલો બદમાશ?"

"પિતાજી, કોણ?"

"મુકુન્દ. હમણાંજ મને વસ્તોજીએ ખબર આપી કે, તે અહીં આવ્યો હતો અને તને મળવા માગતો હતો. તેણે તેને અહીં બેસાડયો હતો."

"એ તો ક્યારનો જતો રહ્યો છે."

"પણ તું એને મળ્યો જ કેમ?"

"હું આ ઓરડામાં આવ્યો ત્યારે એ બેઠેલો હતો. મેં એને ધમકાવ્યો અને જતા રહેવા કહ્યું. એણે જણાવ્યું કે-બેજ મિનિટ માટે તને છેલ્લીવાર મળવા આવ્યો છું. આવતી કાલે દરિયામાંથી મારી લાશ મળી આવશે."

"લુચ્ચો! એમ કહીને તારી લાગણી પોતાની તરફ દોરવા આવ્યો હશે."

"પણ એને મેં દાદ દીધી નહીં અને આપનો હુકમ સ્પષ્ટતાથી સંભળાવી દીધો. પછી તે ઉભોજ ન રહ્યો."

"ઠીક કર્યું" મોહનરાય શાન્ત પડ્યા અને પછી એક ખુરશીમાં બેસીને બોલ્યાઃ "અનુ, તું મારૂં કહ્યું માને છે એથી મને આનન્દ થાય છે. વડીલોની આજ્ઞા પાળવા આપણા શાસ્ત્રોએ પ્રત્યેક આર્યસંતાનને ફરમાવ્યું છે. તેનું યોગ્ય પાલન કરનાર સદાયે સુખી થાય છે. વારૂ; આજનો મેલાવડો તેને કેવો લાગ્યો ?"

"ઘણો ફત્તેહમંદ, પિતાજી. કથાકાર શાસ્ત્રી બહુ વિદ્વાન અને ઉત્તમ સંગીતકાર હતા."

"અનુ, એ મેલાવડામાં તેં ગીરધરરાય દેશાઇને જોયા હતા કે ?"

"પેલા આપની સાથે ઘણીવાર બેસીને વાત કરતા હતા તેજ ને ?"

"હા, બહુ લાયક માણસ છે. ખાનદાન અને વિદ્વાન છે. એમની સાથે મારે એમની પુત્રી સંબંધી વાતચીત થઈ છે. તેઓએ પોતાની પુત્રી માટે તારૂં માગું કર્યું છે અને મેં હા પાડી છે. હું અત્યારે તને આ કહેવા આવ્યો એનું કારણ એ કે-તેઓ આવતી કાલે દશ વાગે બહારગામ જનાર છે. તે પહેલાં તેઓ વાગ્દાનની વિધિ કરી લેવા માગે છે. માટે પ્રાતઃકાળમાં તું વહેલો ઉઠીને સ્નાન-સંધ્યા કરી પરવારી લેજે. તારા ગુરૂ શ્રીધર શર્માને મેં કહી રાખ્યું છે કે તેઓ તને ૪ વાગે ઉઠાડે. જોજે, આળસ કરીને પડી રહેતો નહીં."

મોહનરાય ખુરશીમાંથી ઉઠયા અને જતાં જતાં બોલ્યાઃ "હં...એક બીજી વાત તને કહેવાની રહી ગઇ. તું લાંબા વખતથી ઇચ્છા ધરાવતો હતો કે-આપણાં ગરાસનાં ગામડાંની મુસાફરીએ જવાય તો ઠીક, હવે તું ગ્રેજ્યુએટ થયો એટલે તને ત્યાં મોકલવા મેં ઠરાવ્યું છે. તારો વિવાહ થઇ જાય તે પછી તું પ્રવાસની તૈયારી કરજે અને ખુશીથી બે ચાર દિવસમાં જજે. સમજ્યો કે ?"

પોતે કહેલું જાણે પુત્રે સ્વીકારી જ લીધું અને એને કાંઈ જવાબ આપવાનો છે જ નહીં અથવા એવી કાંઇ તક તેને આપવાની જરૂર જ નથી એમ માની લઇને પિતા ચાલ્યા ગયા. પુત્રે બારણાં વાસી દીધાં.

કોચ નીચેથી મુકુન્દ બહાર આવ્યો અને બોલ્યો; "મિત્ર ! મુબારકબાદી."

"શા માટે ?"

"એક કાળી અણઘડ બૈરી તને પ્રાપ્ત થઇ તે માટે !"

"જા, જા, શું નક્કામો મશ્કરી કરે છે!"

"બિલ્કુલ મશ્કરી નથી અથવા જરાકે ખોટી વાત નથી ગીરધરરાય દેસાઈ એટલે મારા શામ પાડોશી. હું જ્યાં રહું છું ત્યાંથી જમણી બાજુના બીજા માળામાં તેઓ રહે છે. તેમના કુટુંબને હું ખાસ કરીને ઓળખું છું."

"એમ? ત્યારે તો તું આ બાબતમાં વજન આપવા લાયક વ્યક્તિ ગણાય. વારૂ; કહે જોઇએ. એ કન્યાનું નામ શું છે?"

"જુના જમાનાનું મઝેદાર નામ જમના! તારૂં નામ અનિરૂદ્ધ અને તેનું નામ જમના! વાહ! ઠીક જોડી જામી!"

"એ નામ તો બદલી શકાશે. હું એનું નામ ઉષા રાખીશ. વારૂ; એનું શિક્ષણ કેવુંક છે?"

"તારાથી બહુ દૂર નથી. તું ગ્રેજ્યુએટ થયો છે. તે ગુજરાતી પાંચમી ચોપડીમાં છે!"

"ત્યારે તો એને આગળ અભ્યાસ કરાવવો પડશે." અનિરૂદ્ધે વિચારમનસ્ક મુદ્રા ધારણ કરીને કહ્યું: "કાંઈ ચિન્તા નહીં. એ મુશ્કેલી કાંઇ બહુ મોટી નથી. એના ગુણથી તું પરિચિત છે કે?"

"હા. બેસ કહેતાં ઉભી થાય એવા ઉત્તમ ગુણવાળી એ જમનાબાઇ છે."

"એટલે?"

"ગ્રેજ્યુએટ થઇને પણ નથી સમજી શકતો? એને માટે યોગ્ય શબ્દ વાપરૂં તો તે 'સત્યાગ્રહી' છે એમ કહી શકાય. એનો ખરેખરો સ્વભાવ કેવો છે તેનો એક જ દાખલો વધુ આપું. જળધાર વરસાદ પડતો હોય અને આપણે એને છત્રી લઇને જવા કહીએ તો ખાસ તે છત્રી લીધા વિના જ જવાની!"

"એ તે દુરાગ્રહી કહેવાય."

"તે તો તું જે કહે તે. મેં તો એને માટે બની શકતું સારૂં શબ્દ–ચિત્ર આપ્યું. હવે એના રૂપની વાત કહું. અમાવાસ્યાની ચન્દ્રિકા જેવી તે રૂપરૂપની ભંડાર કન્યા છે. તું પૂર્ણિમાનો ચંદ્ર. તે અમાવાસ્યાની ચન્દ્રિકા! કેવું જુગતે જોડું!"

"હેં?! શું કહે છે?!" અનિરૂદ્ધ આશ્ચર્યચકિત થતો બોલ્યો: "છેલ્લી બે બાબતો તેં એવી કહી કે, મારૂં મન ભ્રમિત થઇ જાય છે."

"ના. એવું ન થવા દેતો. તારા પિતાની આજ્ઞા છે કે–તારે તેને માટે આવતી કાલે પ્રાતઃકાળથી જ કપાળ ધરીને બેસવાનું છે. એ લક્ષ્મી માટે તારા સફેદ કપાળમાં કુમકુમનો ચાંલ્લો થશે."

અનિરૂદ્ધ ભારે વિચારમાં પડી ગયો. જો મુકુન્દ કહે છે તેમજ જમના કાળી હોય, હઠીલા સ્વભાવની હોય, તો શું પિતાએ લાયક કન્યાની પસંદગી કરેલી ગણાય? એનું ચિત્ત ડગમગ બની ગયું. કન્યાને જોઇ, તેના સ્વભાવથી પરીક્ષા કરી, તે પછીથી વાગ્દાનને સંમતિ અપાય તો કેવું સારૂં? પણ એવી પરવાનગી પિતાજી કેમ આપશે? ખાસ કરીને તો એવી બાબતમાં તે ઉલ્ટા ગુસ્સે થાય એવી પ્રકૃતિના છે, અનિરૂદ્ધ મુંઝાયો. મુકુન્દે કેટલીક વાર સુધી તેના વિચારોમાં ભંગ પાડયો નહીં. ઘડીઆળમાં ત્રણના ટકોરા પડયા એટલે મુકુન્દ બોલ્યો: "મિત્ર હું હવે જઇશ."

"અરે, પણ એમને એમ? તેં તો મને ભારે મુંઝવણમાં નાંખી દીધો!"

"મેં કે તારા પિતાએ? એમની પસંદગી તને મુંઝવણ કરાવનારી થઇ પડી એમાં હું શું કરૂં? મેં તો તને એવી વાતો કહી કે–જે અમારી આસપાસ રહેનાર દરેક જણ જાણે છે. જો મારે જ એ કન્યાની પસંદગી કરવાની હોય તો હું ધર્મે યે તેને સ્વીકારૂં નહીં."

"મારૂં દિલ પણ તેમજ કહે છે."

"તો મિત્ર! કર બળવો."

"અશક્ય. પિતાજીના કડક સ્વભાવથી તું માહિતગાર છે."

"ત્યારે જન્મારા સુધી કાળા ઠીકરા સાથે 'પડયું પાનું નિભાવી લે'! તારે કોઇ પાર્ટીમાં જવાનું હોય ત્યારે એને જરૂર તારી સાથે લઈ જજે; કારણ કે–મિજબાનોને કાળાગોરાનો ભેદ જાણવાનો મળે! તારે પાણી પીવું હોય તો જરૂર એની પાસે મંગાવજે કે જેથી તારૂં ગળું સુકાઇ જતા સુધી તે તારી સમક્ષ હાજર જ નહીં થાય! તું શેલી, બાઇરન, શેકસપીયર વગેરેનાં નાટકો વાંચજે. તે બૈરક પાર્લામેંટમાં કુથળીશાસ્ત્ર ઉથલાવશે! તેનું નામ તને કોઇ પૂછે તો તું જે 'ઉષા' નામ પાડનાર છે તે સાથે એમ પણ ખુલાસો કરજે કે–એના પિતાના ઘરનું એની જુના જમાનાની ફઇબાએ એ પાડેલું નામ 'જમના' છે—"

"રહેવા દે, મુકુન્દ, મારા જ્ઞાનતંતુઓને ત્રાસ આપવો રહેવા દે." અનિરૂદ્ધ બોલ્યો: "હા! શું કરૂં કે જેથી મારા અંતઃકરણના અવાજને સ્થાન મળે."

"મિત્ર! મેં અખત્યાર કરવા ધારેલો ધોરી રસ્તો લે."

"કિયો"

"આપઘાત!"

અનિરૂદ્ધ કાંઇ ન બોલતાં તે ખંડમાં આમ તેમ ફરવા લાગ્યો. એટલામાં એને એક નવો વિચાર સ્ફુર્યો. "ગુરૂદેવ" તે બોલ્યો.

"શું છે, મિત્ર, ગુરૂદેવને કેમ સંભાર્યો?" મુકુન્દે પૂછ્યું.

"એમની મારફત વખત માગવા પ્રયત્ન કરી શકાશે. હું એમને પૂર્વકાલના આર્ય રિવાજ યાદ કરાવીને આ પ્રશ્ન સંબંધમાં મારો પણ અવાજ હોવો જોઇએ, એવી દલીલ કરીશ; અને તેઓ પિતાજીને કહીને આ બાબત મોકુફ રખાવે એમ વિનતિ કરીશ."

"ભલે. અજમાવ એ પાસો; પણ મને નથી લાગતું કે—તારા પિતાજી માને. જો ગંભીરતાથી કહું તો, કન્યાનું કુટુંબ બહારગામ જનાર છે અને તું પણ બહારગામ જનાર છે તો બહાર ગામથી આવ્યા પછીજ આ કાર્ય થાય એવી સૂચના તું કરે તો તે પાર ઉતરવા સંભવ છે."

"હા. એ પણ ઠીક દલીલ છે." અનિરૂદ્ધ બોલ્યો: "બસ. ત્યારે હવે એની ચિન્તા અત્યારે મોકુફ રાખું છું. પણ મિત્ર! તારા વિષે મને એક નવીન વિચાર સુઝયો."

"મારા વિષે? ના, રે, હું તો એ કન્યા ધર્મે યે લઉં નહીં."

"મૂર્ખ! એ મુદ્દો નથી. તારે આપઘાત કરવાની હવે જરૂર નથી એમ હું કહું છું. મારી સાથે તું પ્રવાસમાં રહેજે."

"ઓ...હો...! વિચાર તો ઠીક છે" મુકુન્દે કહ્યું: "પણ તારા પિતા એ વાત જાણશે તો?"

"એમને ક્યાંથી ખબર પડવાની છે? પ્રવાસમાં તો આપણે બે જ હોઈશું ને?"

"પણ...મને શું કરવા નકામો...?"

"હવે પણ અને બણ. તારે આવવુંજ પડશે મારી સાથે. સમજ્યો? જો કે, તારા વિષે ખરાબ હકીકતો મને ઘણી કહેવામાં આવી છે તોપણ મારા તરફ તું બદમાશી નહી કરે એવી ખાત્રી રાખીને હું તને મારી સાથે લેવા ધારૂં છું."

મુકુન્દ આ સાંભળીને મનમાં ઘણો ખુશી થઇ ગયો. તેણે પોતાનો આનંદ પ્રકટ કરતાં કહ્યું: "જ્યારે તારો આગ્રહ છે ત્યારે હું ના પાડતો નથી. તું ગુરૂજી સાથે ગોઠવણ કરે તે દરમ્યાન મને અહીંથી જવા દે. અત્યારે સમય લગભગ સવાત્રણનો થયો છે. ૪ વાગે તો તારો ગુરૂ જરૂર જાગી પડવાનો! એ પહેલાંજ હું જાઉં એ ઠીક. આવતી કાલે અમુક સ્થળે આપણે મળવાનું નક્કી કરીએ."

અનિરૂધ્ધે વિચાર કરીને કહ્યું: "ભલે, તું જઇ શકીશ. હું તને બપોરના બે કે ત્રણના શુમારે વિક્ટોરીઆ ગાર્ડનમાં મળીશ. પણ તે દરમ્યાન તને કાંઇ પૈસાની જરૂર પડે તે માટે દશ રૂપીઆ રાખ."

અનિરૂધ્ધે તેને રૂા. ૧૦) ની એક નોટ આપી. ધીમે રહીને તે ખંડનાં બારણાં ખોલીને તેઓ બહાર નીકળ્યા. અનિરૂદ્ધ મુકુન્દને ઠેઠ દરવાજા સુધી મૂકીને પાછો વળ્યો.

મુકુન્દને આપત્તિમાં સહાય આપી; તેને આપઘાત કરતો રોક્યો; અને વળી તેને પ્રવાસમાં પણ પોતાની સાથે રાખવા ઠરાવ્યું-આ બધાં પોતાનાં મિત્રકાર્યો માટે મનમાં ને મનમાં આનંદ પામતો અનિરૂદ્ધ મુકુન્દને પોતાના ઘરમાંથી વિદાય કરીને તરતજ ગુરૂજી શ્રીધર શર્માના ખંડ નજદીક આવ્યો. તે ખંડનાં બારણાં બંધ હતાં. અનિરૂધ્ધે તે ખખડાવતાં વેંતજ ઉઘડયાં અને ગુરૂજીએ દેખા દીધી.

અનિરૂદ્ધને જોઇને તેમણે કહ્યું: “વત્સ! મનોમન સાક્ષી એ આનું નામ! તારા વિષેજ વિચારો હું કરી રહ્યો છું. મારા વિચારોનાં આન્દોલનનો પ્રબળ વેગ તારા તરફ આવ્યો અને તું જાગૃત થઇને અહીં આવ્યો. બેસ, અગત્યની બાબતમાં હું તારો ઇરાદો જાણુવા માગું છું.”

અનિરૂદ્ધ ગુરૂની બાજુમાં બેઠો એટલે ગુરૂએ કહ્યું; “આજ બપોર પછી પંજાબ તરફ એક માસ માટે ગમે ત્યારે પ્રવાસે ઉપડી જવાની તારા પિતાજી તરફથી છૂટ અપાઇ છે. તારી સાથે મને પણ રહેવા કહેવામાં આવ્યું છે. કહે, મારી સંગતિ તને રૂચશે કે?”

અનિરૂદ્ધ આ સાંભળીને ત્રેવડો નિઃાશ થયો. પ્રથમ તો એ માટે કે-અગત્યની વાત આ! પેલી કાળી છોકરીની નહીં અને પ્રવાસની? બીજી નિરાશા એ માટે થઇ કે-પોતે એકલોજ પ્રવાસે જઇ શકશે એમ તેનું ધારવું હતું પણ આ તો બેના પ્રવાસની પરવાનગી અપાઈ છે! ત્રીજી નિરાશા એ માટે થઇ કે-મુકુન્દને છુપી રીતે સાથે લેવા ધાર્યો છે તે હવે બની શકશે નહીં. તે નિરાશાઓને લીધે ગુરૂના પ્રશ્નનો ઉત્તર ઝટ દઇ શક્યો નહીં એટલે ગુરૂએ કહ્યું: “વત્સ, મારી સંગતિ તને નથી રૂચતી એમ લાગે છે—”

“ના, ના. એમ નથી.”

“ત્યારે શા વિચારમાં પડયો?”

અનિરૂદ્ધથી પોતાની નિરાશાની પ્રબળ લાગણીના વેગમાં બોલી જવાયું: “હું બીજીજ બાબતના વિચારમાં અચાનક ઘસડાઇ ગયો. આપ તો બપોર પછીની વાત કરો છો પણ તે પહેલાં શું થનાર છે તેની વાત કેમ કરતા નથી? આપ ફક્ત આપનો સાથ મને ગમશે કે કેમ એ તદ્દન નજીવી બાબતમાં મારો અભિપ્રાય પૂછોછો; પણ એથીયે વધુ મહત્વની બાબતમાં મારો અભિપ્રાય બિલકુલ પૂછતા નથી.”

"વત્સ, તું કિયા પ્રશ્નની વાત કરે છે?"

"જીવનસંગાથિનીના પ્રશ્નની. જેની સાથે મારે આખું જીવન ગુજારવાનું છે તે મને ગમશે કે નહીં, એવું મને કોઇ પૂછતું નથી અને માત્ર એક મહીનાની ટુંકી મુદત માટે આપ જેવા વિદ્વાન અને જ્ઞાનવાન ગુરુનો સહવાસ મને ગમશે કે કેમ એવો વિચિત્ર પ્રશ્ન પૂછવામાં આવે છે, એ અજાયબીની વાત નથી શું?"

"સમજ્યો. તારો મુદ્દો હું સમજ્યો" શ્રીધરશર્માએ કહ્યુઃ "આજે તારૂં વાગ્દાન થનાર છે એ સંબંધમાં તને કાંઇક નારાજી લાગે છે; ખરૂં કે વત્સ?"

"મારો અભિપ્રાયજ કયાં પૂછવામાં આવ્યો છે કે રાજી અથવા નારાજીની વાત કરૂં? હું તો જાણે બે વર્ષનો કીકલો હોઉં તેમ બસ મારા માટે એકાદ રમકડું પસંદ કરી દેવાયું છે અને તે મને સોંપવામાં આવનાર છે!"

"ભાઇ, શાન્ત થા." શ્રીધરશર્માએ કહ્યુઃ "તારી દલીલો સુયોગ્ય છે. આકળાપણાથી એ દલીલોનું મહત્વ બગાડી નાંખીશ નહી. ધીરે રહીને મને કહે કે તું શું ઇચ્છે છે?"

અનિરૂદ્ધ સહેજ સ્વસ્થ થઇને બોલ્યોઃ "ગુરૂદેવ, આપ શાસ્ત્રોના અભ્યાસી છો. આપના જ્ઞાનસાગરમાંથી આપે થોડાંક બિન્દુ મારા હૃદયમાં રેડેલાં છે. તે વડે હું વિનમ્રતાથી એક મુદ્દો વિચારવા આપને વિનતિ કરૂં છું. પૂર્વકાલના નિયમોથી આપ પરિચિત છો. એ કાલમાં એક કન્યા અને એક વરને પરસ્પર એક બીજાથી પરિચિત થયા વિના જોડી દેવામાં આવતાં કે? કોઇ પણ સ્મૃતિ કે કોઇપણ શાસ્ત્ર ૨૬ વર્ષના એક સંસ્કારી યુવકને પોતાને માટે કન્યાની પસંદગી કરવા માટે નાલાયક ઉમ્મરનો ઠરાવે છે કે? મુરબ્બીઓએ કરેલી પસંદગી ખોટી હોયજ નહી એ હું કબુલ રાખુ છું પરંતુ મારો પ્રશ્ન એ છે કે જે દૃષ્ટિબિન્દુથી એક વર એક કન્યાને જુએ એ દૃષ્ટિબિન્દુથી શું તેનાં માબાપ તેને જોશે કે? અર્થાત વરને પોતાના માટેની વધૂની પરીક્ષામાં સંપૂર્ણ મુનસફી શા માટે આપવી જોઇએ નહી? મને એ કન્યા કેવી છે તે જોવા પણ કહેવામાં આવ્યું નથી; તેના ગુણો શા છે તે પણ હું જાણતો નથી. શું મને મારી આટલી મોટી ઉંમરે પણ એવી બાબતોની પરીક્ષા કરી જોવાનો અધિકાર નથી? ગુરૂદેવ, મારા આ સવાલોનો જે નિર્ણય આપ આપશો તે आज्ञा गुरूणां अविचारणीय એ ન્યાયાનુસાર હું માથે ચડાવી લઇશ."

શ્રીધરશર્માએ જવાબ દેતાં પહેલાં વિચાર કરવામાં સમય લીધો. અનિરૂદ્ધે આથી મુદ્દો બરાબર મુખ્ય કેન્દ્રમાં આણી મૂક્યો: "મારી માગણી એટલીજ છે કે-કન્યાનો પરિચય મને મેળવવા દો. તે અને તેનું કુટુંબ આજે તો દશ વાગે બહારગામ ઉપડી જનાર છે. એ દરમ્યાન બસ એકદમ વાગ્દાન-વિધિ કરાવી દેવાશે એ શું અતિ ઉતાવળીઉં નથી?

ગુરૂએ જવાબ દીધો: "સંસ્કારવાન યુવક! તારા વિચારો તને છાજે એવા છે, એ મારે કબૂલ કરી દેવું જોઇએ. કન્યાના પરિચય માટેની તારી દલીલ સામર્થ્યવાન છે. પૂર્વકાલના નિયમોનો અભ્યાસી એવો હું અવશ્ય તે અવગણી શકું નહીં."

"તો કૃપા કરીને પિતાજીને સમજાશો કે આજ પ્રાતઃકાલમાં થનારી ધાંધલ બંધ રાખે? આપ મુરબ્બીની છાયા નીચે પ્રવાસ કરી આવ્યા પછી એ વિષે નિરાંતે વિચાર થશે."

ગુરૂએ પુનઃ વિચાર કરી જોયા બાદ કહ્યું: "એકજ પ્રશ્ન. ધાર કે આજે વાગ્દાન ન થયું તેથી એક માસ પર્યન્તનો કાલક્ષેપ થશે. એટલા કાલક્ષેપથી કન્યાપિતા તે કન્યાને અન્ય સ્થલે વરાવી દેશે તો?"

અનિરૂદ્ધે હાથ જોડીને કહ્યું: "તો આપના અને પિતાજીના આશીર્વાદથી શું અન્ય યોગ્ય કન્યા મને નહીં મળે?"

ગુરૂએ જોયું કે અનિરૂદ્ધનો આગ્રહ વ્યાજબી છે; એટલે તેમણે તેના વિચારો મોહનરાય આગળ યોગ્ય સ્વરૂપમાં મૂકવા અને વિવાહ અત્યારે મુલતવી રખાવવા વચન આપ્યું.

પ્રાતઃકર્મમાં પ્રવૃત્ત થવા માટે એ પછી ગુરૂશિષ્ય છૂટા પડ્યા.

---

## પ્રકરણ ૪ થું.

## ભટકતા યુવકનો નવીન પરિચય.

**સાત્વિક જન પરખે નહીં, નટખટ નરનાં હૃદયને**
**ચોક્કસ એ ફસશે સહી, મીઠી મધૂર મધલાળમાં.**

ગત પ્રકરણના બનાવોને બે દિવસ વીતી ગયા પછી ચોથે દિવસે દિલ્હીથી પાંચ-સાત ગાઉ દૂરનાં ગામડાંઓ તરફ જવાના રસ્તામાં એક બળદગાડી જતી હતી. પ્રાતઃકાળના ૭ વાગ્યાનો શુમાર

હતો. સૂર્યભગવાન ક્ષિતિજ ઉપર આવવા માટે તૈયારી કરતા હતા અને તે પહેલાંની પોતાની રમણીય પ્રભા તેમણે આકાશમાં વિસ્તારી દીધી હતી. જે રસ્તામાંથી ગાડી જતી હતી તેની પાછળ આવેલા દિલ્હી શહેરના મોટા મિનારા, દેવળનાં શિખરો, મસ્જીદોના ઘુમ્મટ, મોટી મોટી વાડીઓ અને ઉંચાં ઉંચાં ગગનચુંબી વૃક્ષો જાણે સૂર્યભગવાન ઉદયાચલ ઉપર આવનાર હોવાથી તેમનું સ્વાગત કરવા તત્પર થઇ રહ્યાં હોય તેમ, પોતાનાં ડોકાં ઉંચા કરીને ઉભા રહ્યાં હતાં! પ્રાતઃકાળનો સમય હોવાથી પક્ષીગણ સુસ્વરે આલાપ કરતો હતો. મંદમંદ પવનની મીઠી લહરીઓ આવતી હતી અને હૃદયને પ્રફુલ્લ કરતી હતી. કોઇક કોઇક દેવ-મંદિરોમાંથી આરતીના ઘંટાનાદ સંભળાતા હતા. મસ્જીદોમાંથી બાંગના પોકાર પણ તે સાથે ભળતા હતા. આ જગતમાં ભિન્ન સ્વરૂપે રહેલા હિંદુઓ અને મુસલમાનોની પ્રાર્થનાઓ એકેશ્વર આગળ એક થઇને જાય છે એવી કલ્પના તે ઉપરથી સહસા કોઇ ફિલ્સુફને આવે.

બળદગાડીમાં બેઠેલાઓમાંથી એક જણે ડોકું બહાર કાઢયું અને આસપાસની કુદરતી લીલા નિહાળીને અંદર બેઠેલી બીજી વ્યક્તિને કહ્યું: "ગુરૂજી, શી કુદરતની મનોહર લીલા છે! આપણે ભાગ્યશાળી છીએ કે, આ સ્થાનનો લાભ લઇ શકીએ છીએ."

તેને જવાબ મળ્યો: "વત્સ, હજી તો તું દિંગ થઇ જાય તેવી વનશ્રીની શોભા આ પ્રવાસમાં નિહાળશે. કાશ્મીરમાં આપણે જઇશું ત્યારે તો તારૂં મન ત્યાંથી પાછા ફરવાનું કબુલ નહી કરે."

આ વાતચીત શ્રીધરશર્મા અને અનિરૂદ્ધ વચ્ચે ચાલતી હતી. શ્રીધરશર્માએ અનિરૂદ્ધના પિતાને સમજાવીને જમના સાથેનું તેનું વેવીશાળ બંધ રખાવ્યું હતું અને તે બાદ બન્ને ગુરૂશિષ્ય પ્રવાસે નીકળ્યા હતા. ઘણા વખતથી પિતાજીની કડક ધૂસરીમાંથી અનિરૂદ્ધ રાહત મેળવવા માગતો હતો. સદ્ભાગ્યે ગુરૂદેવ કડક નહતા અને આગળના પ્રકરણમાં વાંચકોએ વાચ્યું છે તેમ, સત્યાસત્યનો વિવેક તેમને રૂચતો હોવાથી તેઓ હંમેશા અનિરૂદ્ધ પ્રત્યે પ્રેમથી વર્તતા હતા. આથી એમના સહવાસમાં અનિરૂદ્ધને પોતાની સ્વતંત્રતામાં કશો અંતરાય લાગતો નહતો.

મુકુન્દને તેણે આ પ્રવાસની ખબર આપી હતી. મુકુન્દે અનિરૂદ્ધ પાસેથી ૫૦ રૂપીઆ વિશેષ લીધા હતા. અને પછી તેણે દીલ્હીનો પ્રવાસ આ બે ગુરૂ-શિષ્યથી અલગ રીતે કર્યો હતો. મુકુન્દ શ્રીધરશર્માને છેતરીને અનિરુદ્ધની સાથે રહી શકાય એવી યુક્તિ કરવા માગતો હતો. શ્રીધરશર્માના સ્વભાવથી તે પૂપૂરેપૂરો વાકેફ

હતો; એટલે કેવી યુક્તિથી તેમને ચકિત કરીને તેમના ઉપર પ્રભાવ પાડવો એ વિષે તેણે એક આબાદ યોજના ઘડી હતી. એ કઇ યુક્તિથી શ્રીધર શર્માને આંજી નાંખવાનો હતો, તે અનિરૂદ્ધ જાણતો નહતો.

શ્રીધર શર્મા મહાન પંડિત અને ધર્મિષ્ટ પુરૂષ હતા એ ખરૂં; પણ તેમનુ જ્ઞાન ભણેલા પણ નહી ગણેલા એવા વિદ્વાન સમું હતું વ્યવહારમાં જેને કાર્યદક્ષ કહેવામાં આવે છે તેવા પોતે નહતા. પ્રત્યેક બાબતમાં ધર્મ અને શાસ્ત્રાનુસાર જે કાંઇ થતું હોય તે તેમને બહુ રૂચતું. અંદરખાનેથી અથવા પાછળથી રમાતા કોઇના પ્રપંચોની તેમને જાણ પડતી નહીં. સાત્વિક હૃદય, સાત્વિક વિચારો અને સાત્વિક આચાર એ એમનું સિદ્ધિસૂત્ર હતું. પોતે તે મુજબ અનુસરતા હતા. મુકુન્દ અનિરૂદ્ધને કોઇપણ યુક્તિથી મળનાર છે એવી ખબર શ્રીધરશર્માને નહોતી. તેઓ અનિરૂદ્ધ સાથે કુદરતની શોભાના વર્ણન વિષે વાતચીત કરતા હતા; અને બાણભટ્ટે કાદંબરીમાં આમ વર્ણન કર્યું છે અને કાલીદાસે શાકુન્તલમાં તેમ વર્ણન કર્યું છે વગેરે સંસ્કૃત પુસ્તકોનાં દૃષ્ટાંત આપતા હતા.

એટલામાં પાછળથી હોંકારાહોંકાર સંભળાઇ. અનિરૂદ્ધે પોતાની ગાડીમાંથી બહાર જોયું તો એક બળદગાડી હાંકનાર બળદીઆને ગાળો ભાંડતો અને કોરડા ઉપર કોરડા લગાવતો તેની ગાડીની પાછળ ધસારાબંધ પોતાની ગાડી હાંકી લાવતો હતો. તેના બળદીઆ જાણે જીવ લઇને નાસતા હોય તેમ દોડતા હતા અને રસ્તામાં ચારે બાજુ પુષ્કળ ધૂળ ઉડી રહી હતી. હજી તે આ સંબંધમાં અનિરૂદ્ધ કાંઇ વિચાર કરે એટલામાં પાછળની બળદ ગાડીનો એકાએક ધક્કો તેની ગાડીને જોરથી વાગ્યો. અનિરૂદ્ધે સમયસૂચકતા વાપરીને ગાડીમાંથી કૂદકો માર્યો પણ શ્રીધરશર્માએ તેનું અનુકરણ કરતાં થોડી ઇજા થઇ.

અનિરૂદ્ધની ગાડીનો ગાડીવાન પાછલી ગાડીના ગાડીવાનને ગાળો ભાંડવા મંડ્યો અને અદાલતમાં ઘસડવા તથા નુકશાની મેળવવા ધમકીઓ આપવા લાગ્યો. અનિરૂદ્ધે પ્રથમ ગુરૂજીની સંભાળ લીધી. તેમને પગમાં જરાક વાગ્યું હતું અને તેમાંથી લોહી નીકળતું હતું. તેણે એક પાટો બાંધીને તેમને જમીન પર બેસાડ્યા. એ વખતે પાછળની ગાડીનો ગાડીવાન અનિરૂદ્ધ પાસે આવ્યો અને હાથ જોડીને બોલ્યો:

"મારી ગાડીમાં બેઠેલા સરદાર સાહેબ દરભંગાના મહારાજાની રાજકચેરીના એક ખિતાબદારી સરદાર છે. તેઓએ આપને વિનતિ સાથે કહેવરાવ્યું છે કે આ અકસ્માત માટે પોતાને ઘણીજ દીલગીરી થઇ છે. પોતે આપની માફી માગે છે, અને જો આપને અથવા આપની ગાડીને કાંઇ નુકશાન થયું હોય તો તેની નુકશાની આપશ્રી ઠરાવશો તેટલી આપવા પોતે તૈયાર છે."

"દરભંગાના દરબારના ખિતાબધારી સરદાર" એ શબ્દો સાંભળીને ગુરૂજીએ પુછ્યું: "તેઓશ્રીનો રાજદરબારમાં શો હોદ્દો છે; વારૂ ?"

"મહારાજ" ગાડીવાને વિનતિભર્યા સ્વરેજ બોલવું ચાલુ રાખ્યું. "હું એ પૂરેપૂરૂં જાણુતો નથી. પણુ આપ મારા સરદાર સાહેબ પાસે આવવા કૃપા કરશો તો તેઓ આભારી થશે. તેમણે મને આપને પોતાની પાસે લઇ આવવા પણુ કહ્યું છે."

ગાડીવાનને શો જવાબ દેવો એ પૂછવા માટે અનિરૂદ્ધ, ગુરૂજી સામે જોઇ રહયો. એટલામાં તો પાછળની ગાડીમાંનો કહેવાતો સરદાર પોતાની ગાડીમાંથી જ ઉતરીને તેમની પાસે આવ્યો.

તેને જોતાંજ અનિરૂદ્ધ ચમકયો! કારણુ કે તે સરદાર અન્ય કોઈ નહીં પણુ તેનો મુફલીસ મિત્ર મુકુન્દ હતો!

મુકુન્દે વેષધારી સરદાર તરીકે શા માટે વેષ લીધો હતો? કારણુ કે, જેમ મોહનરાય તેને ખુલ્લી રીતે ઓળખતા હતા તેમ શ્રીધરશર્મા પણુ ઓળખતા હતા. મોહનરાયે મુકુન્દને અનિરૂદ્ધ સહિત કદાપિ પણુ વાત નહીં કરવાનું ફરમાન કરેલું હતું. શ્રીધરશર્મા તો પ્રવાસમાં હરદમ અનિરૂદ્ધ સાથે રહેનાર હતા અને તેઓ કાંઇ મોહનરાયની ઇચ્છા વિરૂદ્ધ આ બેને સાથે મળવા દે નહીં. આથી એ વૃદ્ધ ગુરૂને છેતરવા મુકુન્દે આ વેષ સજ્યો હતો.

મુકુન્દ સરદારના વેષમાં જ્યારે આ બે જણુની પાસે આવ્યો ત્યારે શ્રીધરશર્મા પોતાના જખ્મી પગને પંપાળતા હતા. તેમનું ધ્યાન તેમના જખ્મમાં હતું. સરદારે નાકે આંગળી અરકાડી અનિરૂદ્ધને ચૂપ રહેવા ઇશારત કરી. અનિરૂદ્ધ ક્રોધભરી નજર તેના સામે કરી.

સરદાર શ્રીધરશર્મા પાસે જઇ, જમીન પર બેસીને હાથ જોડીને કહેવા લાગ્યો: "વૃદ્ધ મહાશય! મારી ગાડીના આંચકાથી આપને વાગ્યું તે બદલ આપની હજારોવાર માફી માગું છું. પધારો, આપ મારી ગાડીમાં બિરાજો. હું આપને મારા એક પરિચિત બાહોશ

ડાકટરને ત્યાં લઇ જાઉં. આપ કહેશો તેટલી નુકશાની આપની ગાડી ભાંગવા બદલ આપીશ."

શ્રીધર શર્માએ બોલનાર તરફ જોયું. તેણે ભપકાદાર પોષાક પહેર્યો હતો. માથે એક મંદીલ, બદન પર મુખમલનું અંગરખું અને પગમાં રેશમી સુરવાલ તેમજ ભરતકામવાળી મોજડીઓ, એ તેનો પહેરવેશ હતો. એક રેશમી દુપટ્ટો જમણા ખભા ઉપરથી નાંખીને ડાબી કેડ ઉપર તેણે તેની ગાંઠ વાળેલી હતી. છાતી ઉપર બે ચાંદ લટકાવેલા હતા.

આવો એક મોટો માણસ પોતાના પગ પાસે બેસીને હાથ જોડીને અતિશય નમ્રતાથી માફી માગે છે તથા નુકશાની ભરી આપવા કહે છે, એ જાણીને ગુરૂજી ઉપર ભારે અસર થઈ. સરદાર માટે તેમના મનમાં ખુબ માન ઉપજ્યું. તેઓ બોલ્યાઃ "નહીં, નહીં, સરદાર! મને કાંઇ બહુ વાગ્યું નથી. એમાં ડાકટરની મદદની કશી જરૂર નથી. આપ જેવા મોટા માણસ મારી માફી માગીને મને શરમાવો છો. આ તો એક અકસ્માત હતો. ગાડી ભાડુતી છે અને તેનો હાંકનાર જે નુકશાની માગશે તે અમે આપી દઇશું-આપને આપવા દઇશું નહીં. કેમ, વત્સ અનિરૂદ્ધ! મારૂં કહેવું ખરૂં છે ને?"

અનિરૂદ્ધને મુકુન્દની આટલી બધી જોખમભરી ચાલાકી પસંદ પડી ન હતી. તેને અંદરખાનેથી ગુસ્સો એ ઉપજ્યો હતો કે-ગાડીનો અકસ્માત કરાવવાથી ગુરૂજીને અત્યારે તો જરાકજ વાગ્યું પણ જો ઘણુંજ જ વાગ્યું હોત અને કદાચ પોતાને પણ જખ્મો થયા હોત તો કેટલી બધી પંચાત ઉભી થાત! આ પ્રશ્નો તેના મનમાં ઉપજ્યાથી તે આ વેષધારી સરદાર પર ગુસ્સે થઇ ગયો હતો. તેણે તેને જો કે ખુલ્લો પાડયો નહીં પણ ગુરૂએ નુકશાની સંબંધમાં તેનો જે અભિપ્રાય માગ્યો તેમાં તેણે વિરોધ બતાવતાં કહ્યું: "ગુરૂદેવ, સરદાર મહાશય પોતેજ નુકશાની ભરી દેવા આગ્રહી છે, તો આપણે એમનું મન નારાજ કરવું જોઇએ નહીં—"

સરદાર એના કરતાંયે વધુ ચાલાક હતો. તેણે અધવચ્ચ કહ્યું: "બરાબર, બરાબર, અકસ્માતનો કસુર અમારો છે; એટલે, શ્રીમાન અનિરૂદ્ધરાય! આપનું કહેવું બરાબર છે." તેણે તરતજ પોતાના ખિસ્સામાંથી પાંચ રૂપિઆની એક નોટ કાઢીને અનિરૂદ્ધના ગાડીવાન-ને આપવા માંડી પણ તે ગાડીવાને એટલા રૂપીઆ લેવા ના પાડી. ગુરૂદેવે અનિરૂદ્ધને કહ્યું: "બીજી એક પાંચની નોટ આપણા તરફથી આપીએ." અનિરૂદ્ધે તેમ કરવા દેવા અસંમતિ બતાવી. સરદારને પોતાની

વટ પાડ્યો હતો. તેથી તે ગાડીવાનને જરાક દૂર લઇ ગયો અને આખરે એને સમજાવીને એણે એકંદર રૂ. ૧૦) માં પતાવટ કરી.

એ પછી તે પોતાની ગાડીમાં આ બે જણને બેસવા માટે આગ્રહ કરવા લાગ્યો. શ્રીધર શર્માએ લગીરે આનાકાની કરી નહીં. તેઓ જુએ નહીં એવી રીતે સરદાર નમનતાઇભર્યું મુખ કરીને અનિરૂદ્ધ પ્રત્યે હાથ જોડવા લાગ્યો. હૃદયમાં ક્રોધ હતો છતાં એની આર્જવતાથી અનિરૂદ્ધે નમતું મૂક્યું. સરદારની ગાડીમાં ગુરૂશિષ્ય અને સરદાર બેઠા પછી શ્રીધર શર્માએ પ્રશ્ન કર્યો; "સરદાર મહાશય! આપનો કંઇ વિશેષ પરિચય આપવા કૃપા કરશો?"

"ઘણીજ ખુશીથી" એમ બોલી સહેજ ખૂંખારો કરીને આ વાક્પટુ યુવકે કહેવા માંડ્યું: "મારો પરિચય હું આપું તે પહેલાં મારી એક શંકાનું નિવારણ ચાહું છું. આપે આ યુવક મહાશયને "વત્સ અનિરૂદ્ધ" એ નામે સંબોધ્યા તે ઉપરથી મારી યાદદાસ્તી કસીને એમનો, એમના પિતાશ્રીનો અને મારો સંબંધ મેં તાજો કર્યો છે. અનિરૂદ્ધરાય, પંજાબવાળા વીરભૂષણ મોહનરાયજીના કંઇ સંબંધી થાય છે કે!"

"હા" શ્રીધર શર્માએ જવાબ દીધો: "એ એમના સુપુત્ર થાય છે, અને હું તેનો ગુરૂ શ્રીધર શર્મા."

"ઓ હો હો!" સરદાર બોલ્યો: "આજે હું પાવન થયો; ભાગ્યશાળી થયો! કાશ્મીરના વિદ્વદ્વર્ય મહાન પંડિત, સંસ્કૃત ભાષા અને વેદ ધર્મના મહાન અભ્યાસક પંડિતજી શ્રીધર શર્માની કીર્ત્તિ તો અમારા દરભંગાના રાજ્યદરબારમાં અને ઉત્તર હિન્દુસ્તાનમાં સમસ્ત બ્રાહ્મણ વર્ગમાં મેં ઘણીજ સાંભળી છે. શું તે જ આપ સાક્ષાત્ વેદવ્યાસ સમા પવિત્ર મહાપંડિત અને બ્રહસ્પતિજી જેવા મહાગુરૂ?! પ્રભો! મારો જન્મ આપનાં દર્શનથી સાર્થક થયો!" સરદારે ગુરૂનાં ચરણની રજ પોતાને માથે ચઢાવી અને તેનાં ચરણમાં પોતાનું મસ્તક મૂક્યું.

શ્રીધર શર્મા પોતાની પ્રશંસાથી ખુશ થઇ ગયા. તેમણે કહ્યું: "ઉઠો, ઉઠો, સરદાર! મારી આટલી બધી પ્રશંસાને હું પાત્ર નથી. હું તો એક સામાન્ય અધ્યાપક છું. વત્સ અનુ! આ સરદાર મહાશય વિશે તને કાંઇ યાદ આવે છે?"

"મેં તો એમને સ્વપ્નમાં પણ ક્યાંયે જોયા નથી!" અનિરૂદ્ધે હજી પણ ગુસ્સામાં જ રોકડું પરખાવી દીધું.

"હં. હં. હં." મીઠું હસતો હસતો સરદાર બોલ્યો: "ઘણાં વર્ષોની વાત આપ જેવા ગર્ભશ્રીમંતોને યાદ આવે નહીં એ સ્વાભાવિક છે. સાંભળો; હું મારો અને આપનો ક્યાં અને ક્યારે પ્રથમ મેળાપ થયેલો તેનું સ્મરણ કરાવું. મારૂં નામ સરદાર યશવન્તસિંહ. અનેક રાજરહસ્યો અને ખટપટોને ખાતર મારે દરભંગાનરેશ તરફથી લાહોરમાં કેટલાંક વર્ષ ગાળવાં પડયાં હતાં. ત્યારે આપના પિતાશ્રી 'વીરભૂષણ' રાયજી મહારાજા રણજીતસિંહની નોકરીમાં હતા. એક વેળા રાજબાગમાં, શ્રીમાન અનિરૂદ્ધરાય! આપ ફરવા આવેલા. આપને પુસ્તકોનો ઘણો શોખ છે. એક બાંકડા પર બેઠા બેઠા આપ પુસ્તક વાંચવામાં ખૂબ એકાગ્ર થઈ ગયા હતા. હું ત્યાંથી પસાર થતો હતો. એ વેળા મેં જોયું કે—આપના પગ પાસે અચાનક એક સર્પ નીકળેલો છે અને આપને ડંશ દેવાની તૈયારીમાં છે. આપનું તો રજમાત્ર ધ્યાન તેના તરફ નહતું. તરતજ મેં મારા હાથમાંની ચાંદીની મૂઠવાળી લાકડીથી સર્પને દબાવી રાખ્યો અને બૂમાબૂમ પાડીને લોકોને એકઠા કર્યા. સર્પને પકડવામાં આવ્યો અને આપશ્રીનો પ્રાણ બચ્યો. એ પ્રસંગ પછી આપ મને આપના પૂજ્ય અને શૂરવીર પિતાશ્રી પાસે લઇ ગયા. શું કરૂં એમના સદ્ગુણોની પ્રશંસા! આપે બાગનો બનાવ એમને કહ્યો અને જયાં એમણે મારો પરિચય જાણ્યો ત્યાં તો પોતે વિનીત ભાવે ઓછા ઓછા થઇ ગયા અને મારી ખૂબ પ્રશંસા કરવા લાગ્યા. મારે કહેવું જોઇએ કે-મેં એમાં કાંઇજ વિશેષ મહત્ત્વનું કાર્ય કર્યું નહતું. સદ્ભાગ્યે મારો, આપનો અને આપના પિતાશ્રીનો સંબંધ વધ્યો. બે એક વર્ષ એમ પસાર થયા પછી મારે અચાનક રાજકારણને યોગે પુનઃ દરભંગા જવું પડયું. એ પછી આજ અહીં ફરીથી મેળાપ થાય છે."

"ઓહો! ત્યારે તો વત્સ અનિરૂદ્ધના આપ પ્રાણરક્ષક!" ગુરૂએ કહ્યું.

"એમના પિતાશ્રીનો જ શબ્દ આપે વાપર્યો" સરદાર બોલ્યો: "પણ મેં કહ્યું છે તેમ, હું એમાં મહત્કાર્ય માનતો નથી તેથી 'પ્રાણરક્ષક'નો ઇલ્કાબ લેવા માગતો નથી. પૂર્વજન્મમાં મારા ઉપર અનિરૂદ્ધરાયજીએ કોઇક ઋણ ચઢાવ્યું હશે, તેનો મેં બદલો વાળ્યો અને પરમાત્માએ મને ઋણમુક્ત કર્યો એમજ હું તો એ બનાવનો સાર લઉં છું."

ગુરૂજી ઉપર આ તત્વજ્ઞાનથી જબરી અસર થઈ. સરદારને તે કહેવા લાગ્યા: "ધન્ય છે તમને કે તમે આર્ય સંસ્કૃતિમાં અને તેના પ્રસ્થાપિત નિયમોમાં આવી ઉત્તમ પ્રકારની શ્રદ્ધા રાખો છો."

"કહો મુરબ્બીશ્રી" સરદારે વિષય પલ્ટાવતાં પૂછ્યું: "આપ હવે કયાં જવા ધારો છો? આપણે દિલ્હીના મોટા દરવાજા સમિપ આવી પહોંચ્યા છીએ."

"અમે દેશાટને નીકળ્યા છીએ. દિલ્હીના દેખાવો જોઇને આગ્રા જવા ધારીએ છીએ. અહીં એક વીશીમાં ઉતર્યા છીએ." ગુરૂએ કહ્યું.

"વાહ કેવો સુંદર સંયોગ?" સરદાર બોલ્યો: "અમારા દરબારમાંથી ૭ મહિનાની વિશ્રાન્તિની રજા મેળવીને હું પણ દેશાટનં પંડિતમિત્રતા ચ એ જાણીતા શ્લોક અનુસાર દેશાટન માટે જ નીકળ્યો છું. આજ બ્રહસ્પતિજીનો અને એક વીર પુરુષના વીર પુત્રરત્નનો મેળાપ થયો. અહા! આપના સહવાસમાં મને કેવી કેવી જ્ઞાનગોષ્ટિઓનો લાભ મળશે? જે લાભ મેળવવા ઘણાઓ મરી મથે છે તે આજ મને મારા ભાગ્યને યોગે સહજમાં મળી ગયો. કૃપાળુ, આપની સાથે પ્રવાસ કરવાની પરવાનગી આપ મને આપી શકશો?"

"વાહ!" ગુરૂએ કહ્યું: "એમાં અમને શો વાંધો હોય? એક રાજદરબારના એક સરદાર સાથે પ્રવાસ કરવામાં અમને ઔર આનંદ થશે."

મુકુન્દે સરદારના વેષમાં આમ ગુરૂ ઉપર ખોટો પ્રભાવ પાડીને મુસાફરીમાં સાથે રહેવા ઠરાવ્યું. પણ અનિરૂદ્ધને આ પ્રસંગ ઉપરથી મુકુન્દ ઉપર ઘણોજ કંટાળો આવ્યો. યુક્તિથી ગુરૂને મુકુન્દ સમજાવીને પ્રવાસમાં રહેવાની પરવાનગી મેળવશે, એમ અનિરૂદ્ધ જાણતો હતો; પણ એ યુક્તિ આ પ્રકારની અને તદ્દન જુઠ્ઠી તથા કાંઇપણ ઢંગધડા વિનાની હશે, એવી કલ્પના અનિરૂદ્ધને નહતી. તેને પશ્ચાતાપ થવા લાગ્યો કે, બદમાશ તરીકે ગણાયલા આ નાલાયકને મેં દયાભાવથી પણ શા માટે મારી સાથે રાખવા સંમતિ આપી? જો પહેલીજ વખત તેને આગ્રહ કર્યો નહોત તો ઘણું સારૂં થાત. અનિરૂદ્ધનું અંતઃકરણ કહેવા લાગ્યું કે—હવે આને ચેતવણી આપીને છૂટો કરી દેવો જોઇએ.

જે વીશીમાં ગુરૂજી અને અનિરૂદ્ધ ઉતર્યા હતા, તેમાં સરદારને આગ્રહપૂર્વક લઈ જવામાં આવ્યો. જમ્યા પછી બપોરને સમયે ગુરૂજી જ્યારે ઓરડીમાં સુવા ગયા ત્યારે અનિરૂદ્ધે મુકુન્દને બહાર એક બાજુ લઇ જાઇને ઠપકો આપવા માંડયો: "પાગલ! તારૂં જુઠ્ઠાણું કયાં સુધી ચાલશે? ગુરૂજી મારા પિતાજીને પત્ર લખીને પૂછાવશે કે—

યશવન્તસિંહજી નામના ફરભંગાના સરદારને ઓળખોછો ત્યારે શું તારી ફજેતી નહીં થાય?"

"યશવન્તસિંહ નામના એક સરદાર ફરભંગામાં હતા, એ ચોક્કસ છે."

"પણ રાજબાગમાં મારો સર્પથી બચાવ, મારા પિતા પાસે તારૂં જવું. તને ધન્યવાદ મળવો, એ બધું તૂટેતૂત શું ખુલ્લું નહીં પડે?"

"મિત્ર!" મુકુન્દ બોલ્યો: "એક મુદ્દો સમજી લે. કેવળ તારા આગ્રહથી પ્રવાસમાં તારા સાથીદાર થવા માટે મેં આ યુક્તિ ઘડી છે. જ્યાં એમ લાગશે કે, યશવન્તસિંહ તરીકેની યુક્તિ નથી નભતી ત્યાં તરતજ બીજી અમલમાં મૂકાશે—"

"એટલે? એક જુઠ્ઠાણાની પાછળ બીજું અને તેની પાછળ ત્રીજું? મુકુન્દ! હું સાફ સાફ કહી દઉં છું કે—આ પદ્ધતિથી મારે તારો સહવાસ આ પ્રવાસમાં નથી જોઇતો. તારા પૂર્વકાલના અનીતિમય જીવનની દરગુજર કરીને, તને કાંઇક સન્માર્ગે ચઢાવવાના ઉદ્દેશથીજ હું આ પ્રવાસમાં સાથે લાવ્યો છું; પણ તું તો હજીયે જુઠ્ઠાણાં વધારવાની વાતો કરે છે! આ નહીં નભે."

"તો ભલે." મુકુન્દ બોલ્યો: "આ યશવન્તસિંહ સરદાર અહીંથી રજા લેશે. હું તો આપઘાત કરવાનો હતો એ તું જાણે છે. તારી સમજાવટથી તેમ કરતો અટકયો છું. હવે તું મને આશ્રય આપવો છોડી દઇશ કે, તરતજ હું મારો એત અમલમાં મૂકીશ."

"તે તો જેવી તારી મરજી" અનિરૂદ્ધે કહ્યું: "પણ પ્રવાસમાં હું તારાં જુઠ્ઠાણાંઓમાં સામેલ થયો એવું મારા પિતાજીના જાણવામાં આવે તો મારી હાલત કફોડી થાય. આથી હું તને ફક્ત એટલીજ ચેતવણી આપું છું કે—સત્ય અને નીતિને રાહે અમારી સાથે ભલે રહે; પણ જુઠ્ઠાણાં અને પ્રપંચથી રહીશ નહીં."

અનિરૂદ્ધ આમ કહીને તેનાથી છૂટો પડયો. તેના જવા પછી મુકુન્દ સ્વગત બોલવા લાગ્યો: "હવે તો, બચ્ચાજી! તમારી પાસેથી તમને બરાબર નીચોવીને જ છૂટો પડવાનો!"

## પ્રકરણ ૫ મું.

## મુકુન્દનાં આગમ્યાં કર્ત્તુક.

" જેનો વાલમ મુતારો ઠગારો બેજાર;
તેની નારી બિચારી બને છે લાચાર ! "
('રામાયણ' નાટકમાંથી)

દિલ્હીમાં જે વખતે અનિરૂદ્ધ તરફથી મુકુન્દને સાફ સાફ વાતો કહી દેવામાં આવી તે વખતે મુંબાઇમાં અનિરૂદ્ધના પિતા મોહનરાયને ત્યાં એક નવી ઘટના ઘડાઈ.

રાજનગરના વ્રજલાલ શાસ્ત્રી નામના એક બ્રાહ્મણ પંડિત પોતાની પુત્રી સુરેખા સાથે મોહનરાયને ત્યાં તેજ દિવસે સહવારે આવ્યા. તેમણે પોતાની પુત્રી પર પડેલી એક કમનસીબ આફતની વાત તેમને કહી. તેમના કહેવા મુજબ સુરેખાનો પતિ નામે મણિધર એક વંઠેલ અને ખરાબ ચાલચલગતનો જુવાનીઓ નીકળ્યો છે. તેણે તે બિચારીને અપાર દુઃખ દીધું છે. ઘણીવાર તેના શરીર ઉપરના દાગીનાઓ છીનવી લઇને તે બજારમાં ગીરવી રાખી આવ્યો છે અથવા વેચી આવ્યો છે અને છેક છેલ્લી કમનસિબીની ઘટના તો એ બની છે કે સુરેખાનાં કીંમતી વસ્ત્રો અને બાકી રહ્યાસહ્યા દાગીનાઓ તેમજ ઘરમાંનો સરસામાન વેચી સાટીને રૂા. ૫૦૦) ઉપજાવીને તેનો પતિ ક્યાંક નાસી ગયો છે. તે એક ચિઠ્ઠી લખતો ગયો છે કે: " હવે તારો અને મારો ઋણાનુબંધ તુટયો. તું મારૂં મોં જોવા નહી પામે. હું તારૂં મોં જોઇશ નહી. માટે તું તારે પિયર જઇને રહેજે. " સુરેખા રાત્રે નિદ્રામાં હતી તે વખતે તેનો પતિ આમ તેને છોડીને નાસી ગયો અને સવાર પડતાં તે જાગી ત્યારે ઉપલી ચિઠ્ઠી જોઇને વિસ્મિત થઇ. બિચારીનું રોવા સિવાય બીજુ શું જોર ? ખૂબ રોઈ અને આખરે પાડોશીઓમાંના એકની સાથે તે પિતા વ્રજલાલ શાસ્ત્રીને ત્યાં ગઇ. સંબંધી જનોમાં લગ્ન હતાં એટલે ચારેક દિવસ તેમાં ભાગ લીધા પછી જમાઇની શી હાલત છે એની તપાસ કરવા વ્રજલાલ શાસ્ત્રી પુત્રી સાથે મુંબાઇ આવ્યા છે. મોહનરાયને ત્યાં રહેતા શ્રીધર શર્મા સાથે શાસ્ત્રીજીને સારી પિછાન છે. મોહનરાય પોતે પણ પંડિતો પ્રત્યે પૂજ્યભાવ રાખનાર ગૃહસ્થ છે એટલે એમની મદદથી જમાઈની શોધ કરવાનો વ્રજલાલ શાસ્ત્રીનો ઇરાદો છે.

મોહનરાયને શાસ્ત્રીજીની આ વાત સાંભળીને દુઃખ થયું. સુરેખા તરફ તેમણે નજર કરી. બિચારી ગરીબ ગાય જેવી દેખાતી હતી. મોહનરાયે શ્રીધર શર્મા પ્રવાસે ગયાની વાત કહીને શાસ્ત્રીજીને સ્વસ્થતાથી થોડા દહાડા પોતાને ઘેર રહેવા જણાવ્યું અને બપોરે જમ્યા પછી તેઓ, શાસ્ત્રી અને તેની પુત્રી સાથે જમાઇ જ્યાં રહેતો હતો ત્યાં જવા નીકળ્યા. પાયધુની ઉપર એક માળામાં તે રહેતો હતો. ત્યાં જતાં મોહનરાયને પાડોશીઓ તરફથી એવી વિગત મળી કે સુરેખાનું જીવન દુઃખમાંજ વીતતું હતું. એથી પાડોશીઓ સારી પેઠે વાકેફગાર હતાં. મણિશ્વર રાતના ઘણું ખરૂં ૧૨ કે ૧ વાગેજ ઘેર આવતો. દિવસના ભાગમાં તે ઘણીવાર પાડાની માફક ઉંઘતો. ઘણીવાર તેને ત્યાં નઠીં ઇચ્છાજોગ ગોઠીઆઓ આવતા અને ગાયનો ગાઇને તથા "હા હા હી હી" કરીને માળાની શાન્તિમાં ખલેલ પાડતા. ઘણીવાર સુરેખાને તે મારતો. આવાં આવાં કેટલાક ધાંધલને પરીણામે બે ત્રણ વખતે તેને માળો સાચવનાર ભૈયા તરફથી ચેતવણી અપાઇ હતી. દરેક વખતે તે માફી માગીને ફરીથી એવું નહી થાય એમ કહેતો પણ ફરીથી ને ફરીથી એજ ધાંધલ ચાલુ રહેતું. સુરેખા, પાડોશીઓમાંના કેટલાંક દિલસોજ કુટુંબોમાં બેસતી ઉઠતી અને પોતાનું હૃદય ખોલીને વાત કરતી પણ કમનસીબે, હિન્દુ સંસારમાં આવા કેટલાયે હતભાગી દાખલા મોજુદ હોય છે એટલે ઘણાં પાડોશીઓ તેના તરફ બની શકતી દિલસોજી બતાવી તેને હંમેશાં સહનશીલ રહેવાની સલાહ આપતાં; પણ તેના માળામાં એક સુશિક્ષિત કુટુંબ રહેતું હતું, જેને "સાકરવાળા"નું કુટુંબ કહેવામાં આવતું તે કુટુંબની સ્ત્રીઓ હમેશાં સુરેખાને કહેતી કે–તારા પતિની આ ચાલ ચલગત સુધારવાનો એકજ રસ્તો, તેની સામે વર્તમાનપત્રોમાં લખાણ કરીને, તેમજ તેની વિરૂદ્ધ ભાષણો કરીને અને તેની આખીયે વર્તણુક ખુલ્લા સ્વરૂપે જનસમાજ સમક્ષ રજુ કરીને તેને ફજેત કરવાનો છે. એ 'સાકરવાળા' કુટુંબ સુધારક કુટુંબ ગણાતું. શ્રી. સાકરવાળાનું આખું નામ ગુલાબદાસ ગંગાદાસ સાકરવાળા હતું. પોતે જ્ઞાતિએ કાયસ્થ હતા. એમની પત્નીનું નામ મંછાગવરી હતું. એમને પાંચ પુત્રીઓ હતી. એમાંની બે પરણેલી હતી અને ત્રણ કુંવારી હતી. પાંચે ઘણું સારૂં ભણેલી ગણેલી હતી. જે ત્રણ કુંવારી હતી, તેમાંની એક ૨૨ વર્ષની, બીજી ૧૯ વર્ષની અને ત્રીજી ૧૫ વર્ષની હતી. આમાંની ૧૯ વર્ષની કન્યા નામે સુવિલા ચોપાનીઆમાં લેખો લખતી, વ્યાસપીઠ ઉપર ભાષણો કરતી અને સ્ત્રી-

સ્વાતંત્ર્યની હિમાયત કરીને પુરુષોની પાશવતા અને પુરુષોના રાક્ષસીપણાની સામે પોતાનો ખૂબ રોષ પ્રકટ કરતી. આ સુવિદ્યા, હમેશાં સુરેખાને સલાહ આપતી કે–એક વાર તારા પોતાના નામે આ અસહ્ય જિંદગી સામે પોકાર ઉઠાવનારો લેખ લખ. લખાણ બધુંયે તે લખી આપવા તૈયાર હતી–ફક્ત સુરેખાએ સહી કરવી એવું તેનું કહેવું હતું. પણ સુરેખા એ હિમ્મત બતાવવા રાજી નહતી.

જે વખતે મોહનરાય પાડોશીઓને આ હકીકતની પૂછપરછ કરતા હતા તે વખતે, ઉપર જણાવેલી કુમારિકા સુવિદ્યા સાકરવાળા બહારથી ત્યાં આવી પહોંચી. થોડોક વખત તે ચૂપ રહીને બધી હકીકત સાંભળી રહી પણ એ દરમ્યાન સુરેખાના પિતાએ લલાટે હાથની આંગળી ઠોકીને નિસાસો નાંખતાં કહ્યું: “અરેરે! આમાં કોને ખબર હતી કે–જમાઇ આવો નેઠ નીકળશે? બિચારી છોકરીનું નસિબ જ એવું!” જ્યાં વ્રજલાલ શાસ્ત્રી આ શબ્દો બોલ્યા કે સુવિદ્યાનો મિજાજ હાથથી ગયો. ગુસ્સે થતી તે પૂછવા લાગી: “આપ શ્રીમાન મારી સહીપણી સુરેખાના પિતા થાઓ છો કે? પુત્રીને દીવો લઇને કુવામાં નાંખ્યા પછી નસિબનો દોષ કાઢીને છટકી જાઓ છો એમાં શરમ નથી આવતી? નસિબનો દોષ આ દાખલામાં ક્યાં છે? દોષ તમો માબાપોનો–લગ્નનાં દલાલોનો–છે. તમારી પુત્રીનું લગ્ન કરતી વખતે તમે એને સહેજ પણ પ્રશ્ન પૂછ્યો હતો કે-તને આ પતિ ગમે છે કે નહીં? તમે તેના કહેવાતા પતિનો અને તેનો જરાક પણ પૂર્વપરિચય થવા દીધો હતો? તમારી ઇચ્છામાં આવ્યું તેમ, તમે આ ગરીબ ગાયને બિચારીને ઉકરડે નાંખી દીધી અને હવે જ્યારે તે નાલાયક નીવડયો ત્યારે તમારાં કૃત્ય માટે છટકી જઇને તમે નસિબનો વાંક કાઢો છો?! નહીંજ. એ બિલકુલ નહીં ચાલે. આ લગ્ન માટે સુરેખા જરાકે જવાબદાર નથી. એનાં તમે કરેલાં લગ્ન માટે તે સાફ સાફ ઇન્કાર કરી શકે છે અને પોતાનું હવે પછીનું જીવન સુખી કરવા માટે તે હરકોઇ અન્યને પસંદ કરીને તેની સાથે લગ્ન કરવાને હક્કદાર ઠરે છે.”

કુમારિકા સુવિદ્યા સાકરવાળાનાં આ વાકયોએ વ્રજલાલ શાસ્ત્રી અને મોહનરાયને આશ્ચર્યથી સડક બનાવી દીધા. પાડોશીઓ તો સુવિદ્યાના આવા વિચારોથી પરિચિત હતા. તેઓ કુતૂહલથી એ જોવા તત્પર થઇ રહ્યા કે–હવે શો રંગ જામે છે?

મોહનરાય પહેલાં તો આશ્ચર્યથી અવાક્ બન્યા પણ પછી તેમને સુવિદ્યાના શબ્દો ઉપર ગુસ્સો આવ્યો. તેમણે તેને કહ્યું:

"બ્હેન, આવું નાહાનીઆતભર્યું બોલીને નક્કામી પારકી પંચાત શા માટે ડ્હોળે છે ? તારા કરતાં અમે વધુ દીવાળીઓ જોઇ છે અને અમે જે કર્યું છે તે બરાબર વિચારપૂર્વક અને અમારાં ધર્મ-શાસ્ત્રોની આજ્ઞા અનુસારજ કર્યું છે. તારા જેવી નાની બાળકીઓએ આવા ગહન પ્રશ્નોમાં માથું મારવાની જરૂર નથી."

"સજ્જન," સુવિદ્યાએ મોહનરાયથી જરાકે નહીં અંજાતાં જવાબ દીધોઃ "આ સવાલમાં મારૂં બોલવું આપને પારકી પંચાત જેવું લાગે છે તેથી હું કાંઇ તે સવાલમાં બોલવાનો મારો હક્ક છોડી દઇશ નહીં. હિંદુ સમાજનો અને ખાસ કરીને મારી એકેક એક દુઃખી બહેનનો સવાલ, એ મારો પોતાનો સવાલ છે. આખો સમાજ એક એક વ્યક્તિનો બનેલો છે. જેમ એક આખી દિવાલમાંની દરેક ઈંટ અને દરેક ચુનાની કાંકરીની સુવ્યવસ્થિતતા, મજબુતાઇ અને સારી જાત ઉપર તે આખીયે દિવાલનો આધાર છે તેમ હિંદુ સમાજના એકેકે એક પુરુષ અને એકેકે એક સ્ત્રીના ચારિત્ર પર અને એના જીવનની આત્મ–શુદ્ધિ ઉપર હિંદુ સમાજના ટકાવનો આધાર છે. જેમ એક દિવાલની દરેક ઈંટ અને દરેક ચુનાની કાંકરીને પરસ્પર એક બીજા સાથે આધાર છે તેમજ હિંદુ સંસારના દરેક પુરૂપ અને સ્ત્રીના જીવનને પરસ્પર આધાર છે. શા માટે હું ન બોલું ? મારો સમાજ એ મારૂં કુટુંબ છે; મારા સમાજ ઉપર મારા દેશની ચડતી પડતીનો આધાર છે; તેમાંની મારી એક દુઃખી બહેનને ખાતર ફક્ત હુંજ નહીં પણ હવે આખો સ્ત્રી–સમાજ કકળી ઉઠશે અને સદ્‌ગૃહસ્થ, અમારા જેવીઓને તરછોડવા માટે આપને લાખ્ખો વાર ફિટકાર આપશે. હમારી બહેનોએ તમારા કહેવાતા આર્ય સંસારને નામે બહુ સહન કર્યું; તમો પુરૂષોની ગુલામીમાં પોતાના જીવન હોમી દીધાં અને છતાંય 'શાસ્ત્રો, શાસ્ત્રો' ના પોકાર પાડતા તમો પુરૂષોએ આપખુદી તજી નથી. એનો જવાબ હવેજ તમારે દેવો પડશે; અને યાદ રાખજો, જેટલા તમે અમોને તિરસ્કારશો તેટલોજ બમણો તિરસ્કાર અમે તમારો કરીશું. પણ અમારા ઉપરનો તમારો જુલ્મ છૂંદી નાંખ્યા સિવાય–તોડી ફોડી નાંખ્યા સિવાય અમે નહીં રહીએ."

"કોઇ આઝાદ છોકરી લાગે છે !" મોહનરાયે સુવિદ્યા તરફ જોતાં જોતાં એક પાડોશીને કહ્યું. સુવિદ્યા ક્રોધથી ધુંફાડા મારતી સાક્ષાત્ ચંડિકા હોય એમ ઉભી હતી અને મોહનરાયના મુખમાંથી નીકળનાર પ્રત્યેક શબ્દનો પ્રહાર કરવાનો પડકાર દેતી હતી.

"મહાશય," જે પાડોશી સમક્ષ મોહનરાયે સુવિદ્યા વિષે ટીકા કરી હતી, તે બોલ્યો: "એની વાક્-ધારાને ભલભલાઓ પહોંચી શકતા નથી. એના આવા વિચારોમાં આ તો 'ધારોરામાં પહેલી પૂણી' છે. પણ એટલું તો મારે કબૂલ કરવું જોઇએ કે એનું હૃદય સાફ છે અને હિંદુ સમાજની સ્ત્રીઓના ઉદ્ધાર માટે એમાં સળગતો પુન્યપ્રકોપ લગીરે ગેરવાજબી નથી."

"હા. અનીલકુમાર ભાઇ ખઈ કહે છે" એક બીજા પાડોશીએ ટાપશી પૂરી: "હવે સ્ત્રીઓને 'અબળા' કહેવાનો વખત જતો રહ્યો છે. નવો જમાનો બેસી ચૂકયો છે અને તેમાં સ્ત્રી પોતાને 'અબળા' નહીં પણ 'પ્રબળા' તરીકે સાબીત કરી આપશે; પોતાના ઉપર પુરૂષોના જુલ્મ લવલેશ પણ થવા દેશે નહીં."

મોહનરાયે આ બેના અભિપ્રાય ઉપરથી આસપાસનું વાતાવરણ કેવું છે, એનો ખ્યાલ કરી લીધો. પોતાનો ગુસ્સો અહીં નક્કામો છે; પોતાના કડક જુના વિચારો અહીં દાખવવા નિરૂપયોગી છે; એમ નિશ્ચય કરી લઇને તેમણે વ્રજલાલ શાસ્ત્રીને કહ્યું: "શાસ્ત્રીજી, ચાલો, આપણે સુરેખાની ઓરડીમાં જઇએ."

આ સાંભળીને સુવિદ્યા બોલી: "મહાશય, મારો જવાબ ?"

મોહનરાયે તેના તરફ કડક દૃષ્ટિપાત કર્યો. એમના દિલમાં એવો વિચાર ઉદ્‌ભવ્યો કે–જો એ મારી છોકરી હોત તો જરૂર એને બે લપડાકો મારીને સીદ્ધીદોર કરત; પણ તે એક પારકી છોકરી હતી એટલે પોતે ખચકાઈ ગયા અને છતાંયે પોતાની કડકતાનો પરિચય તેને કરાવી દીધો: "જો, બ્હેન, જેવા તારા અમુક પ્રકારના વિચારો છે તેવા જ મારા પણ છે. તે તારા કરતાં તદ્દન ઉલ્ટી દિશાના છે. આ પ્રશ્નમાં હું તારી સાથે દલીલો કરૂં તેથી કાંઇ મારા મિત્ર શાસ્ત્રીજીનો જમાઇ એકાએક સુધરી જઇને અહીં પાછો આવી શકે તેમ નથી; નક્કામી જીભાજોડીમાં વખત ગુમાવવાની અમને ફુરસદ નથી. તારા વિચારો તને મુબારક!"

"વારૂ; પણ શ્રીમાન" સુવિદ્યા બોલી: "યાદ રાખજો કે– તમે સુરેખાને આઠેક દિવસમાં જો અન્ય પતિને વરવાની છૂટ નહીં આપો તો, આ મુંબાઇ નગરીનો આખો સ્ત્રી–સમાજ તમારી સામે પ્રચંડ ચળવળ ચલાવશે અને સુરેખા માટે ન્યાય મેળવશે ત્યારે જ જંપશે."

તે ધસારાબંધ ત્યાંથી ચાલી ગઇ. પાડોશીઓ માંહોમાંહે અભિપ્રાય દર્શાવવા લાગ્યા કે–"એ કરશે શું ?" "માબાપની

ઇચ્છા વિના એ કેવી રીતે અને કિયા કાયદાથી સુરેખાનાં એકવારનાં લગ્ન રદ્દ કરાવીને બીજીવાર તેનાં લગ્ન કરાવી શકશે!" "સુરેખાનો પતિ હયાત હોય ત્યાં સુધી સુવિદ્યા તેનાં ફરી લગ્નની વાત ગેરવાજબી કહે છે. એમ તે કદી બને ખઇ!" "જોઇએ છીએ. શો રંગ જામે છે?"

મોહનરાય, વ્રજલાલ શાસ્ત્રી અને સુરેખા, મણિધરની ખોલીમાં ગયાં. તેમાં કાંઇ ઝાઝો સરસામાન બાકી રહ્યો ન હતો. એક નાનું લાકડાનું કબાટ, બે ખુરશીઓ, એક નાનું સરખું મેજ, એક ચટાઇ, ત્રણ ગાદલાં અને બે પેટીઓ પડેલી હતી. કબાટમાં તેઓએ જોયું તો, સુરેખાનાં થોડાંક ફાટેલાં કપડાં, થોડીક પરચુરણ ચોપડીઓ અને જુનાં પુરાણાં છાપાં હતાં પણ તે સિવાય બીજી કાંઇ પણ મહત્વની ચીજ ન હતી! મેજને કાંઇ ખાનાં ન હતાં. ફક્ત તેની ઉપર એક પેન્સિલ, એક હોલ્ડર અને ખડીઓ પડેલાં હતાં. એ સિવાય એની ઉપર કાંઇ જ ન હતું. પેટીઓમાં ભાંગેલાં તુટેલાં થોડાંક પિત્તળનાં વાસણો અને લોખંડની સાંડસી-કડછી વગેરે હતાં. પરન્તુ એક પણ આખું વાસણ તેમાં હતું નહીં!

"બધું સફાચટ કરી નાંખવામાં આવ્યું છે!" મોહનરાયે ઉદ્ગાર કાઢ્યા. એમની નજર એ વખતે સુરેખા તરફ ગઇ. બિચારી એક દિવાલને અઢેલીને પડેલી એક ખુરશી પર બેસીને પોસ પોસ આંસુ પાડતી રડતી હતી! કરૂણ કાળજાનો અને કડક સ્વભાવનો મોહનરાય તેની પાસે દોડી ગયો અને તેને આશ્વાસન આપતો બોલ્યો: "પુત્રી, ના રડીશ. સંતાપ કરવાથી કશું વળશે નહીં. મને તારા પિતા જેવોજ ગણજે. હું હયાત છું ત્યાં સુધી તને કે તારા પિતાને હવે કશી વાતની મુંઝવણ નહીં રહે. તારા હૃદયમાં ભારે મંથન થઈ રહ્યું હશે, એ હું સમજી શકું છું. તારી લાગણીઓનો મને ખ્યાલ આવી શકે છે. પણ અત્યારે એનો ઉપાય રડવામાં નથી. અમે બનતા યત્ને તારા પતિને શોધી કાઢીશું અને તારો સંસાર પુનઃ સુખરૂપ ચાલે એવી રીતે તેને સુધારીશું. માટે પુત્રી, લગારે મુંઝાઇશ નહીં." મોહનરાયની નજર એ વખતે દિવાલ પર ટાંગેલી છબીઓ પર ગઈ. એક છબી બરાબર સુરેખા બેઠી હતી તેની ઉપર ટાંગેલી હતી, જેમાં ત્રણ જુવાનોનો એક સાથે ફોટો હતો.

"હં.. ...શાસ્ત્રીજી!" મોહનરાયે તે છબી ઉતારીને પોતાના હાથમાં લેતાં વ્રજલાલને પૂછ્યું: "આ ૩ જણમાંથી સુરેખાનો પતિ કોણ?...પણ...સબૂર!"

તેઓ થંભી ગયા. એ ત્રણ જુવાનોમાંના એક જુવાનની છબી જોઇને મોહનરાયની મુખમુદ્રા ઉપર ક્રોધની રેખાઓ તરવરી નીકળી: "આ બદમાશની છબી આમાં ક્યાંથી ?"

"કોની ?" વ્રજલાલે પૂછ્યું. સુરેખા તે વખતે પોતાની ખુરશીમાંથી ઉઠીને તેમની નજદીક જઇને ઉભી રહી અને છબીમાં જોવા લાગી.

મોહનરાયે છબીમાં જેની આકૃતિ જોઇને આ પ્રશ્ન કર્યો હતો તેની ઉપર આંગળી મૂકતાં કહ્યું: "આની ?"

"એજ ! એજ !" સુરેખા બોલી.

આશ્ચર્યચકિત થતા મોહનરાય પૂછવા લાગ્યા: "શું આ મણિધર છે ?"

સુરેખાએ હકારમાં માથું હલાવ્યું. વ્રજલાલે કહ્યું: "હા. એજ મણિધરજી છે."

"નહીં. એ તો મારો પરિચિત બદમાશ મુકુન્દ છે !"

"ના હોય. એજ મારા જમાઇરાજ અને એજ મારી સુરેખાને છાંડી જનાર તેનો પતિ છે !"

હવે મોહનરાયની આંખમાંથી અંગારા નીકળવા માંડયા. તેમણે કહ્યું: "શાસ્ત્રીજી, તમે જેને મણિધર કહો છો તેને જ હું મુકુન્દ કહું છું. એજ તે બદમાશ છે, જે મારા અનિરૂદ્ધના મિત્ર તરીકે મારે ત્યાં છ વર્ષ ઉપર આશ્રિત તરીકે રહેલો અને મારા ખિસ્સામાંથી મધરાતે અંધારામાં દશ રૂપિઆની નોટની ચોરી કરતાં પકડાયલો. મેં એને એ વખતે પોલિસને સોંપ્યો નહીં, એ મારી ગંભીર ભૂલ થઇ. એ બદમાશને મેં દયાભાવથી જવા દીધો તેનું પરિણામ બેશક ઉલ્ટું આવ્યું, તે એ કે—આજે આ બિચારી સુરેખાનું જીવન તેણે ધૂળધાણી કરી નાંખ્યું, એમ મારે સાંભળવું પડે છે !"

"આપ ચોક્કસ આ વ્યક્તિ મુકુન્દ છે એમ કહો છો ?"

"ચોક્કસ. ચોક્કસ, જેટલો મને મારા નામનો વિશ્વાસ છે; જેટલો મારી હયાતીનો વિશ્વાસ છે તેટલો જ વિશ્વાસ આ વ્યક્તિના સંબંધમાં છે કે—તે મુકુન્દ જ છે. તેણે મણિધર એ ખોટું નામ ધારણ કર્યું હોવું જોઇએ. કહો જોઇએ, સુરેખાનું લગ્ન ક્યારે થયું ?"

"ચાર વર્ષ ઉપર."

"હં......બરાબર મેળ મળ્યો. છ વર્ષ પર તે મારે ત્યાંથી નીકળ્યો. ત્યાર પછી આડાં અવળાં કૃત્યો કરીને તે મણિધર નામ ધારણ કરીને અહીં રહ્યો હશે અને પોતાના વિષે સારી છાપ પાડી હશે."

"અરે કેવી સુન્દર છાપ કે વાત નહીં? મુંબાઈના પ્રસિદ્ધ રૂના વેપારી તાપીદાસભાઇને ત્યાં તે માસિક રૂા. ૨૦૦ ના પગારે નોકર હતો અને એ શેઠના મુનિમોમાં તે વિશ્વાસપાત્ર ગણાતો હતો. શેઠે એના ચારિત્ર માટે પ્રમાણપત્ર આપ્યું હતું. તેનાં લગ્નમાં શેઠે જાતે હાજરી આપી હતી અને તેને તેનો એક પગાર રૂા. ૨૦૦) નો ચાંલ્લો કર્યો હતો. આવો એક જમાઈ મળવા માટે મને તો તે વખતે ઘણીજ ખુશાલી થઈ હતી."

"પણ શાસ્ત્રીજી! એ મણિધર નહીં પણ 'ફણિધર' હતો. એજ એ દુષ્ટ મુકુન્દ હતો."

---

## પ્રકરણ ૬ ઠું.

## મલીન પ્રપંચ.

શી દુષ્ટતા આ વ્યવહારની છે!
કેવી ગતિ નીચ સ્વભાવની છે!
કેવા દિસે આ જગના તમાશા
ભાવી બતાવે ભવરંગ શા શા?

—મુગ્ધકલિકા.

દુનીયાનો એક નિયમ છે કે, સબળો નબળાને ત્રાસ આપે; લગાર કોઇનું મંદ કે ઢીલું જોતાં ચપળદષ્ટિના ચપરબંધાઓ તેઓ પર સ્વાર થઇ બેસે. ઇશ્વરની કુદરત છે કે, આ નિયમને પ્રારંભમાં તે પિતા સફળતા અપાવે છે; પરંતુ અંતે તો તે સર્વદ્રષ્ટા, સકળ જનમનજ્ઞાતા અને સર્વ શક્તિમાન સર્વેશ્વર નિર્બળને રંજાડનાર સબળનો જરૂર ગેબી કીનો લેછે. કહ્યું છે કે: "રાજા દંડે તે સઉ કોઇ જાણે પણ ગ્રહ દંડે તે કોઇ ન જાણે." એ મુજબ વિધિનો ગેબીમાર પાપીઓને પડે છે, ત્યારે તેઓ આપોઆપ ખુહાર થઇ જાય છે.

આપણી વાર્તાનો વેષધારી સરદાર ઉર્ફે મુકુન્દ કે જે અનિરૂદ્ધનો મિત્ર છે, તેને ઉદ્દેશીને ઉપલું કહેવામાં આવ્યું છે. મુકુન્દ બોલવામાં બાહોશ છે પણ કર્મે કાળો છે, એ ગત પ્રકરણમાં વાચકોએ વાંચ્યું છે. ગુરૂજી શ્રીધરશર્માને તેણે પોતાની છટાબંધ લુલી-બાઇના પ્રભાવથી આંજી નાંખ્યા છે પણ અનિરૂદ્ધના મનમાં તેના વિષે શંકા રહ્યાથી તેણે તેને સાફ વાત કહી દીધી છે કે—આવી

ધાંધલ બંધ પાડ. અનિરૂદ્ધ અને શ્રીધરશર્માની સાથે મુકુન્દ દિલ્હીની વીશીમાં રહ્યો છે, એ પણ વાચકોએ વાંચ્યું છે.

તેને અને અનિરૂદ્ધને ચડભડાટ થયો તે પછી મુકુન્દે પોતાનો સજેલો વેષ તો છોડયો નહીં પણ તડાકા અને ફડાકા મારવા છોડી દઇ, તે ચૂપચાપ તેઓ સાથે રહ્યો. તેણે અનિરૂદ્ધના મનપર એવી છાપ પાડી કે–તેની ચેતવણીની અસર તેના પર થઈ છે.

પાંચેક દિવસ દિલ્હીમાં રહીને તેઓ ત્રણે આગ્રા આવ્યા. બપોરે જમ્યા પછી અનિરૂદ્ધ એકલો આગ્રામાં ફરવા નીકળી પડયો. તે સાંજ સુધી પાછો ફર્યો નહીં. તેનું શું થયું તે વાંચકોને હવે પછી જણાવીશું. દરમ્યાન એ સાયંકાલે કુદરતનો એક પ્રકોપ થતાં મુકુન્દને તેની કાળી દાનત અજમાવવાનો એક સુન્દર મોકો મળી ગયો.

પવનના પ્રચંડ તોફાન સાથે આગ્રામાં એ સાયંકાલે ખૂબ વરસાદ પડયો. સાયંકાલથી શરૂ થયેલો એ વરસાદ રાત્રિના નવ વાગ્યા તોપણ બંધ રહ્યો નહીં. આ વરસાદ તોફાની હતો. ચણા જેવડાં તો પાણીનાં તેનાં બિન્દુઓ હતાં. વાયૂનું પણ ખૂબ તોફાન તે પોતાની સાથે લાવ્યો હતો. વીજળીઓના ચમકાર અને વાદળાંના કડાકા પણ પુષ્કળ થતા હતા. આગ્રાની કંઇક ઇમારતો તેમાં પડી ગઇ, અને કંઇક જણને નુકશાન થઈ ગયું.

આ વરસાદે હવામાં એકદમ શરદી પ્રસારી દીધી. વૃદ્ધ ગુરૂદેવ શ્રીધર શર્માની તબીયત ઉપર હવાના અચાનક ફેરફારે અસર કરી. તેમને ટાઢ ચઢી; શરીર પાંદડાની માફક કંપવા લાગ્યું; દાંતની કચકચાટી બોલવા લાગી અને જાણે ગાત્રો કળી પડતાં હોય એમ લાગવા માંડયું. વૃદ્ધ પુરૂષ ગભરાયા. સરદાર પણ તેમની આ હાલત જોઇને મુંઝાયો. તેણે તેમને એક પથારીમાં સુવાડી દીધા અને વીશીવાળા પાસેથી ગોદડાં મંગાવ્યા. બે–ત્રણ–ચાર–પાંચ ગોદડાં ઓઢાડવા છતાં ટાઢ શમી નહી.

ગુરૂજીએ આર્તસ્વરે સરદારને કહ્યું કે, "વૈદ વૈદ." સરદાર સાહેબનું મોં કંઇક કટાણું થયું. આ લોથ વળી પોતાને શિરે કયાંથી પડી ?

વીશીવાળાને તેમણે કહ્યું: "કોઈ વૈદ આટલામાં હોય તો બોલાવ."

તેણે બેપરવાઇથી ઉત્તર દીધો: "આવા સખ્ત તોફાનમાં કોઇ વૈદ ડાકટર આવતો હશે ? અને કદાચ આવશે તો ફીના રૂપીઆ બમણા માગશે."

સરદાર—"બમણા એટલે કેટલા?"

વીશીવાળોઃ "સાધારણ રીતે પાંચ રૂપીઆ ફી હોય છે. પણ અત્યારે કદાચ દશ માગશે. ગાડીનું ખર્ચ જુદું અને ગાડીવાળો પણ રહેજ આવતા જતાના બે ત્રણથી ઓછા નહી લે."

સરદાર વિચારમાં પડયો. ઉપરથી પોતે સરદાર કહેવડાવતો હતો; પણ તેનાં ખિસ્સાં તો કાણાં હતાં! તેમાં એકાદ ચવલી કે અધેલો હોય તોયે નસિબ! તે ગુરૂજી પાસે ગયો.

તેણે બહાનું કહાડયુંઃ "ગુરૂજી થોડાક છુટા રૂપીઆ આપની પાસે હશે? મારી પાસે સો રૂપીઆની નોટ છે અને વીશીવાળો કહે છે કે ડાકટરના ૧૫ અને ગાડીવાળાના પાંચ એમ મળી વીસ રૂપીઆ જોઇશે! તેની પોતાની પાસે પણ છુટા રૂપીઆ નથી."

ગુરૂજીએ પોતાના જનોઇને છેડેથી પોતાની પેટીની કુંચી છોડી લેવા સરદારને કહ્યું. તેઓ બોલ્યાઃ "મારી પેટીમાં...છે. તેમાંથી... કા...ઢો અને સરદાર મહા...શ...ય! વત્સ અનિરૂદ્ધ ક્યાં...છે?"

સરદારઃ "હમણાં આવશે. આ વરસાદના તોફાનને લીધે તે કોઇક જગાએ બેસી રહ્યો હશે."

ગુરૂજીઃ "મને...તેની...ચિંતા પહેલી છે. થોડા રૂપીઆ વધારે લ્યો...પણ...તેને ગમે ત્યાંથી શોધી...લા...વો."

સરદારે આશ્વાસન આપ્યું કેઃ "એ માટે નિશ્ચિંત રહો. હું વૈદ કે ડાકટર જે કોઇ મળે છે, તેને લઇ આવું છું. તે પછી અનિરૂદ્ધને પાતાળમાંથી પણ શોધી લાવીશ."

ગુરૂજીની જનોઇએથી સરદારે, એ બાદ, કુંચી છોડી અને ગુરૂજીની પેટી ઉઘાડી. એક કોથળીમાં તેણે નોટોના ચોડેચોડા અને કેટલાક રોકડા રૂપીઆ જોયા અને એ જોતંજ સરદારશ્રીની દાનત ફટકી!

'લક્ષ્મી દેખી મુનીવર ચળે' એવી અનુભવજન્ય વાયકાથી કોણ અજાણ છે? અનિરૂદ્ધ અહીં નથી. ગુરૂને ટાઢ ચઢી છે—કદાચ તાવ પણ આવ્યો હશે. વૃદ્ધ છે—એકલા છે અને રૂપીઆ તથા નોટો તેમની પેટીમાં પુષ્કળ છે! ચાલાક સરદારે બે મિનિટમાં નિશ્ચય કરી લીધો કે, એ પેટીમાંના રૂપીઆ કઇ રીતે પોતાના ખિસ્સામાં નાખવા? આજ રાત્રિનો અનુકુળ સંયોગ જવા દે, એવો આ કાચો પોચો સરદાર ન હતો! તેના મુખપર ભયંકર હાસ્ય છવાઇ રહ્યું, તેણે એક બે વખત ગુરૂજી તરફ તિરસ્કારપૂર્ણ નજર નાખી. તેઓ બિચારા હુંકારા બોલાવતા હતા. જેના દિલમાં દયા હોય, જે

માનવી હોય તે તો જરૂર આ વખતે આ વૃદ્ધની સેવા તનમનથી કરે; પણ સરદાર સાહેબ એવા ન હતા. તેમણે ૫૦ રૂપીઆ હાલ તુર્ત લીધા અને પેટીની કળને ચાવી વાસ્યા વિનાજ એમને એમ રહેવા દીધી. ચાવી ગુરૂજીની જનોઇએ પાછી બાંધી દઇને સરદાર ડાક્ટરની તપાસમાં નીકળ્યો.

બહાર વરસાદ ધોધમાર પડતો હતો. એક ગાડી વીશીથી થોડેક દૂર આવેલા વાહનોના મથકે ઉભી હતી. સરદાર તેમાં બેઠો અને ગાડીવાળાને કહેવા લાગ્યો; "તને બે રૂપીઆ આપીશ; પણ હું કહું ત્યાં એકદમ લઇ જા."

ગાડીવાળો—"તમારે જવું છે કયાં ?"

સરદારે તેને કાનમાં કાંઇક કહ્યું. શું કહ્યું ? વાચકવૃન્દ ! થોડી વાર પછી બનનારા બનાવોથી તમે સહજમાં અનુમાન કરી શકશો કે, કયા હેતથી સરદાર કામ કરે છે.

ગાડી પૂરપાટ દોડવા લાગી. આશરે ૦। કલાક બાદ એક લત્તા આગળ તે ઉભી રહી. "આ એ લત્તો" એમ કહીને ગાડીવાળાએ સરદારને મકાન બતાવ્યું. તેમાં તે પેઠો. મકાનમાં એક ઓરડામાં છ સાત માણસો પત્તાં રમતા હતા. સરદારને જોતાં દરેક જણ તેમના તરફ ઘડીભર જોઇ રહ્યો અને એકે પૂછ્યું–"કિસિકા કામ હૈ ?"

સરદાર: "આપમેંસે દો આદમી મેરેકો કુચ્છ કામકે લીયે ચાહીયે. મેં તુમકો અકેલેકો જ્યાદા હકીકત કહેનેકો તૈયાર હું."

આટલાં વાકયો તેઓને તેમના કાર્યની અગત્ય સમજવા માટે બસ હતાં. માંહોમાંહે તેઓએ ઇશારા કર્યા અને વાત કરનાર શખ્સ ઉઠીને સરદાર પાસે આવ્યો. બીજાઓ ન સાંભળે એવી રીતે તેઓ જરાક દૂર જઇને એક બારી આગળ ઉભા રહીને વાતચીત કરવા લાગ્યા. શું કરવાનું છે અને કેવી રીતે કરવાનું છે, તેનો ખ્યાલ સરદારે આ શખ્સને આપી દીધો.

તુરતજ તે શખ્સે જવાબ દીધો: "ઉફ ! યે કુચ્છ બડી બાત નહીં હૈ ! ચલો હમ આતે હૈ, મગર—"

સરદારે તેના હાથમાં ૨૦ રૂપીઆ મૂકયા અને કહ્યું: "આ બહાનાના રૂપીઆ. કામ પૂરૂં થતાં બાકીના તમને તરતજ આપી દઇશ."

તે માણસ તેની દરખાસ્ત કબૂલ રાખીને એક બીજા માણસને લઇને ઓરડામાં ગયો. થોડીવારે અંગ્રેજી ઢબનાં કોટ પાટલુન, હેટ તથા મોટા વોટરપ્રુફ ઝભ્ભો વિગેરે પહેરીને તથા એક 'બેગ'

હાથમાં લઇને તે બહાર આવ્યો; અને હર્સાને સરદારને કહેવા લાગ્યો: "પેશન્ટ કહાં હે ?" પોતાની સાથેના માણુસને તેણે કહ્યું: "કમ્પાઉન્ડર, યે 'બૅગ' લે લો !"

વેષધારી સરદાર સાહેબ આ પ્રમાણે વેષધારી ડાક્ટર અને વેષધારી કંપાઉન્ડરને લઇને બિચારા ભોળા અને ભલા ગુરૂદેવની દવા કરવા માટે ગાડીમાં બેસીને વીશીમાં પાછા આવ્યા !

શું આ વેશધારી ડાક્ટર ગુરૂદેવની દવા કરીને તેમને આરામ કરવા આવ્યો છે ? નહી.

સરદાર સૌથી પહેલો ધીમે પગલે ગુરૂજીની ઓરડીમાં દાખલ થયો. તેણે જોયું કે હજી પણ તેઓ ઉહૂકારા નાંખતા પડયા છે. જ્યાં તે પેટી પડી હતી ત્યાં ધીમે પગલે તે ગયો અને તેમાંથી નોટો તથા રૂપીઆની કોથળી કાઢીને તેણે પોતાને સ્વાધીન કરી લીધી. બાદ પુનઃ ધીમે પગલે બહાર આવીને તેણે પેલા બે જણુને અંદર મોકલ્યા. પોતે બહાર ઉભો રહ્યો.

ડાકટર ધમકારાબંધ અંદર દાખલ થતાંજ બોલ્યા: "ડોસા, તુમકો તાપ આયા હય !"

ગુરૂજી– 'કોણુ ? ડા... ..કટ......ર'

ડાકટર '–તુમારા સાથી નહીં હય ?'

ગુરૂજી–' સરદાર......તમને......બોલાવવા આવ્યા હતા તે ?'

ડાકટર; 'વો ? અચ્છા; દુસરા કોઇ નહીં હય !'

ગુરૂજીને ટાઢને લીધે બોલવામાં બહુ શ્રમ પડતો હતો; તેથી તેઓ કાંઇ જવાબ ન આપતાં પડી રહ્યા. ડાકટરે પોતાના કમ્પાઉન્ડરને ઇશારત કરી. બન્ને જણુ તે ઓરડામાંથી બહાર નીકળ્યા.

સરદારે ઓરડીનું બારણું વાસી દીધું અને તેઓ ત્રણે જણુ દર્દીને લગતી વાતચીત કરવા બહાર નીકળ્યા.

વીશીવાળો પૂછવા લાગ્યો: "કેમ, કાકાની તબિયત કેવી છે."

સરદારે જવાબ દીધો, "ઠંડીને લીધે ન્યુમોનીઆ થઇ ગયો છે. પણુ આ ડાકટર સાહેબ હોંશિયાર છે. હમણુાંજ દવા લઇને હું પાછો આવું છું. તમે મારી ગેરહાજરીમાં એમના ઉપર ધ્યાન આપજો."

તેઓ ગાડીમાં પુનઃ બેઠા. આ પ્રમાણે ડાકટરને બતાવવાના ફારસ નિમિત્ત પૈસાની ચોરી કરીને મુકુન્દ રવાના થઇ ગયો.

વેશધારી ડાકટરનું મકાન આવતાં તેઓ ઉતર્યા અને અંદર ગયા. મુકુન્દે બીજા ૩૦ રૂપીઆ આ બેને આપ્યા.

એકે પૂછ્યું: "યે મામુલી કામકે લીયે આપકો ૫૦ રૂપીઆ ખર્ચનેકી ક્યોં ઝુરૂરત હુઇ?"

સરદારે હસીને કહ્યું: "એમાં કેટલોક ભેદ છે."

પેલાએ કહ્યું: "તુમને ઉસકો ઝેર દિયા હોગા; ઓર વો મર જાવેગા તબ તુમકો કુચ્છ ફાયદા હોગા! યે ભેદ હય યા નહીં?"

સરદાર–"નહિ; નહિ; એવું કર્પિણુ કામ થાય? એમની દવા ન કરવી અને એમને એમ એ મરી જાય તે બાદ મને એમનો વારસો મળે એટલોજ એમાં ભેદ છે."

"વો તુમારા પિદર હય?"

"હા; એ મારા પિતા થાય છે; પણ એવા કંજુસ છે કે, મને પુરતા પૈસા પણ વાપરવા આપતા નથી!"

"અચ્છા તબ તો એ તુમારા રાસ્તા ઠીક હય. દેખો;! ઐસા કુચ્છ દુસરા કામ હોવે તો કહેના; હાં....કભી ઉસસે ભી જ્યાદા કડક કામ હોવેગા તો કર દેંગે."

"કાંઇ ચિંતા નહી"

સરદાર સાહેબ હસીને મનમાં ખુશી થતા તે મકાનમાંથી બહાર નીકળ્યા.

તેઓ બહાર નીકળ્યા કે, પેલા શખ્શે, તેની નજરે ન પડાય એવી રીતે તેની પાછળ લાગુ રહીને તેની હિલચાલ તપાસવા માટે પોતાના એક સાથીદારને તેની પુંઠે મોકલ્યો.

## પ્રકરણ ૭ મું.

## દુર્જનના છાંટા.

હોત સુસંગતિ સહજ સુખ
દુ:ખ કુસંગકી ખાન
ગંધી ઓર લુહારકી
બૈઠો દેખ દુકાન

ગયા પ્રકરણમાં વર્ણવેલી રાત્રિ પસાર થઇ અને પ્રાત:કાળ થયો ત્યારે ગુરૂજી જે વીશીમાં ઉતર્યા હતા તેનો માલીક તેમની ઓરડીમાં ગયો. તેને જણાયું કે, બિચારા વૃદ્ધ ડોસાને સખ્ત તાવ ચઢી ગયો છે, અને તેઓ લગભગ બેશુદ્ધ હાલતમાં છે. પાસે કોઇજ સારવાર કરનાર નથી,

તે અજબ થયો કે, તેની સાથેના બે જુવાન સાથીદારોમાંથી એક આગલી સાંજનો કેમ પાછો ફર્યો નથી અને બીજો ડાકટર સાથે રાત્રે દવા લેવા બહાર ગયો હતો તે પણ કેમ અહીં જણાતો નથી ?

તે ગુરૂજીની પથારી પાસે ગયો. તેણે તેમને ઢંઢોળ્યા અને હાંક મારીને બોલાવ્યા; પણ તેમણે કશોજ જવાબ દીધો નહીં.

વીશીના માલીકે તેમના નાક આગળ આંગળી અડકાડી તો જણાયું કે શ્વાસોશ્વાસ ચાલે છે ખરો. શરીર ઘણુંજ ગરમ-જાણે એક તપાવેલા લોઢા જેવું હતું. છાતીના ધબકારા પણ ચાલતા હતા. વીશીનો માલીક વિચારમાં પડયો કે, હવે શું કરવું ? આમ તેમ તે વિચારમાં ને વિચારમાં ફરવા લાગ્યો. એટલામાં તેની નજર ગુરૂજીની પેટી ઉપર પડી. એ પેટીનું ઢાંકણું ઉઘાડું હતું તથા તેની પાસે એક કાગળનો ટુકડો પડયો હતો. આશ્ચર્ય સહિત તેણે તે ટુકડો ઉઠાવ્યો, તેમાં નીચેનું લખાણ હતું:—

"ગુરૂદેવ, હું સાંજના ફરવા ગયો હતો ત્યારે કેટલાક બદમાશોએ મને બળાત્કારે પકડી લીધો હતો અને મારી પાસેથી નાણાંની માગણી કરી હતી. જો હું નાણાં આપું નહીં તો તેઓ મને મારી નાંખવાની ધમકી આપતા હતા. આથી મારે લાચારીથી આ વીશીનું અને તમારી ઓરડીનું ઠેકાણું આપવું પડયું. જે માણસ આ ચિઠ્ઠી લઇને આવે તેને તમારી પાસે હોય તેટલા રૂપીઆ આપજો. ઓછામાં ઓછા રૂા. ૩૦૦૦ તો આપજોજ. તે સિવાય તેઓના બંધનમાંથી મારો છુટકારો થશે નહીં અને તેઓ મને મારી નાંખશે. લી. તમારો શિષ્ય, અનિરૂદ્ધ."

વીશીવાળો આ ચિઠ્ઠી જોઇને ગભરાઇ ગયો. તેને ગૂંચવણ એ ઉપજી કે, સાંજવાળો યુવક કયાં ગયો ? આ ચિઠ્ઠી શું તેણે નહીં જોઈ હોય ? બદમાશોનો માણસ કયારે આવ્યો હશે ? રાતના ડાકટર અને તેના કંપાઉન્ડર સાથે કોઈ બદમાશો આવ્યા ન હતા. તો પછી આ ચિઠ્ઠીનો અમલ થયો કે નહીં ? તેણે પેટી તપાસી. કપડાં વિગેરે આમ તેમ ઉથલાવી જોયાં પણ એક દમડી સુદ્ધાંત તેમાંથી નીકળી નહીં ! નક્કી, રૂપીઆ તો ગયા. પણ કોણ લઇ ગયું, એની સમજ વીશીવાળાને પડી નહીં. તેને શંકા ઉપજી કે શું રૂપીઆ લેવાના કાવતરામાં રાત વાળો યુવક સામેલ હશે ! પોતાની વીશી બદનામ થતી અટકે તે સારૂ આ બાબતમાં પોલિસખાતાને

તાબડતોબ ખબર આપવાનો નિશ્ચય તેણે કર્યો. એકદમ તે ઓરડીની બહાર નીકળ્યો અને તેને બહારથી સાંકળ વાસીને તરતજ પોતાના એક મદદનિશને વીશી સંભાળવાનું સોંપીને પોલિસ ચોકીએ ગયો.

સહવારનો વખત હતો. પોલિસનો એક સિપાઇ ચોકીમાં બેઠો હતો અને કોઇ અમલદાર ન હતો. વીશીવાળાએ સિપાઇને ચોરીની હકીકત કહી અને ફોજદાર સાહેબને ખબર આપવા જણાવ્યું. ટેલીફોનથી સિપાઇએ ઇન્સ્પેકટરને મકાને ખબર આપતાં તેઓએ વીશીના માલીકનું નામ, ઠેકાણું, અને હકીકત ટેલીફોન મારફતજ પૂછ્યાં અને અર્ધા કલાકની અંદર ચોકી ઉપર આવું છું, એમ આશ્વાસન આપ્યું. પણ પોતે આવે ત્યાં સુધી વીશીવાળાએ ચોકી ઉપર બેસવું, એમ તેમણે ફરમાવ્યું.

ખાસ્સો દોઢ કલાક વીતી ગયો ત્યાં સુધી વીશીવાળો ગમે તેટલો ઉંચો નીચો થયો પણ ઇન્સ્પેકટર સાહેબનાં દર્શન થયાં નહીં. ફરીથી ટેલીફોન કરવા તેણે સિપાઇને વિનંતિ કરી ત્યાં તેણે જવાબ દીધો:—

"સાહેબ બધું જાણે છે. એમની મેળે આવશે. એમને ફરીથી યાદ આપનાર હું કે તમે કોણ?" વીશીવાળો લાચારીથી બેસી રહ્યો. બે કલાક બાદ સાહેબ આવ્યા અને તેને બધી હકીકત ફરીથી પૂછી.

ગાડીમાં બેસીને તેઓ વીશીમાં ગયા. પેટીમાંની વસ્તુઓ, કાગળની કાપલી વગેરેની તેમજ ગુરૂજીની જે કાંઈ બીજી ચીજો હતી, તેમની નોંધ સાહેબે પંચકયાસથી કરી લીધી અને ગુરૂજીને સરકારી હોસ્પિટલમાં દવા માટે મોકલી આપવા વીશીવાળાને ફરમાવ્યું.

એક અનુભવીએ કહ્યું છે કે:—"દુર્જનના છાંટા સજ્જનને ગે ઉડે છે." કાજળની કોટડીમાં પ્રવેશ કરનારનાં કપડાંને કાજળની એક કાળી રેખ પણ લાગ્યા વિના રહેવાની નહીં. આ પ્રમાણે વેશધારી સરદારનો સંગ ગુરૂજી અને અનિરૂધ્ધે કર્યો તો તેઓને આ વિપત્તિ પડી. પૈસા લઇ ગયો સરદાર અને નાંખ્યું તેણે અનિરૂદ્ધને માથે! ગુરૂજી માંદા પડ્યા તો તેમની સારવાર કરવાને બદલે તેમને ખુણે નાંખી મૂકયા અને આ વીશીવાળાને રખડપટ્ટી થઈ. તદુપરાંત ગુરૂજીને સરકારી હોસ્પિટલમાં મોકલવા માટે ખર્ચ કરવું પડયું તે જુદું. તેના બિલનાં નાણાં તો હજી બાકીજ હતાં; પણ કયાંથી લે?—કોની પાસેથી લે?

આ બાજુ જે વખતે ગુરૂજીને વીશીવાળાની મહેનતથી સરકારી હોસ્પિટલમાં "ઇન્ડોર પેશન્ટ" તરીકે દાખલ કરવામાં આવ્યા

ત્યારે બીજી બાજુ વેશધારી સરદાર, અપ-ટુ-ડેઈટ ઈંગ્લીશ પોષાકમાં નિરાંતે આગ્રાની એક ભવ્ય ઈંગ્લીશ ઢબની હોટેલમાં બેઠેલો હતો. તેની ગાંઠે ગુરૂજી પાસેથી ચોરી લીધેલું તમામ ધન હતું.

પણ અનિરૂદ્ધની એ વખતે શી દશા હતી? એ કયાં હતો? શું મળી આવેલી ચિઠ્ઠી મુજબ, અનિરૂદ્ધ બદમાશોના હાથમાં ફસાયો હતો!

## પ્રકરણ ૮ મું.

## કુદરતી કોપના પ્રવાહમાં!

**ઉંડી છાયી નભ ઘનઘટા, ઘેરી અંધારી ગાજે,**
**ઝૂરે ત્હીક્ષી રસબળહીણી, ભૂમિ ઝાંખી શી આજે,**

* * * * *

**ધીમા ને ઝીણુઝીણા ઝરમર ઝરતા વ્યોમથી નાદ આવ્યા.**
**અન્ધારાં ઘોર વાધ્યાં, ધૂળધૂસર બધાં, ગાઢ ભૂકંપ લાગ્યા,**
**ઝૂલી વીજે કરાળી, નભભૂમિ ધરન્તા જળસ્થંભ ઉભા,**

* * * * *

—( તરંગાવલી )

આગ્રામાં સાંજે ૭ વાગ્યાને શુમારે મેઘ અને વાયૂનું તોફાન શરૂ થયું તે પહેલાં અનિરૂદ્ધ તે દિવસે ચાર વાગ્યાનો આગ્રા શહેરમાં એકલો ફરવા નીકળી પડયો હતો શહેરમાં ફરતો ફરતો તે શહેર બહાર જંગલો તરફ ચાલવા લાગ્યો. શુમારે એક બે ગાઉ તે ચાલ્યો ત્યારે યમુના નદીના પ્રદેશના રમ્ય જળતટે જઇ પહોંચ્યો. એ સ્થળ તેને એવું ગમી ગયું કે તે ત્યાંજ બેઠો અને કુદરતી લીલા નિરખવામાં તલ્લીન થઇ ગયો. નદીની શાંતતા, આસપાસની વનશ્રી, ઝાડો ઝુકાવીને આવતી પવનની મંદ મંદ મીઠી લહરીઓ અને નદીના પટમાં તરતી અનેક હોડીઓ વગેરેના આકર્ષણથી તેને ત્યાંથી ખસવાનું લગીરે મન થયું નહીં. તોફાન થવાનું છે એવો બિલ્કુલ આભાસ એ સમયે ન હતો. અનેક હોડીઓ યમુનામૈયાના ખોળામાં નાચતી કૂદતી વિહાર કરી રહી હતી. તે જોઇને અનિરૂદ્ધને પણ હોડીમાં બેસવાનું મન થયું. તે કિનારા ઉપર જ્યાં ઉભો હતો ત્યાંથી થોડેક દૂર એક નાની સરખી હોડી બાંધેલી હતી. અનિરૂદ્ધે તે હોડીમાં

ઝુકાવ્યું. પરતંત્રતા રૂપ દોરડાથી બંધાયલી એ હોડીનું બંધન તેણે છોડી નાંખ્યું અને જલપ્રદેશ પર તેને સ્વતંત્ર બનાવી દીધી ! એ જડ લાકડાની હોડીને જેમ ખબર નહતી તેમ તેમાં બેઠેલી ચેતન–મૂર્તિને પણ ખબર નહતી કે–એકાદ કલાકના અરસામાં આ સ્વતંત્રતા જરૂર ભારે પડી જવાની છે !

સૂર્ય આથમી ગયો. અન્ધકારની શરૂઆત થઇ. અનેક બીજી હોડીઓ પાછી વળીને કિનારે નાંગરી; પણ અનિરૂદ્ધની હોડી તો આગળ જ વધી. અનિરૂદ્ધ પાસે હલેસું હતું અને બેશક તેના વતી જ તે નદીના પટમાં આગળ ને આગળ હોડી હંકારતો હતો. એનું હૃદય આનંદથી પ્રફુલ્લ હતું. જગતની કોઇ જંજાલની કશીજ ચિન્તા તેને ન હતી. એ ગર્ભશ્રીમંત જુવાન આજે પોતાના જીવનમાં પહેલી જ વાર નદી–પ્રદેશમાં નૌકાવિહારનો ઉલ્લાસ અનુભવી રહ્યો હતો અને એમાં એના ઉલ્લાસની માત્રા વધી જાય અને રમ્યજલમાં આગળ ને આગળ વધવું એને ગમે એમાં શી નવાઇ ?

પણ દૈવની ગતિ ન્યારી છે. એકાએક પશ્ચિમ બાજુનું આકાશ મેઘાચ્છાદિત થયું અને પવન જોશભેર ફુંકાવા લાગ્યો. ગાજવીજ શરૂ થઈ અને વરસાદ એકદમ તુટી પડયો. જોતજોતામાં તો કુદરતે રમ્યતાને બદલે ભયંકરતાનું સ્વરૂપ ધારણ કરી દીધું.

વરસાદનાં મોટાં મોટાં ફોરાં જોશબંધ પડતાં હતાં તેથી અનિરૂદ્ધ ભીંજાઈ ગયો એટલુંજ નહી પણ અકળાઇ ગયો. તે સાથે સાથે પવનના સૂસવાટાઓ એવા આવવા લાગ્યા કે જાણે તે હમણાં જ હોડીમાંથી ઉથલી પડશે. હોડીનાં હલેસાં તેના હાથમાં રહ્યાં નહી. પાણીનાં મોજાં ઉછળવા લાગ્યાં. હોડી પણ ઉછળવા અને હાલમ-ડોલમ થવા લાગી. અનિરૂદ્ધ હલેસા વડે તેને કાબુમાં રાખવા કોશિશ કરવા લાગ્યો પણ તેની કોશિશ વ્યર્થ નીવડી. એકાએક જબરા સૂસવાટાને લીધે હોડી ઉંધી વળી અને અનિરૂદ્ધ નદીમાં પડયો. તે તરી જાણતો હતો એટલું સારૂં હતું પણ મૂશળધાર વરસાદ, અજાણ્યો નદી–પ્રદેશ, પાણીનું એકજ બાજુએ વહેવું વગેરેને લીધે લીધે એને માટે ખરી કસોટીનો સમય આવી પહોચ્યો અધૂરામાં પૂરો અન્ધકાર પણ જામી ગયો હતો. ચોગરદમ નજર કરતાં જયાં જુઓ ત્યાં અન્ધકાર અને અન્ધકાર. કોઇ માનવીનું નામોનિશાન જણાતું નહતું. મેઘગર્જનાઓમાં, પવનના અને વરસાદના આ જબર તોફાનમાં એવે સમયે અનિરૂદ્ધની હિમ્મત જતી રહી. પ્રભુનું નામ લઇને તેણે પાણીમાં તરવાનું ચાલુ રાખ્યુ. એમ કહીએ કે, તે પાણીમાં તરવાને બદલે યમુનાના પુરમાં ઘસડાવા

લાગ્યો તો તે બંધબેસતું થઇ પડશે, કારણ કે હાથ પગ હલાવવા છતાં પણ તેનું શરીર પાણીના પ્રવાહની અંદર એકજ દિશામાં જતું હોય અને તેને પોતાને બળ કરવું પડતું ન હોય એમ લાગ્યું. તરતાં તરતાં અધવચ નદીમાંનાં ઝાડીઝાંખરાં પણ વચ્ચે આવતાં હતાં.

આ પ્રવાહની સામે જવું એ બચ્ચાસહી ખેલ ન હતો. અનિરૂદ્ધ મુંઝાયો કે મારી શી દશા થશે ? કિનારો હાથ લાગશે કે નહી? વરસાદનું વરસવું અને ગીજવીજ બંધ રહેશે કે નહી !

લગભગ બે કલાક તે પાણીના પ્રવાહમાં ધસડાયો; એટલામાં વીજળીના ચમકારમાં એ અન્ધકારમય પ્રદેશમાં તેને જમીનનો એક મોટો ટેકરો દેખાયો. જાણે એક નાનો સરખો પહાડ હોય એવી તેની ઉંચાઇ હતી. નદી ત્યાંથી વાંકી વળતી હતી. જ્યારે અનિરૂદ્ધ ધસડાતો તે ટેકરા આગળ આવ્યો ત્યારે પોતાનું તમામ બળ વાપરીને તેણે પોતાનું શરીર તે ટેકરાને ઓથે રાખ્યું; હાથથી ફાંફા મારીને ટેકો દેવા જેવું કાંઇક તે શોધવા મથ્યો. કંઇક આશા પડી. તે ટેકરામાં એક પત્થર એવી રીતે બહાર નીકળ્યો હતો કે જે એકાદ દિવાલની એક જાડી ખીંટી જેવો હતો. વીજળીનો એક ચમકાર થતાં અનિરૂદ્ધે પોતાના બન્ને હાથથી તે પત્થરને ચૂડ ભરાવી દીધી. એ બાદ પોતાના શરીરને બળપૂર્વક તેણે પાણીમાંથી બહાર કાઢયું અને પગ તેજ ટેકરા પર કયાંક ટેકવવાને ફાંફાં મારવા લાગ્યો. એક વધુ આશાસ્પદ સંજોગ બન્યો. તેના પગ એક બખોલમાં જઇને અટકયા. "હાશ, ઠીક થયું" એમ તે સ્વગત બોલ્યો. તે ટેકરામાંની બખોલ પાણીના પટથી બહુ ઉંચી ન હતી. કારણ કે, તેના પગ તેમાં ટેકવી શકયા છતાં પણ પાણીની છોળો તેમને લાગતી ચાલુ રહી. ફક્ત તેનું શરીર પાણી-પ્રદેશથી બહાર રહ્યું. સરિતાનું એ વેળાનું જોશ એક જંગી મહાસાગર સમું હતું; કારણકે અનિરૂદ્ધના પગ કોઇ વાર પાણીના જબરા જોશથી સરકી જતા હતા અને તે વખતે જો ટેકરા પરના પત્થરને તેણે પોતાના હાથથી મજબુત પકડી રાખ્યો, નહોત તો જરૂર તે પુનઃ ધસડાઈ જાત.

વાંચક ! અનિરૂદ્ધનું ચિત્ર કલ્પી લ્યો. લશ્કરી સિપાઇઓ જ્યારે ગોળીબાર કરે છે ત્યારે એકાદ માણસને એકાદ ઝાડ કે થાંભલા સાથે બાંધે છે તેમ અનિરૂદ્ધ અત્યારે પથ્થરને બાઝી રહ્યો છે. લશ્કરીઓની ગોળી કઇ ઘડીએ એ બાંધેલા માણસના શરીરને વાગશે અને તે જમીન પર કઇ ઘડીએ તુટી પડશે એનો જેમ વિશ્વાસ નથી હોતો તેમ પાણીની છોળોનું જોશ કઇ ઘડીએ અનિરૂદ્ધને

પાછો તાણી જશે, એનો વિશ્વાસ નથી. પાણીનાં કંઇક મોજાં તેના શરીરને અથડાઇને તેને ભીંજવીને ચાલ્યાં જાય છે.

અહા! દૈવની કેવી લીલા છે! આ ગર્ભશ્રીમંત, લાડકોડમાં અને સુખ સંપત્તિમાં ઉછરેલો આ યુવક, જેને કદી સૂર્યના પ્રખર તેજમાં કે કડકડતી ટાઢમાં રહેવું પડેલુંજ નથી તેને અત્યારે અતિશય વૃષ્ટિ, વાયુનું પ્રચંડ તોફાન અને મોત તથા જીવનના મહા પ્રશ્નવાળી અકાસ્મિક આપત્તિમાં સપડાવું પડયું છે!

અનિરૂદ્ધનાં તમામ કપડાં ભીંજાઇ ગયાં છે. તેના શરીરમાં ઠંડી પ્રવેશી ચૂકી છે. દાંતની કડકડાટી, શરીરમાં કમ્પારી અને હાથ પગના સાંધાઓમાં કળતર શરૂ થઇ ગયાં છે. માત્ર એક બે કલાક નહી પણ ૭ ઉપરાંત કલાક સુધી તેની આ સ્થિતિ રહી.

મધ્યરાત્રિ વીત્યા પછી લગભગ બે વાગ્યાને સુમારે પવન બંધ થયો. વરસાદનું જોર કમી થયું. એ વખતે અનિરૂદ્ધ હોશકોશ વિનાનો પણ પથ્થરને હાથની મડાગાંઠથી બાંધેલી સ્થિતિમાં તે ટેકરાને વળગી રહેલો હતો!

એ જીવિત હતો કે મૃત?

એનો કોઇએ બચાવ કર્યો કે નહી?

---

## પ્રકરણ ૯ મું.

---

### ન્હાસભાગની તજવીજમાં?

(કલ્યાણ) પૃથ્વી કેરો પ્રલય થાય,
સૂર્ય-ઉદય પશ્ચિમ થાય;
તોય ક્યાં શું સિદ્ધ થાય,
જય જયકાર પાપીનો?

રેતીમાંથી તેલ લાવો!
શશ્યશૃંગ શોધી લાવો!
પણ શું પાપ પુન્યરૂપ
ઠરવી આપથી શકાય?

આગ્રામાં પોલીસ ખાતાને વીશીવાળાએ બતાવેલી નિશાનીઓ મુજબ તે ખાતા તરફથી અનિરૂદ્ધ અને સરદારની શોધ શરૂ થઇ. ગુરૂ શ્રીધર શર્માના રૂપીઆ બદમાશો લઇ ગયા હોય એમ અનિરૂદ્ધ-ની સહીની મળી આવેલી ચિઠ્ઠી ઉપરથી અનુમાન થઇ શકતું હતું.

પરંતુ ગુરૂની સાથેનો સરદાર રાત્રે ડાક્ટર સાથે દવા લેવા ગયો હતો તે હજી સુધી કેમ પાછો ફર્યો નહતો ? આ શંકા પોલીસ ખાતાને ઉપજી. એ ડાક્ટર કોણ હતો? સંભવિત છે કે, તેજ કોઇ બદમાશ હોય. પોલીસ ખાતાએ આગ્રાના બદમાશોનાં મકાનોમાં તપાસ કરવા માંડી. બે દિવસ વહી ગયા પણ પોલીસને કશોજ પત્તો મળ્યો નહી.

વેશધારી સરદાર આ દરમ્યાન બાહોશીથી આગ્રામાંજ રહેતો હતો. તેણે એવી ચાલાકીથી વેષપલ્ટો કર્યો હતો કે, તેના સ્થાનમાં તપાસ માટે પોલીસ આવી શકે નહીં. એ સ્થાન કીયું ? એક યુરોપીઅન હોટેલ ! બ્રાહ્મણ જાતિનો આ મુકુન્દ ઉર્ફે મણિધર ઉર્ફે યશવન્તસિંહ એક યુરોપીઅન હોટેલમાં વસતો હતો ! શા માટે ? કેવળ હરામખોરી માટે !

જગતમાં મનુષ્યની નીતિ કેવા કેવા સંજોગમાં કેવી કેવી રીતે પલ્ટાઇ જાય છે, એનો કશો જ નિયમ નથી. વૃદ્ધો જેને 'કળીયુગ' કહેછે તે આનું નામ! જુવાનો જેને 'વ્યક્તિસ્વાતંત્ર્ય' કહે છે તે આનું નામ !

સરદારે હોટેલના માલીકને રૂા. ૧૦૦) અગાઉથી અનામત તરીકે આપ્યા હતા. દરરોજનું રૂા. ૨૫) ખર્ચ એ હોટેલમાં આવતું. સરદારને તે હોટેલમાં રહે આજ ચાર દિવસ પુરા થયા છે. હવે નવા અનામત રૂપીઆ આપવા કે અહીંથી ગચ્છંતિ કરવી એવા વિચારમાં સરદાર સાહેબ પડયા છે. પણ આજ તેમની સામે એક નવી 'બલા' ઉભી થનાર છે એનો એમને લગીરે ખ્યાલ નથી.

સરદાર સાયંકાલે પોતાની રૂમમાંથી નીકળીને જમવા જતો હતો, તે વખતે એ 'બલા તેમની કોટે વળગી !' કેવી રીતે ?

તેમની જોડેની રૂમમાંથી એક ભપકાદાર મુસલમાની પોશાકમાં સજ્જ થએલો યુવક પણ તેજ વખતે બહાર નીકળ્યો અને સરદારની સાથે ચાલવા લાગ્યો. હોટેલની રચના વિષે થોડુંક જાણવું જરૂરી છે. એક લાંબી ચાલી જેવી એ હોટેલ હતી. તેને ત્રણ માળ હતા. તેની દરેક ઓરડી એક સરખી અને એકજ હારકટારમાં આવેલી હતી. તેની બહાર એક લાંબી 'લૉબી' હતી. સરદારને પહેલા માળમાં વચગાળેની એક ઓરડી અપાઇ હતી અને તેની જોડેની ઓરડીમાંથી મુસલમાની યુવક નીકળ્યો હતો. 'લૉબી' માં તેઓ દાદરથી સહેજ દૂર રહ્યા હશે એટલામાં તે મુસલમાની યુવકે સરદાર મહાશયને સંબોધીને અંગ્રેજીમાં પૂછ્યું: "સજ્જન, તમારી પાસે દીવાસળીની પેટી છે ?"

એ પ્રશ્ન પૂછતી વખતે તેની નજર આ ઇંગ્લિશ પોશાકના સરદારના મ્હોં તરફજ રહી. સરદારે પોતાની પાસે પેટી નથી એવો જવાબ આપીને ચાલવા માંડયું.

આ મુસલમાન યુવકે પ્રશ્ન કર્યો: "તમે યુરોપીઅન છો ?"

સરદારે ગુસ્સે થઇને અંગ્રેજીમાં જવાબ વાળ્યો: "એવો પ્રશ્ન પૂછવાની હિંમ્મત તમે શી રીતે કરી શકો !"

યુવકે સામો પ્રશ્ન કર્યો: "શું એમાં તમારૂં હું અપમાન કરૂં છું ?"

સરદાર: "બેશક. તમારો અને મારો પરિચય યુરોપીઅન શિષ્ટાચાર પ્રમાણે કોઇ ત્રીજો આસામી કરાવે નહીં ત્યાં સુધી તમે એવો સવાલ પૂછીજ શકો નહી? વળી સવાલ પૂછવાની ઢબ અપમાનજનક છે."

મુસલમાન યુવકે હસીને કહ્યું: "બસ. હવે આપની ખાનદાની સમજાઈ ગઇ! ચિ. મુકુન્દ, હું તમને બરાબર ઓળખી ગયો છું!"

આ સાંભળતાંજ સરદાર ચોંકયો. તે ઉતાવળો ઉતાવળો ચાલવા લાગ્યો અને બોલ્યો: "હું તે માણસ નથી."

મુસલમાન યુવકે કહ્યું: "તમે નથી તો પોલીસને બોલાવીશ એટલે ખાત્રી થશે; સમજ્યા ? સીધી વાત કરવાને બદલે આડી વાત કરો છો કે મહેરબાન ? આ સેવકની પિછાન પડે છે ? મુંબઇમાં સુલક્ષણા નાયકાને ત્યાં આપ સાહેબ તશરીફ લાવતા હતા ત્યારે જુગારમાં આપ સાહેબ દાદુમિયાંના રૂ. ૧૦૦૦ના દેનાદાર બન્યા હતા. તે આ સેવક પોતેજ! આપના હાથની સ્ટાંપ સાથેની ચીઠ્ઠી મારી પાસે મોજુદ છે. તેમાં આપે લખી આપેલું છે કે 'તમે મારી પાસે રૂા. ૧૦૦૦ માગો છો અને તે તમે માગો ત્યારે આપવા' યુરોપીઅન સજ્જન ! એ રૂપીઆ અત્યારે ને અત્યારે ચૂકવી આપો."

સરદાર સાહેબ ઠંડાગાર થઇ ગયા ! મુસલમાન યુવક કરડાઇથી તેની સામે ઉભો રહ્યો અને બોલ્યો: "કેમ, હજી પતરાજી કરવી છે કે ?"

સરદારે જવાબ દીધો: "મને અર્ધી કલાક બાદ મારી 'રૂમ'માં મળજો."

મુસલમાન યુવક: "એ તો હવે 'રાયના પાડ થતે વહી ગયા ' રૂમમાં આવવું હોય તો હમણાંજ ચાલો અને રૂપીઆ ચૂકવી આપો. નહીંતર હોટેલવાળાને જાહેર કરીને તમારો વેશ ખુલ્લો પાડું છું."

સરદાર ગભરાયો. હવે આની સખ્તાઇ આગળ પોતાને નમવું આપ્યા સિવાય છૂટકો નથી, એમ જોઇને તે બોલ્યો: "દોસ્ત,

આટલા બધા દહાડા ધીરજ ધારી અને હવે આખી કલાક માટે મને ત્રાસ આપીશ ? રૂપીઆ મારી પાસે છે અને તે આપવા હું કબુલ કરૂં છું અને વળી તે ઉપરાંત અત્યારનું તારૂં ભોજન-ખર્ચ હું આપીશ. તું મારો મિજબાન. બસ ? હવે કૃપા કર.”

મુસલમાન યુવક હસ્યો અને ટાંણો મારીને બોલ્યો: “કેવો ‘આઈસ્ક્રીમ’ બનાવી દીધો છે ! ચાલ, તારી માગણી કબુલ રાખું છું.”

વાચક વૃંદ ! આ વેશધારી બ્રાહ્મણ, આ યુરોપીઅન હોટેલમાં તેની સાથેના મુસલમાન સાથે એક ટેબલ ઉપર બેસીને યુરોપીઅન ઢબનું ભોજન જમ્યો ! અને તે બાદ પોતાની રૂમમાં જઈને તેણે દાદુમિયાંને તેના માગતા રૂપીઆ ચુકવી આપ્યા; રીતસર પહોંચ લીધી અને લ્હેણાની ચિઠ્ઠીનો નાશ કર્યો.

દાદુમિયાંને આ રીતે ઠંડો પાડયા પછી તેણે તેને પૂછ્યું: “દોસ્ત, કહે તો ખરો કે, અહીં તેં મને શી રીતે શોધી કાઢયો ?”

દાદુમિયાંએ જવાબ દીધો: “બરાબર આજથી દશેક દિવસ ઉપર તેં જ્યારે સુલક્ષણાના મકાનમાં (રૂ. ૫૦૦) સાથે પગ મૂકયો અને મારી સાથે જુગાર ખેલતાં તું આ ચિઠ્ઠીમાંના રૂપીઆ હારી ગયો ત્યારથી જ હું તારી પાછળ પડયો છું. તેં મને ચિઠ્ઠી લખી આપી અને પછી તું રંગરાગમાં પડયો, ત્યારે સુલક્ષણાએ મને ચેતાવ્યો કે: ‘આ ભાઈસા’બ તો આજ પોતાની સ્ત્રીને સુતી મૂકીને અને ઘરમાંનું બધુંએ વેચી સાટીને અહીં પધાર્યા છે. હવે પોતાને ઘેર પાછો પગ મેલનાર નથી. માટે તમારા લ્હેણા રૂપીઆની સાવચેતી રાખજો-”

“વિશ્વાસઘાતી !” મુકુન્દ બોલ્યો: ‘આ બધું’ તને સુલક્ષણાએ કહ્યું ? એણે ઈશ્વરના સોગંદ ખાઈને મને કહ્યું હતું કે એ વાત તે કોઈને નહીં કહે.”

“હા…હા…હા…” દાદુમિયાં હસતો હસતો કહેવા લાગ્યો “વેશ્યા અને તે વળી ‘ખુદા’ ના નામના સાચા સોગંદ લે ? કદી નહી અને એના સોગંદપર યકીન પણ રાખી શકાય ? કદી નહી. નાદાન ! એણે જે વખતે સોગંદ લીધા હશે તે વખતે એના મનમાં ઇશ્વરના એટલે ‘ખુદા’ના નહી પણ દુનિયાના કે.જ તારા જેવાજ તેના ઉલ્લુ મિત્ર નામે ઇશ્વરલાલ કે ઈશ્વરરાયના સોગંદ પોતે લે છે, એવો તેનો ઇરાદો હશે !”

“ખરેખર, મેં ભુલ કરી કે તેના પર ઇતબાર રાખ્યો !” મુકુન્દ બોલ્યો: ‘જ્યા જ્યારે આપણે જુગાર રમ્યા ત્યાર પહેલાં ૧૫ દિવસથી હું તેને ત્યાં આવતો નહતો. તું એ જાણે છે. એ દિવસે ફકત તેની એક ચિઠ્ઠીથી લોભાઈને હું આવ્યો હતો.”

"એની ચિઠ્ઠીથી? શું લખ્યું હતું તેમાં?" દાદુમિયાએ પૂછ્યું.

"મારી પાસે હજીયે એની ચિઠ્ઠી હશે" મુકુન્દે કહ્યું. તેણે પોતાનું પાકીટ બહાર કાઢ્યું અને તેમાં મૂકેલાં કેટલાંક કાગળીઆં તપાસ્યાં. એક કાગળ જોઇને તે બોલ્યો: "આ રહી એ ચિઠ્ઠી! સાંભળ મિત્ર, એ પાજી સ્ત્રીએ કેવાં ભોળવનારાં વેણુ તેમાં લખ્યાં છે!" તેણે ચિઠ્ઠી વાંચવા માંડી:—

"શ્રીમાન્, રાત દિવસ આપની રાહ જોઇને હું થાકી ગઇ. આજ કાલ કરતાં પંદર દિવસ થયાં આપે મારૂં આગણું પાવન નથી કર્યું તેનું કારણ શું? દાસીનો એવો કિયો મોટો અપરાધ થયો છે, કે દર્શન વિનાની રાખી છે? મારૂં મોં જોવું ન હોય તો ભલે; પણ પત્રથી આપની કુશળતાના સમાચાર જરૂર લખશો. આપ અગાઉ મને કહેતા હતા કે—"તારે ત્યાં આવું છું ત્યારે પૈસા બહુ ખર્ચાઇ જાય છે!' શું એ કારણસર નથી આવતા? મારે ત્યાં આવીને આપના દોસ્તદારો સાથે આપ જુગાર ખેલો છો તેથી આપના પૈસા ડુલ થાય છે. તેમાં આ દાસીનો શો અપરાધ? એમાં આ દાસીને શું મળે છે? એક રાતી બદામ પણ નહીં? જુગારમાં પૈસા ખોતા ન હો અને આ દાસીને થોડાંક ઘરેણાં માટે આપતા હો, તો તો જૂદી વાત; પણ તેવું કાંઇ કરતા નથી અને 'ઉલ્ટો ચોર કોટવાલને દંડે' એ ઉંધા ન્યાયે આપ મને બદનામ કરો છો એ શું વ્યાજબી છે? આ બાબતમાં ચિત્ત સ્વસ્થ રાખીને વિચાર કરી જોશો. વિશેષ શું લખું?

લી. આપની રાહ જોતી દાસી

સુલક્ષણા"

"દોસ્ત" દાદુમિયાએ આ ચિઠ્ઠીની હકીકત સાંભળીને કહ્યું: "આ ચિઠ્ઠીથી તું ફસાયો એમ તું કહે છે ને? હું કહું છું કે—તારા જેવો મૂર્ખ કોઇ નથી. તારી ખાનદાન ઓરતને છોડીને તું વેશ્યામાં ફસાયો એ તારો પહેલો વાંક અને વેશ્યાના શબ્દો પર તેં ઇતબાર મૂકયો એ તારો સૌથી મોટો વાંક!"

"અને તમે તો બિલકુલ વાંક વિનાના હશો; ખરૂં કે મહેરબાન?" મુકુન્દે પૂછ્યું.

"હા. સારે નસિબે મને ઓરત નથી. જો મને ઓરત હોત તો હું આવી બાજારૂ સ્ત્રીઓનો એક મિનિટ પણ સંગ કરત નહીં. અને મારી ઓરતને વફાદાર રહેત. પણ તને ખબર છે કે-હું કાંઇ તારી માફક તેનો સંગ, ફસવા માટે કરતો

નથી. આ તેને ત્યાં જુગાર ખેલવાની મને અચ્છી તક મળે છે એટલાજ ખાતર હું જાઉં છું. મારી કમાઇમાંથી ફક્ત દશ ટકા તેને આપું છું. એ સિવાય એક રાતી બદામ પણ નહીં અને એટલોયે ભાગ શા માટે આપું છું ? એટલા માટે કે–જુગાર ખેલવાની તે જગ્યા આપે છે. મુકુન્દ, વેશ્યાના સંગમાં હું ફસાયો એવું પુરવાર કરી આપનારને મારી ચેલેંજ છે કે–હું રૂ. ૧૦૦૦ આપીશ. ફસાવાનો વાંક મારા પર કોઇ મૂકી શકે તેમ નથી. મારી અક્કલ ગુમ કરી દઇને એના વચન પર હું કદી કુરબાન થયો નથી. એનાં નાણાં મેં હજમ કર્યાં હશે પણ જુગારની કમાઇના દશ ટકા ઉપરાંત મારી તો એક દમડી પણ તે લઇ શકી નથી. મારામાં અને તારામાં આટલો તફાવત; સમજ્યો ?"

મુકુન્દ એના તરફ આશ્ચર્યથી જોઇ રહ્યો. દાદુમિયાંએ એને પૂછ્યું: "અહીં પણ તું એવા કોઇ ધંધા કરે છે કે ?"

"ના રે, એક વાર ઠગાયા પછી હવે હું કદી એ રસ્તે જઉંજ નહીં ને !"

"તો પછી અહીં શી મતલબથી તું રહ્યો છે ? અને જાતે બામણ થઇને આ યુરોપીઅન હોટલમાં કિયા બિલ્લુને ફસાવવા માગે છે ?"

"હું તો અહીં એક યુરોપીઅન પેઢીમાં નોકરી કરૂં છું તેમાં રહ્યો છું."

"એમ કે ?" દાદુમિયાંએ તેના તરફ ટગર ટગર જોઇ રહ્યા બાદ પૂછ્યું: "અને તારી ઓરતનું શું ?"

"દોસ્ત, થોડાજ વખતમાં તેને બોલાવીશ."

"તું સાચું કહે છે ?"

"ચોક્કસ સાચું કહું છું. હું કાયમને માટે કાંઇ આમ ને આમ મારૂં જીવન ગુજારીશ નહીં."

દાદુમિયાંએ થોડીવાર ચૂપકીદી પકડીને આ હોટેલ વિષે વાત કાઢી અને તેની વ્યવસ્થા વગેરેનાં વખાણ કર્યાં. મુકુન્દ પણ તે મુદ્દામાં વખાણ કરવામાં સામેલ થયો. કેટલીક વાર સુધી એ વિષે વાતચીત ચાલ્યા બાદ દાદુમિયાં તેની રજા લઇને ત્યાંથી બહાર નીકળ્યો. બહાર નીકળીને તેણે સ્વગત કહ્યું: "એ ચોક્કસ જુઠું બોલ્યો છે. એની બરાબર પૂંઠ લઇને જોઉં તો ખરો કે ભાઇ સાહેબ કેવા ધંધા કરે છે !"

આ બાજુ સરદારે મુસલમાન યુવકને તેના માગતા રૂપીઆ આપી દીધા અને તેની સાથે તેને વાતો થઇ તે પછી તેના દિલમાં પથરો પડ્યો. તે મુંઝાયો કે, હવે અહીં રહેવામાં માલ નથી. આ

માણસ મારી પૂર્વસ્થિતિ જાણી ગયો છે, તેથી સ્હેજ પણ કોઇને વાત કરે તો તેથી અનર્થ થવાનો સંભવ છે. આ કારણે તેણે આ સ્થળેથી ઉચાંતરી કરવાનો મનસુબો કર્યો. પણ તે પહેલાં ગુરૂજીની શી હાલત છે, તેની તપાસ કરી લેવા અને પછી જ પોતે ક્યાં જવું એનો નિર્ણય કરવા તેણે ઠરાવ્યું.

રાત્રિના લગભગ રહાડા આઠનો શુમાર થતાં આ યુરોપીઅન સજ્જન પોતાની રૂમમાંથી બહાર નીકળ્યા. અને એક ભાડુતી ગાડીમાં બેસીને રવાને થયા. એજ વખતે એક કંગાલ દેખાવનો મુસલમાન જે બહાર ઉભેલો હતો તે આ ગાડીની પાછળ ટીંગાઈ રહ્યો.

થોડીવારે એજ હોટેલ માંહેલો પેલો મુસલમાન યુવક પણ હોટેલ માંથી બહાર નીકળીને એક ગાડીમાં બેઠો અને યુરોપીઅનની ગાડી પાછળ ગાડી હાંકવા તેણે ગાડીવાનને તાકીદ કરી.

## પ્રકરણ ૧૦ મું.

### બચાવ.

જાનકીનાથ સહાય કરે જબ
કૌન બિગાડ કરે નર તેરો ?

પ્રકરણ ૮ મામાં અનિરૂદ્ધને આપણે યમુના નદીમાં એક ટેકરાને વળગેલી હાલતમાં જોયો; તે પછી ત્રીજે દિવસે આપણી દૃષ્ટિ તે સ્થળથી થોડેક દૂર આવેલા એક નાના ગામડામાં એક ઝુંપડીની અંદર જાય છે.

અરૂણોદય થયો હતો. એ ઝુંપડીમાં જમીન ઉપર એક પથારીમાં કોઇક યુવક પડેલો છે. તેની પાસે એક ડોશી અને એક જુવાન બાળા બેઠેલાં છે. તેઓના બન્નેના મુખ ઉપર ચિન્તાની નિશાનીઓ જણાય છે. તે ડોશી અને જુવાન બાળા વચ્ચે કાંઇજ વાતચીત થતી નથી. ફક્ત તેઓની નજર ઘડીકમાં બારણાં તરફ તો ઘડીકમાં પથારીમાં સુતેલા યુવક તરફ જાય છે. એટલામાં બારણું ઉઘડ્યું; અને એક નાનો છોકરો તથા એક વૃદ્ધ પુરૂષ આવ્યા.

ડોશીએ તે વૃદ્ધને કહ્યું: "આવો વૈદબાપા ! હજી આને કાંઇ ભાન આવ્યું નથી."

વૈદે તેને ઇશારત કરી શાંત રહેવા સૂચવ્યું અને પથારીમાં પડેલા યુવકની નાડ પોતાના હાથમાં લીધી. પાંચેક ક્ષણ ધ્યાનપૂર્વક ચિકિત્સા કરીને તેણે કહ્યું: "આજ એને ભાન આવશે. મેં ઉત્તમ માં ઉત્તમ દવા આપી છે અને અત્યારે પણ તે જ આપતો જાઉં છું. ઇશ્વર કરશે તો આજ તેને સંપૂર્ણ આરામ થઇ જશે."

ડોશીઃ "એમ થાય તો બહુ સારું. લાગે છે તો કોઈ સારા માણસનું છોકરું."

વૈદઃ "હું પણ એમજ ધારું છું. તમે એના જીવની સંભાળ ઠીક રાખો છો. અને આ છોકરી પણ જબરી હિમ્મતવાળી છે, એટલે તેને આરામ થઈ જશે."

ડોશીઃ "એની હિમ્મતમાં શું પૂળા મૂકે! એનું રૂપ, એના ગુણ એ બધું સારું છે પણ એનું મોટું દુઃખ કાંઈ મટે?"

વૈદઃ "ના. એમાં તો ગમે તેવો મોટામાં મોટો વૈદ હશે તોપણ કાને હાથ દેશે."

આ વાતચીત પછી વૈદ દવા આપીને ગયો. ડોશીએ છોકરીને ઈશારત કરતાં તે ઉઠીને પાણીનો લોટો તથા એક પ્યાલો લાવી. વૈદની દવા પ્યાલામાં થોડીક નાંખીને તેમાં જરાક પાણી મેળવીને ડોશીએ યુવકનું મોં ઉઘાડયું અને તેમાં દવા રેડી દીધી. ઉત્તમતાની ખાત્રી તેજ ક્ષણે થઈ. થોડી વારે યુવકે આંખો ઉઘાડી; અને ટગર-ટગર આસપાસ જોયા કર્યું. ડોશીએ તેને કહ્યું: "ભાઈ, તમને કેમ છે?"

યુવકઃ "હું કયાં છું? તમે......કોણ?"

તેની નજર ડોશી પાસે બેઠેલી યુવતી તરફ ગઈ. તે યુવતી ટગર ટગર ડોળાથી જાણે એક પાષાણની પુતળી હોય તેમ તેના તરફ જોઈ રહી હતી.

ડોશીએ યુવકને જવાબ દીધો: "ભાઈ, કાલે સવારે નદીના ટેકરાને ટીંગાયલા બેભાન હાલતમાં તમે હતા. ત્યારે હું અને આ છોકરી ત્યાં આગળથી પસાર થતાં હતાં. તે વખતે આ છોકરીએ તમને ટેકરી પર જોયા. તેણે મને તમારી હાલત બતાવી. એ ઉપરથી અમારા ગામડાના માણસોને મેં એકઠા કરીને ટેકરા નીચે હોડી મોકલી. રાતના નદીમાં જે પૂર આવ્યું હતું તે સહવારે ઓસરી ગયું હતું. આથી માણસોએ તમને હોડીમાં લઈ લીધા અને પછી તમને આ ઝુંપડીમાં આણ્યા છે. એક હોશીઆર વૈદને બોલાવીને તમારી દવા કરાવી છે. તમે એક આખો દહાડો અને એક આખી રાત બેભાન રહ્યા છો."

યુવકની આંખમાં પાણી આવ્યાં. તે બોલ્યોઃ "માજી, તમે મારો જીવ બચાવ્યો તે માટે હું તમારો જન્મોજન્મનો ઋણી રહીશ."

"ભાઈ, આ છોકરીએ પહેલાં તમને જોયા, એટલે તમે તેના આભારી છો."

યુવકે તે યુવતી તરફ નજર કરી. અહા! પણ અત્યારની નજરમાં તે કેમ ચમક્યો? શરૂઆતમાં તે પાષાણુની પુતળી જેવી; રે, હાવભાવ વિનાની તેને લાગી હતી. હવે તેણે જોયું કે, તેની આંખમાં અશ્રુનાં ઝળઝળીઆં જણાય છે! વળી, તેનું વદન એટલું બધું સ્વરૂપ-સુન્દર અને કાન્તિમાન છે કે, જાણે તે સાક્ષાત વનદેવી ન હોય અથવા સ્વર્ગમાંની અપ્સરા ન હોય! એક ઝુંપડીમાં રહેતી બાળા આટલી બધી કાન્તિમાન! જરૂર તે મનુષ્ય કોટિની નહીં હોય પણ દેવ કોટિની જ હશે; એમ ધારી તેણે આભારભર્યા ઉદ્દગાર કાઢયા: "સન્નારી! હું તમારો દેવાદાર છું. મેં તો મારા જીવનની આશા જ મૂકી દીધી હતી. નદીના પૂરમાં તણાઇને, ટાઢમાં હેરાન થઇને મેં પથરાનો ટેકો પકડયો ત્યારે પણ કઇ ઘડીએ પાછો ઘસડાઈ જઈશ તેની બીક જ રહ્યા કરતી હતી. વરસાદ જરાક કમી થયો એ મને યાદ છે, પણ તે પછી શું થયું તેની મને યાદ નથી. ખરેખર, મારો જીવ બચાવવા માટે હું તમારો જીવનપર્યંત આભારી રહીશ."

તે બાળાએ પોતાની એક આંગળી ઉંચી કરી અને આંખો ઉંચી કરીને આકાશ તરફ તે જોઇ રહી.

ડોશી બોલી: "ભાઈ, ઇશ્વરનો જ તમારે આભાર માનવાનો છે. અમે ગરીબ લોકોએ તો અમારી જે ફરજ હતી તે બજાવી છે. તમે કોણ છો અને ક્યાંના રહીશ છો?"

યુવક: "હું મોહનરાય નામના એક શ્રીમંત ગૃહસ્થનો છોકરો છું. મારા બાપે પંજાબમાં લશ્કરી નોકરીમાં સારી નામના મેળવેલી છે. હાલમાં તેઓ મુંબઇ રહે છે. હું દેશાટન કરવા નીકળ્યો હતો. આગ્રામાં આવી પહોંચતાં પૂર આવ્યું તે સાંજે યમુના નદીમાં હોડીમાં સ્હેલ કરવા નીકળેલો. નદીમાં હું અધવચ્ચ પહોંચ્યો ત્યારે વરસાદ પડયો એટલે હોડી તણાઈ ગઈ. આખરે તમારા હાથમાં હું આવ્યો."

ડોસી: "નામ ઉપરથી તમે બ્રાહ્મણ લાગો છો."

યુવક: "હા. હું ઉચ્ચ બ્રાહ્મણ જાતિનો છું."

ડોસી: "તમે છેક આગ્રાથી અહીં આવ્યા? અહોહો! બાર ગાઉના પટ સુધી તમે ઘસડાયા!"

યુવક: "શું આગ્રા અહીંથી બાર ગાઉ દૂર છે?"

ડોશી: "હા. આ તો એક નાનું સરખું ગામડું છે."

યુવક: "એમ! કાંઇ ચિન્તા નહીં. અત્યારે ત્યાં જવા નીકળીશ તો સાંજ સોરો પહોંચી જઈશ."

ડોશી: "તમે એમ જવાની ઉતાવળ ન કરશો. વૈદ બાપાને મળીને તેની સલાહ લઇને તે પછી જ જજો."

યુવક: "વૈદ ક્યારે આવશે ?"

ડોશી: "હું હમણાં જ તેને જઇને બોલાવી લાવું છું."

ડોશીમા ઉઠીને વૈદને બોલાવવા ગઈ. યુવતી અને આ યુવક એકલાં પડયાં.

વાંચક ! આ યુવક આપણી કથાનો નાયક અનિરૂદ્ધ છે, એ, ડોશી સાથેની તેની વાતચીત ઉપરથી તમે જરૂર કલ્પી શક્યા હશો.

ડોશી ગઇ અને અનિરૂદ્ધ અજાણી પણ પોતાની ઉપકારક યુવતી તરફ એકીટશે મીટ માંડીને જોઈ રહ્યો.

આ યુવતી કોણ ?

ડોશી વૈદ્યરાજને બોલાવવા ગઇ; એટલે અનિરૂદ્ધે તે યુવતીને કહ્યું: "તમે અત્યાર સુધીમાં કેમ એક પણ શબ્દ સુદ્ધાંત બોલ્યાં નથી ? તમારી આંખમાંથી મેં એકવાર આંસુ નીકળતાં જોયાં છે. શું તમારા ઉપર કોઇ દુ:ખ આવી પડયું છે ? તમે મારો પ્રાણ બચાવ્યો છે. મારા ઉપર આવો મોટો ઉપકાર કરનાર દુ:ખમાં રહે, એ હું સહન કરી શકું નહી. કૃપા કરીને તમારૂં વૃતાંત કહો. તમને મારાથી બની શકે તેટલી મદદ હું જરૂર કરીશ."

તે કુમારિકાએ અનિરૂદ્ધનું આ કહેવું સાંભળ્યા બાદ પુન: રૂદન ચાલુ રાખ્યું.

અનિરૂદ્ધે પૂછ્યું: 'પણ તમારા દુ:ખનું કારણ શું છે, તે તો કહો ?'

કુમારિકાએ ઉત્તર દીધો નહીં.

અનિરૂદ્ધના મનમાં અનેક પ્રકારની કલ્પનાઓ થઇ રહી. તે ગોટાળામાં પડયો કે: "આ સુન્દર અને શાંત તરૂણી જવાબ કેમ દેતી નથી ?" તેણે કહ્યું: "જુઓ તમે જવાબ દેતાં નથી તો પછી મારે અહી રોકાવું નકામું છે. હું આ ચાલ્યો." તે પોતાની પથારીમાંથી ઉઠવા યત્ન કરવા લાગ્યો એટલે તે સુન્દરીએ તેનો હાથ ઝાલીને તેને ઉઠવા દીધો નહી અને પોતાનું મોં ઉઘાડીને પોતાની આંગળી તે તરફ ધરી તથા તે બાદ પોતાના હાથથી નકરાત્મક ઇશારો કર્યો અને ઉપર આકાશ તરફ દયાજનક દૃષ્ટિપાત કરીને દીનવદનથી તે જોઇ રહી. અનિરૂદ્ધને આ ઉપરથી કલ્પના સ્ફુરી. શું આ તરૂણી મૂંગી હશે ? મોં તરફ આંગળી કરીને હાથથી ના કહે છે, એનો અર્થજ એ કે, તેને વાચા નથી !

અરે પ્રભુ ! જો તેમ હોય તો આ બિચારીની કેવી અવદશા ! આટલું બધું ફળાવે એવું મનોહર રૂપ અને છતાં વાચા વિનાની ! ઇશ્વરનો આવો પ્રકોપ આ કોમળાંગી પર શા કારણે ઉતર્યો હશે !

તેણે પૂછ્યું: " શું તમે બોલી શકતાં નથી ? "

તે સુન્દરીએ ડોકું ધુણાવ્યું. અનિરૂદ્ધના ખ્યાલમાં હવેજ આવ્યું કે શા કારણે આ બિચારી અત્યાર સુધી બોલતી નહતી અને રડતી હતી. તેણે તેનો હાથ પોતાના હાથમાં લીધો અને દયાની લાગણીથી તે બોલ્યો: " ઇશ્વરને જે ગમ્યું તે ખરૂં. મારી તમારા તરફ દિલસોજી છે. મારો જીવ બચાવવા બદલ આટલો નાનો સરખો ઉપહાર ગ્રહણ કરશો ! " પોતાની આંગળી ઉપરથી એક કીમતી રત્નજડિત વીંટી કાઢીને અનિરૂદ્ધે તે તરૂણીની આંગળીએ પહેરાવી. તે બિચારી શરમાતી શરમાતી અને પોતાનું ડોકું ધુણાવીને ના પાડવા લાગી; પોતાનો હાથ તેના હાથમાંથી છોડાવવા પ્રયત્ન કરવા લાગી; પણ અનિરૂદ્ધે તે વીંટી પહેરાવ્યા બાદ જ તેનો હાથ છોડ્યો.

એટલામાં પેલો નાનો છોકરો કે જે વૈદ્યરાજ સાથે આ ઝુંપડીમાં આવ્યો હતો અને પછી જે જતો રહ્યો હતો તે પાછો આવ્યો અને તરૂણીને પૂછવા લાગ્યો: " મારી મા કયાં ગઇ ? મને ભૂખ લાગી છે. મારે ખાવું છે. "

અનિરૂદ્ધે તે છોકરાને પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું. " બાલક, આવ બેસ. જો તું વૃદ્ધ સન્નારી વિષે પૂછતો હોય તો તેઓ વૈદ્યરાજને બોલાવવા ગયાં છે. હમણાં આવશે. પણ તેઓ આવે તે પહેલાં મને જરાક આ તરૂણી વિષે અને તારા વિષે કાંઇ વૃતાંત કહે. "

છોકરો: " એમાં શું કહેવાનું હતું ? હું જગમોહન છું. હું અને મારી દાદી મા લક્ષ્મી, આ ઝુંપડીમાં રહીએ છીએ. આ છોકરી બોલતી નથી. અમે બોલીએ છીએ. પણ એ બહુ લુચ્ચી છે અમારી સાથે રમવા આવતી નથી. આખો દહાડો ઘરમાં બેસી રહે છે; અને જો એને રમવા આવવા અમે કહીએ છીએ તો રડ્યા કરે છે. મને કોઇ વાર ભૂખ લાગી હોય છે ત્યારે આ લુચ્ચી છોકરી મને ખાવાનુંયે આપતી નથી. હા, એની એ લુચ્ચી છે. હું તો બહુ ડાહ્યો છું, હાં ! મારી દાદી માયે બહુ ડાહી છે. તમે અમને પૈસા આપશો ? હું તો તે ઘડીએ વૈદ્યકાકાને બોલાવવા જતો ન હતો. પણ દાદી મા કહે કે: 'આ માંદા માણસ પૈસા આપશે માટે જા' એટલે ગયો. તમે તો આ છોકરી જેવા લુચ્ચા નથી ને ?"

અર્ધ વર્ગરનું, અસંબદ્ધ અને નિરર્થક છતાંયે નિર્દોષ એવું આ છોકરાનું છોકરવાદીભર્યું સંભાષણ સાંભળીને અનિરૂદ્ધને હસવું

આવ્યું. આ છોકરા પાસેથી તેણે યુવતીનો વૃતાંત માગ્યો હતો. આ છોકરાએ તેને બદલે પોતાનો પટપટારો ચલાવ્યો!

બાળકો એવાંજ હોય. બાળકો પાસેથી ગંભીર વાતોની આશા કોણ રાખી શકે? અનિરૂદ્ધે ગ્લાનિભરેલો દૃષ્ટિપાત અવાચક અબળા તરફ નાંખ્યોઃ "હા પ્રભુ! આ કોમળ કદળીગર્ભ પર આ અતિકઠોર મેઘવૃષ્ટિ! બિચારી પર કેવી અસહ્ય આપત્તિ!"

આ છોકરાના સંભાષણમાથી અનિરૂદ્ધે એક ઉડતો સાર કહ્યો કે, "વૃદ્ધ સ્ત્રી આ બાળાની માતા નહી હોય."

ત્યારે શું આ બાળા અબોલા હોવા ઉપરાંત અનાથ પણ છે? માતાપિતા ભાઈભાંડુ ઈત્યાદિથી વિમુખ રહી, એકલવાયું અને તે પણ વાચા વિનાનું જીવન શું આ સ્વરૂપસુંદરીને ગાળવું પડતું હશે?!'

અનિરૂદ્ધે પુનઃ પુનઃ તે તરૂણી તરફ જોઈને નિસાસા ઉપર નિસાસા નાખવા માંડયા.

પોતાનું દુઃખ તે વિસરી ગયો. પોતાને જાણે હવે કાંઈજ માંદગી નથી, એમ તેને લાગ્યું. તેનું સર્વ ધ્યાન આ બાળાનો વૃત્તાંત જાણવા અને બની શકે તો તેનું કલ્યાણ કરવા તરફ કેંદ્રિત થઇ રહ્યું. વિચારો પર વિચારો આવતાં તેની દયાવૃત્તિ ઉશ્કેરાઇ ગઇ. તેની આંખમાં ઝળઝળીઆં આવ્યાં. તરૂણીએ તે જોયાં. તેણે અનિરૂદ્ધનો હાથ ઝાલ્યો. પોતાનાં કમલનયન તેનાં નેત્ર સામે રાખી ને તે તરૂણી તેના તરફ ક્ષણભર જોઇ રહી; જાણે તેનો શોક વિદારવા તે માગતી હોય; તેમ તેણે એક લાગણીભર્યું સ્મિત કર્યું નાકે આંગળી અરકાડી અને પોતાના વસ્ત્રના પાલવવતી અનિરૂદ્ધની આંખમાંનાં આંસુ લ્હોઇ નાંખ્યા. જાણે તે એમ કહેતી હોય કે મારા દુઃખ માટે તમે દુઃખી ન થશો એવી રીતે તેણે પોતાના શરીર તરફ આંગળી કરીને અનિરૂદ્ધની આંખ તરફ તે ધરી અને હાથવતી ના પાડવી ચાલુ રાખી.

તેની આ પ્રકારની લાગણી તેનું સ્મિત અને પાલવથી પોતાનાં આંસુ લ્હોવાની રીતથી અનિરૂદ્ધ છક્ક થયો.

આ મુંગી છોકરીનું હૃદય મુંગું નથી. એમાં જગદીશ્વરની બક્ષિસ કરેલી પવિત્ર અને પ્રેમલ લાગણીઓનો વાસ છે, એવી તેને ખાત્રી થઇ.

તે બોલ્યોઃ "બાળા, તમારા દુઃખનું નિવારણ કરવા હું આકાશ પાતાળ એકઠાં કરીશ. હું લાચાર છું કે, તમારો વૃત્તાંત હું તમારા મુખથી સાંભળી શકું તેમ નથી. પણ પુછપરછ કરીને હું તે જાણીશ

અને ખાત્રી રાખશો કે, મારા પ્રાંણ બચાવનારના પ્રાણનું હું હરકોઇ ભોગે પણ જતન કરીશ."

એ શબ્દો પોતે સમજી હોય તેમ હાથ જોડીને તેણે અનિરૂદ્ધના ચરણ આગળ પોતાનું મસ્તક નમાવ્યું.

વાચકવૃન્દ! કલ્પી લ્યો આ સમયનું ચિત્ર. એને માટે અમારી પાસે શબ્દો નથી. એક અનાથ અને અબોલ ચોપગા પ્રાણીને પણ વિપત્તિમાં જોઇને આપણી દયાનો ઝરો ખુલી જાય છે તો આ તો એક અતિસ્વરૂપવતી અબળા છે; એટલુંજ નહી પણ જેવી શરીરે કાન્તિમાન છે તેવીજ તેની લાગણીઓ અનેરી તેજસ્વી હોવાની ખાત્રી અનિરૂદ્ધને થઇ છે. આવી એક અબળા ઉપર જન્મભર વાચારહિતતાની શિક્ષા પરમાત્માએ કરી છે અને તેને અનાથ રાખી છે!

કિયા ક્રૂરમાં ક્રૂર માણસને પણ આ વસ્તુસ્થિતિમાં દયા ન ઉપજે?

---

## પ્રકરણ ૧૧ મું.

### કરૂણ કથા.

Teach me to feel another's woe
To hide the faults I see;
That mercy I to others show,
That mercy show to me. —Pope.

આ યુવતી વાચા વિનાની છે. એ જાણીને અનિરૂદ્ધના હૃદયમાં કરૂણાના ભાવો ઉઠી રહ્યા. એને લગતા વિચારોમાં તે તલ્લિન થઇ ગયો, એટલામાં ડોશી વૈદ્દરાજને લઇને આવી પહોંચી. અનિરૂદ્ધ તે વખતે પથારીમાં બેઠો હતો.

તેને જોઇને વૈદ બોલ્યો: "અહો! તમે તો બેઠા થઇ ગયા છો! એટલો બધો શ્રમ ન લેશો. ફરીથી ઉથલો ખાશો તો પાછી પંચાત થઇ પડશે."

અનિરૂદ્ધને વૈદે સુવાડી દીધા પછી થોડીક વાર રહીને તેણે તેની નાડી જોઇ અભિપ્રાય આપ્યો: "હજી તમારા શરીરમાં તાવ છે. તમને તે માલુમ ન પડે. પરંતુ જો મુસાફરી કરો તો એ તાવમાં જરૂર વધારો થાય. માટે હું તમને મુસાફરીની સલાહ આપતો નથી."

અનિરૂદ્ધ: "પણ આગ્રામાં મારા સાથીઓ છે. તેઓને મારી ચિન્તા થતી હશે. મારા વિષેના સમાચાર તો તેમને કહેવરાવવા જ જોઇએ."

વૈદે થોડાક વખત વિચાર કર્યો અને તે પછી ડોશીને કહ્યું: "લક્ષ્મી મા ! શું કરીશું ?"

ડોશી: "બ્રાહ્મણનો છોકરો છે અને વળી કોઇ ભાગ્યશાળી સરદારનો દીકરો છે. એને આટલી મદદ કરી તો પછી તેટલીયે કરવી જોઇએ. આપણા ગામના પેલા લક્ષ્મણ ખેડુતના છોકરાને આગ્રા મોકલીને ખબર કહેવરાવીએ."

અનિરૂદ્ધ: "તો તો ઘણું જ સારૂં. મારા ગુરૂજી અને મારો એક મિત્ર જ્યાં રહે છે, ત્યાંનું શરણામું હું આપું છું. જે માણસ અહીંથી જશે તેને ફેરાનો બદલો પણ મારા ગુરૂજી આપશે."

ડોશી: "ભાઇ, અમારે ગરીબોને એવા ફેરાની શી વિસાત છે ? અમે કાંઇ બદલા માટે કે પૈસા માટે કામ કરતાં હોઇશું ?"

અનિરૂદ્ધને આ વખતે પેલા નાના બાળક જગમોહનનો પટ-પટારો યાદ આવ્યો. તે છોકરાએ ડોશીને માટે કહ્યું હતું કે, 'આ માણસ પૈસા આપશે." પૈસાનો લોભ ડોશીને હોય કે નહોય, પણ તે કામ કરે છે તે કરવા દેવું અને છૂટા પડતી વખતે તેની મહેનતનો બદલો આપવો, એવો નિર્ણય અનિરૂદ્ધે પોતાના મનમાં કર્યો.

વૈદરાજે દવાનાં પડીકાં આપ્યાં અને અનિરૂદ્ધ પાસેથી આગ્રાની વીશીનું શરણામું જ્યાં ગુરૂજી તથા મુકુન્દ ઉતર્યા હતા તે લીધું. અનિરૂદ્ધે ગુરૂજી ઉપર એક પત્ર પણ લખી આપ્યો. વૈદરાજ તે લઇને લક્ષ્મણ ખેડુતના છોકરાને આગ્રે મોકલવાનું વચન આપીને ગયા.

તેમના ગયા પછી બાળક જગમોહને ડોશી પાસે ખાવાનું માંગ્યું. ડોશીએ ઝુંપડીની અંદરના ભાગમાં જઇને ખાવાનું લઇ આવીને છોકરાને સંતોષ્યો.

અનિરૂદ્ધે ડોશીમાને કહ્યું: "માજી ! આ છોકરાના કહેવાથી મેં જાણ્યું છે કે તમે આ વાચા વિનાની બાળાનાં માતા નથી અને તે અનાથ છે. મને એ ઉપરથી તેના જીવનનો ઇતિહાસ જાણવાની જીજ્ઞાસા થઇ છે. શું તે ખરેખર આ જગતમાં અનાથ છે ?"

"ભાઇ" ડોશીએ નિસાસો નાંખીને કહેવા માંડ્યું: "તમે જેમ અહીં અજાણ્યા છો તેમ તે પણ અજાણી છે. અમે એને ઓળખતાં નથી. ગઇ સાંજે વરસાદના તોફાનની શરૂઆત થઇ એટલામાં આ છોકરી પોતાના હાથમાં બે વર્ષના એક બાળક સાથે મારી ઝુંપડીમાં

હાંફળી ફાંફળી પેઠી. એ વખતે તો તે બોલતી હતી. તેણે ગભરાટ ભરેલા અવાજે મને કહ્યું: " માજી, બચાવો, બચાવો, પેલો કોઇ ખરાબ માણસ ક્યારનો મારી પાછળ પડયો છે અને વરસાદ પડે છે તોયે મારો કેડો મૂકતો નથી! હું જેમ જેમ નાસું છું તેમ તેમ તેમ તે મારી પાછળ દોડે છે. હું બહુ દોડી છું અને હવે તો થાકી ગઇ છું."

એ છોકરીનું આ કહેવું સાંભળીને હું બહાર આવી એટલે એક મસ્તાન પાડા જેવા માણસને મારી ઝુંપડીની બહાર મેં ઉભેલો દીઠો. તે બોલ્યો: " પેલી છોડી તમારી ઝુંપડીમાં પેઠી છે, તેને બહાર કાઢો. તે મારી છોડી છે."

એ માણસનો દેખાવજ કહી આપતો હતો કે-એ તેની છોડી ન હોય. આ છોકરી મારી આગળ જે દયાભર્યા અવાજે બોલી હતી તે ધ્યાનમાં લેતાં મેં આ માણસને ત્યાંથી ચાલ્યા જવા અને વરસાદ બંધ રહે ત્યારે આવવા જણાવ્યું. પણ તેણે હઠ કરવા માંડી. એટલામાં મારી પાડોશની ઝુંપડીમાં રહેતો મારો એક સગો આવી પહોંચ્યો. એને મેં આ છોકરીની તથા એ અલમસ્ત માણસની વાત કહી. મારા પાડોશી સગાએ તે ઉપરથી મારા મત સાથે મળતા થઇને એ છોકરીને લગતી પૂરી તજવીજ કર્યા વિના આ માણસને તો નજ આપવી, એમ ઠરાવ્યું અને મને સૂચના આપી કે–આપણી આસપાસની ઝુંપડીઓમાંના બધાયે પાડોશીઓને ખબર આપીને અહીં બોલાવી લાવ. જરૂર પડશે તો એને માર મારીને અહીંથી નસાડીશું." હું તરતજ તે મુજબ ઝુંપડે ઝુંપડે આ વાત કહેવા દોડી ગઇ અને મારો પાડોશી સગો પેલા અલમસ્ત માણસ સાથે વાતોએ વળગ્યો.

હું જ્યારે પાછી ફરી ત્યારે મારી ઝુંપડી આગળ ઘણાક લોકો એકઠા થઇ ગયા હતા અને મારો પાડોશી સગો તથા બીજા બે લોહી–લુહાણ હાલતમાં પડયા હતા. આ છોકરી ઝુંપડીના બારણામાં ઉભી ઉભી રોતી હતી અને પેલો અલમસ્ત માણસ ત્યાં નહતો.

હું આ છોકરી પાસે ગઇ અને એને પૂછવા લાગી: " શું થયું બહેન?" તેણે કાંઇ જવાબ ન દેતાં રડવુંજ ચાલુ રાખ્યું. આસપાસના લોકોએ જણાવ્યું કે:" પેલો માણસ નક્કી કોઇ બદમાશ હતો. અમે અહીં આવ્યા ત્યારે ગણેશ અને તેની વચ્ચે છુટ્ટે હાથે મારામારી થતી હતી. અમોને જોઇને તે તમારી ઝુંપડીમાં નાઠો અને પોતાની બગલમાં તેની સાથેના નાના બાળકને રાખીને એક હાથે તે આ છોડીને ઘસડતો ઘસડતો બહાર દોડવા લાગ્યો. તે વખતે

તેના મ્હોંમાં તેણે એક મોટો છરો રાખેલો હતો. અમે લોકો એની પાછળ પડયા. અને છોડીને તથા બાળકને તેના હાથમાંથી ઝુંટવવા કોશિષ કરવા લાગ્યા. છોડીને અમે તેનાથી છુટ્ટી કરી શકયા પણ બાળકને તો તેણે છોડયું નહીં અને પોતાના મ્હોંમાંનો છરો કાઢીને અમારામાંના ત્રણને તેણે જખમો કર્યાં. આથી અમે અમારાં ઝુંપડાંમાંથી ડાંગો લઇ આવવા દોડયા; એટલામાં એ નાસવા લાગ્યો. અમારામાંના કેટલાક તેની પાછળ ગયા છે તે જરૂર હાથ આવશે.'

ડોશી બોલી: "પાડોશીઓએ આમ કહ્યા પછી મેં રડતી છોડીને છાની રાખવા માંડી અને વરસતા વરસાદમાં મારી ઝુંપડીમાં ત્રણે ઘવાયલા માણસોને દાખલ કર્યા અને તેમની સારવાર પાછળ ધ્યાન આપ્યું. રાત વીતી ગઈ. છેક મોડી રાતે પેલા જે પાડોશીઓ બદમાશની પાછળ ગયા હતા તે બાળક સાથે પાછા ફર્યા; પણ હા! એ બાળકને તો પેલા બદમાશોએ મારી નાંખ્યું હતું!

પાડોશીઓએ જણાવ્યું કે: "અમે એને રસ્તામાં પકડયો અને જ્યારે એનાપર ડાંગો ચલાવી ત્યારે તે ખૂબ મરણતોલ થઇ ગયો પણ એ હાલતમાં આખરે તેણે પોતાની કજાત બતાવી! આ બાળકને તેણે છરો ભોંકીને મારી નાંખ્યું."

જ્યારે આ છોડીએ એ મરેલા બાળકને લોહીથી તરબોળ થઇ ગયેલો અને મરેલો જોયો ત્યારે ખૂબ રડવા માંડયું. પણ રડતાં રડતાં કોઈ શબ્દો નહીં બોલતાં "આ...આ...આ" એમજ તે કર્યાં કરતી હતી અને વચ્ચે વચ્ચે કારમી ચીસો નાંખતી હતી.

અમે એને છાની રાખી; એની સાથેના બાળકનો અને એનો પરિચય પૂછયો; પણ તે તો "આ...આ...આ" જ કર્યાં કરતી અને રડતી રહી.

એ પછી તે અહીં રહી છે અને અમે એ કોણ છે તેની તજવીજ આગ્રામાં કરાવવા માગીએ છીએ. જે વૈદરાજ તમારી દવા કરે છે તેમની પાસે આ છોડીની ચિકિત્સા અમે કરાવી તો તેમણે અભિપ્રાય આપ્યો કે–'હૃદયપર આઘાત થવાથી આ છોકરીની વાચા બંધ થઇ ગઇ છે. હવે એ કયારે ખુલશે એનો કશો નિયમ નથી. કદાચ જન્મારા સુધી તે મૂંગી રહેશે.' કમનસિબ બિચારી છોકરી! અમે એને અહીં રાખી છે અને એની સંભાળ લઇએ છીએ. ગઇ કાલે અમે બધાં પાડોશીઓએ એકઠાં થઇને તેને હસાવવા અને આનંદ આપવા બહુ યત્નો કર્યા હતા એનું મન ખુશ થાય તો એ કદાચ બોલે એમ અમારૂં ધારવું હતું પણ બિચારીપર પ્રભુના ઘરનો કોપ વરસ્યો જણાય છે! તે બોલતી જ નથી પણ એક બાબત

મેં નોંધી છે. જ્યારથી તમને બચાવી આણ્યા છે, ત્યારથી આ છોકરી તમારી સારવારમાં અમને આનંદથી મદદ કરે છે અને અહીં તમારી પાસેજ બેસી રહે છે. તેનું દિલ તમને જોઇને રાજી થતું જણાય છે. કંઇક કરતાં બિચારી ખુશી રહે તો ઠીક, એમ ધારીને હું એને અહીંજ બેસી રહેવા દઉં છું અને જેમ એની મરજી પડે તેમ વર્તવા દઉં છું. ભાઇ, તમને તે ઓળખતી જણાય છે. શું તમે તેને ઓળખો છો ?"

"ના, માજી" અનિરૂદ્ધ બોલ્યોઃ "હું એને બિલકુલ ઓળખતો નથી."

"ત્યારે તો હવે એ કોણ છે એની તપાસ કરવી રહી" ડોશીએ કહ્યું.

"માજી" અનિરૂદ્ધે સૂચના કરીઃ "આગ્રાના પોલિસ ખાતાને ખબર આપીશું એટલે તરતજ તેઓ એનાં માબાપને શોધી આપશે. અને વળી પેલો અલમસ્ત માણસ કે જે તેની પાછળ પડેલો તમે કહો છો, તેને પણ શોધી કાઢશે"

ડોશીએ ડોકું ધુણાવ્યું.

"કેમ, મારો આ વિચાર તમને પસંદ નથી પડતો ?"

"ના ભાઈ" ડોશી બોલીઃ "અમારા ગામના લોક પોલિસની મદદ લેતા નથી. તેઓ જાતેજ આ બાબતમાં પૂરી તજવીજ કરવાના અભિપ્રાયવાળા છે. જો પોલિસને ખબર આપવી હોત તો આ છોકરી સાથેના નાના બાળકને તે લોકો અહીં પાછોજ ન લાવત અને બારોબાર આગ્રે જઇને પોલિસને સ્વાધીન કરી દેત. પણ, મેં કહ્યું તેમ, અમારા લોક ટેકીલા છે. એક-બે દહાડામાં બધાયે ફરીથી ભેગા થઇને આ બાબતમાં શું કરવું તે નક્કી કરશે. દરમ્યાન, આ છોડી જાણે અમારા ગામનીજ હોય એમ અમે એની સંભાળ લઇશું. એના ખાવા-પીવામાં, કપડાં-લત્તામાં, કશામાં અમે એને દુઃખી નહીં કરીએ. અવાચક ઢોરને અમે પાળીએ છીએ ને ? અમારી જાત કરતાંયે જેમ અમે તેમનું વધુ જતન કરીએ છીએ તેમ આ બિચારીનું અમે જતન કરીશું."

ડોશીએ આ વખતે તે બાળા તરફ વહાલભરી નજર નાંખી અને પોતાની પાસે તેને ધસડીને પોતાના હૃદય સાથે ચાંપતાં કહ્યું: "મારૂં નસિબ ક્યાંથી કે, મને આ પરી જેવી છોડી મળે ? મારે એકકે છોડી નથી. હવે આ જ મારી છોડી. મારા જીવ કરતાંયે વધારે હું એને જાળવીશ."

ડોશીમાના વહાલની માત્રા વધી ગઈ. તેણે સ્નેહપૂર્વક તે વાચા વિનાની બાલિકાના કપાળમાં ચૂમી કરી અને જનેતા જેવું વાત્સલ્ય દાખવ્યું.

એ અબોલ યુવતીની આંખ એ વેળા અશ્રુથી ભીની થઇ. ડોશીની આંખમાં પણ અશ્રુ દેખાયાં અને અનિરૂદ્ધનું હૃદય પણ રડી ઉઠ્યું.

---

## પ્રકરણ ૧૨ મું.

## પ્રીતિની વાંસલડી.

પ્રીતિની વાંસલડી વાગી,
હૃદયમાં અજબ થયો ચમકાર—પ્રીતિ૦
અજબ ભાવના અજબ ભામિની
અજબ ગણું ઝણકાર
પ્રેમી જનના ચિતડામાંહી
પ્રેમ કરે ચમકાર—પ્રીતિ૦
( ' શારદા ' નાટકમાંથી )

પ્રીતિ, એક દેવતા છે. એ દેવતા મનુષ્યને જ્યારે ખરેખર પોતાનો ભક્ત બનાવે છે ત્યારે અન્ય વસ્તુઓનો કિંવા ભવિષ્યના સંયોગોનો લગીરે વિચાર કર્યા વિના એ પ્રીતિભક્ત એક પ્રકારે તેનામાં જ તલ્લીન થઇ જાય છે. પ્રીતિબદ્ધ થએલો મનુષ્ય તેના પ્રીતિરત્નમાંજ સમસ્ત જગતનો વાસ જુએ છે. એ રત્ન સિવાયનું જગત તેને મન ઉજજડ બની જાય છે. પર્વત, નદી, સમુદ્ર અને ઝાડી જંગલ પણ ખુંદીને મનુષ્ય પોતાના રત્નને જાળવવા મથે છે. તેને નિદ્રા, ભય કે શ્રમ જાણે અસ્તિત્વમાં નથી એમજ લાગે છે.

કલિયુગમાં સાચી પ્રીતનો અભાવ છે, એમ કહેવાય છે. કલિયુગમાં પ્રીતિને મોહનું નામ આપવામાં આવે છે; અને સાચી પ્રીતિનો વાસ સ્વર્ગમાં જ છે, એમ ગણવામાં આવે છે. પણ આપણી કથાના નાયક અનિરૂદ્ધના સંબંધમાં શું કહેવું એ અમે વાંચકવૃન્દની ઇચ્છા પર નિર્ભર રાખીએ છીએ. તે પોતે એક શ્રીમંત કુલોત્પન્ન ગ્રેજ્યુએટ છે. સંસ્કૃત વિદ્યામાં પારંગત છે. તેને તેના પિતાએ એક શ્રીમંતની કન્યા સાથે પરણાવવા ધાર્યો હતો. તેણે કદાચિત ખુલ્લી રીતે તેનો અસ્વીકાર કર્યો હોત તો તેને બીજી કોઇ શ્રીમંત

કન્યા સાથે પરણાવવા તેના પિતા જરૂર આવસ્થા કરત. તેણે એ વિષયને અદબદ રાખ્યો છે. દરમ્યાન તે પ્રવાસે નીકળ્યો છે. પ્રવાસમાં એક ગરીબની મઢુલીમાં એક સ્વરૂપવતી પણ અબોલ અબળા તેણે જોઇ છે. તેને તેના ઉપર દયા ઉપજી છે; પણ દયા સાથે તેના હૃદયમાં એક કોમળ ભાવ પણ ઉત્પન્ન થયો છે. એ ભાવને અમે પ્રીતિ કહીએ છીએ. આ સ્વરૂપવતી કન્યા કોણ છે, તેનાં માબાપ કોણ છે, એ જો કે બેશક અત્યારે જણાયું નથી પરંતુ તે અબોલ છે અને અત્યારે તો અનાથ જેવી છે કેમકે ગામડીઆ લોકો તેનું ભરણપોષણ કરવા તૈયાર છે અને પોલીસને ખબર આપ્યા વિના તેઓ પોતાની મેળે તેનાં માબાપની શોધ કરી લેનાર છે.

અનિરૂદ્ધ શ્રીમંત છે. તેણે ધાર્યું હોત તો પોતે સાજો થતાં તેની ઉપકારક કન્યાને તેમજ આ ગામડીઅણ વૃદ્ધ બાઇને પૈસા આપીને તે તેમનાથી છુટો પડયો હોત; પણ ના. તેના હૃદયમાં જાગેલા નવા કોમળ ભાવોએ તેને રોકી રાખ્યો છે. અનિરૂદ્ધ અહીં રહ્યો છે અને તેણે ગુરૂજીને સંદેશો કહાવીને પોતાની પાસે બોલાવ્યા છે. તેનો ઇરાદો આ કન્યા સાથે લગ્ન કરવાનો છે. વાચકવૃન્દ! આપને વિચારવાનો પ્રશ્ન રજુ કરીએ છીએ કે, આ વસ્તુસ્થિતિને આપ મોહ કહો છો કે પ્રીતિ?

આ કથામાં ક્રમશઃ બનતા બનાવોથી આપ નિર્ણય કરી શકશો કે વસ્તુતઃઆ પ્રીતિ કે મોહ? ગત પ્રકરણમાં ડોશીએ આ બાળાની કહેલી કરૂણકથાથી અનિરૂદ્ધના હૃદય ઉપર આઘાત થયો. જે સમયે ડોશીએ તેને છાતી સરસી ચાંપી. એ સમયે તે બાળાની આંખ માંથી અશ્રુધારા વહેવા લાગી. અનિરૂદ્ધ જે વખતે કથા સાભળવા તત્પર થયો તે વખતે તેના શરીરમાં જરાક તાવ તો હતોજ. વૈદે તેને બેઠા થવાની અને શ્રમ લેવાની ના પાડી હતી છતાં તે બેઠો થઇને આ કથા સાંભળતો હતો. એ કથાની મર્મઘાતક અસર, તેણે લીધેલો શ્રમ અને યુવતીની આંખમાંથી આંસુની વહેતી સતત ધારા—આ ત્રણે સંયોગને પરિણામે અનિરૂદ્ધના માંદલા શરીર ઉપર અને કોમળ દયાભર્યા હૃદય ઉપર આઘાત થયો-જાણે તેના માથામાં કાંઇક વેદના થતી હોય એમ તેને લાગ્યું. તેનાં અંગોમાં તાવની ખુમારી વધી ગઈ; તેની આંખો લાલચોળ બની ગઇ અને તે મોટે મોટે જ લવવા લાગ્યો.

"કોનો આધાર? એમ કેમ? આધાર મારો જ ગણજો. હું એની સાથે લગ્ન કરીશ. હું એને સંસારમાં સ્વર્ગ બતાવીશ. શા માટે મુંઝાઓ છો? મને કોઇની પરવા નથી. મારા પિતા ના પાડશે તોપણ હું તેનો પાણીગ્રહણ કરીશ."

તેનું આ બોલવું બહુજ મોટા સ્વરથી થતું હતું. બોલતાં બોલતાં તે એકીટશે એ બાળા તરફ જોઇ રહ્યો હતો. બાળાની આંખમાં અશ્રુ જોઇને તે કહેવા લાગ્યો: "શા માટે રૂએ છે? મને તારો સર્વસ્વ ગણ. હું જાતે મહેનત કરીશ, ભુખ્યો રહીશ—ટાઢ તડકો વેઠીશ. પણ તને ઉની આંચ સુદ્ધાંત આવવા નહી દઉં."

ડોશી તેના તરફ આશ્ચર્યભાવથી જોતી આ બધું સાંભળી રહી; પણ અનિરૂદ્ધનો ઘણો મોટો સ્વર અને લાલઘુમ આંખો જોઇને તેને વહેમ પડયો કે કદાચિત તે તાવના ઝોમમાં તો આમ નહિ બોલતો હોય?

તેણે તે બાળાને દૂર બેસાડીને અનિરૂદ્ધનો હાથ ઝાલ્યો. ખરેજ, ધગધગતા અંગારા જેવો એ હાથ હતો!

તેણે તરતજ તેને પથારીમાં સુવાડયો અને કહ્યું: "ભાઇ, હમણાં સુઇ રહો. પછી નિરાંતે એ વિચાર કરીશું." તેણે સમય સૂચકતા વાપરીને વૈદવાળી દવાની ગોળી પાણી સાથે અનિરૂદ્ધને ગળાવી.

અનિરૂદ્ધ કેટલીયે વાર સુધી એના એજ ઉદ્દગારો કાઢતો રહ્યો। ઘડીમાં પથારીમાંથી બેઠો થાય; ઘડીમાં ઉઠવા પ્રયત્ન કરે; અને ઘડીમાં શુંઢમુંઢની માફક વિચારમાં બેસી રહે. ડોશી બની શકતી રીતે તેનું સાન્ત્વન કરતી રહી; તેને વારંવાર સુઇ રહેવાજ વિનંતિ કરતી રહી.

અનિરૂદ્ધને વૈદની જે ગોળી ડોશીએ ગળાવી હતી, તેમાં ઘેન લાવવાની દવાનું મિશ્રણ હોય એ બનવા જોગ હતું; કારણ કે આશરે કલાક—દોઢ કલાક પછી તેનો લવારો જરાક ઓછો થયો અને આંખો અર્ધ મીંચેલી બની.

તે ઉંઘવા લાગ્યો. ડોશીએ હવે પોતાના કામકાજમાં પ્રવૃત્ત થવાનો વિચાર કર્યો. તે ઝુંપડીમાંથી બહાર આવી. તેણે જોયું કે પેલી બાળા બિચારી બારણા આગળ બેસી રહી છે. તેણે ઇશારતથી તેને સમજાવ્યું કે, "પેલો અંદર સુતો છે, તેને નિરાંતે ઉંઘવા દેજે. કોઇ

જાતનો ખખડાટ કે ગરબડ કરીશ નહી અને તે એની મેળે જાગે તો મને પાસેની ઝુંપડીએ બોલાવવા આવજે."

ડોશી ગઇ અને તે અજાણી બાળા ઉંઘતા અનિરૂદ્ધની પથારી પાસે આવીને બેઠી.

અનિરૂદ્ધની પથારી પાસે તે ચૂપચાપ બેસી રહી, ઘણા વખત સુધી તે એકીટશે તેના તરફ જોઇ રહી.

એ મુંગી છે; તદ્દન નિર્દોષતાની મૂર્ત્તિ છે; જગતના કોઈ પણ જાતના અનુભવ વિનાની છે; એના હૃદયના ભાવો આપણે કઇ રીતે સમજી શકીએ ? જાણે આરસપહાણની સુંદર પૂતળી અનિરૂદ્ધની પથારી પાસે મૂકવામાં આવી હોય તેમ તે બેસી રહી.

નથી ઉંઘનાર જાણુતો કે નથી બેસનાર જાણુતી કે, તેમનાં કિસ્મત એક સાથે સંકળાયલાં છે અને તેઓ પર વિપત્તિના પહાડ પડનાર છે !

## પ્રકરણ ૧૩ મું.

### બૂરા પર ભલાઇ ?

તોખમ તજે ન તોખમી,
નેક તજે ન ખવાસ;
ભાગો પણ કૂવો જુઓ,
બુઝવે સૌની પ્યાસ !

જે ગામડામાં અનિરૂદ્ધ ઝુંપડીમાં બિમાર પડયો હતો ત્યાંથી વૈદરાજે ગુરૂ શ્રીધર શર્માની શોધ માટે મોકલેલો વિષ્ણુ નામનો ગામઠીઓ આગ્રામાં આવી પહોંચ્યો. જે વીશીનું શરણામું તેને આપવામાં આવ્યું હતું તેની પૂછપરછ કરતો તે અંતે તેજ વીશામાં જઇ પહોંચ્યો કે જ્યાંથી ગુરૂજીને હોસ્પીટલમાં લઇ જવામાં આવ્યા હતા.

વીશીના માલીકને વિષ્ણુ મળ્યો. તેણે તેને જણાવ્યું કે "અનિરૂદ્ધભાઇ નામના યુવકે આ ચિઠ્ઠી ગુરૂ શ્રીધર શર્માને આપવા કહી છે; માટે તેમની સાથે મારો મેળાપ કરાવો."

વીશીવાળાએ પૂછ્યું: "એ અનિરૂદ્ધભાઇ ક્યાં છે અને શું કરે છે ?"

વિષ્ણુ: "અમારા ગામડામાં છે. બિચારા માંદા છે. નદીમાં પૂર આવ્યું અને વરસાદ પડયો તે રાત્રે તમારા શહેરમાંથી તણાઈને આવ્યા છે અને અમારા ગામના વૈદરાજ તેમની દવા કરે છે."

વીશીવાળો આ વાતનો સંબંધ ગુરૂજીના બનાવ સાથે બેસાડવા લાગ્યો; તો તેને કંઈ સમજ પડી નહીં. તેણે પૂછયું: "ત્યારે બદમાશ લોકોના હાથમાં એ અનિરૂદ્ધભાઈ સપડાયા નથી ?"

વિષ્ણુ: "બદમાશો શું ને વાત શી ! એ તો બિચારાને બે દિવસ સુધી ભાન પણ નહોતું. આખી રાત એક ટેકરા ઉપર વરસાદમાં ગળેલી તેથી તેને તો શરદી ભરાઈ ગઈ હતી."

વીશીવાળાએ આ માણસને ગુરૂજી સાથે અને પોલિસ-ઇન્સ્પેકટર સાથે મેળવવો ઉચિત ધાર્યો. તે તેની સાથે પ્રથમ તો હોસ્પિટલમાં ગયો. બે દિવસની કાળજીભરી સારવારને લીધે શ્રીધર શર્માની તબીયત સુધારા પર હતી. તેઓ બિછાનામાં બેઠા હતા. વીશીવાળાએ વિષ્ણુ સાથે તેમનો મેળાપ કરાવ્યો. વિષ્ણુએ અનિરૂદ્ધની ચિઠ્ઠી ગુરૂદેવના હાથમાં મૂકી. એ ચિઠ્ઠી આ પ્રમાણે હતી:—

"ગુરૂદેવ, મનુષ્ય ધારે છે શું અને ઇશ્વર કરે છે શું ! હું યમુના નદીમાં સાંજે ફરવા નીકળ્યો ત્યાં તોફાન શરૂ થતાં નદીમાં હોડી ડુબી ગઈ અને બાર ગાઉ દૂર આવેલા એક ગામડામાં ઘસડાઈ ગયો. ત્યાં એક મૂંગી બાલિકાના ઝુંપડામાં વસું છું. તબીયત સાધારણ છે; પણ એ મૂંગી બાળાનો ઇતિહાસ એવો કરૂણ છે કે, તેના ભવિષ્ય સંબંધમાં આપની સલાહ પ્રમાણે કામ લેવા મારો વિચાર છે. મારો જીવ ઉગારનાર એ બાલિકા છે. તેનું દુ:ખ વિદારવું એ મારી ફરજ છે; તેથી આપને તસ્દી આપું છું કે, આ ચિઠ્ઠી લાવનાર સાથે જરૂર આવશો. લી૦ આપનો આજ્ઞાંકિત શિષ્ય,

અનિરૂદ્ધ."

આ ચિઠ્ઠી આમ સાત્વિક પ્રકારની છે અને પેલી ચિઠ્ઠી કે જેમાં બદમાશોના હાથમાં પકડાવાની વાત લખી છે તે તો ઉત્પાતજનક હતી ! આમ કેમ ?

આ વદતોવ્યાઘાત કેમ ? અને એમાં સત્ય શું ?

ગુરૂજીએ વિષ્ણુને બદમાશો વિષે પૂછયું. તે તો અજબજબ થયો ! તેણે કહ્યું: "તમે લોકો મને આ શું પૂછો છો એજ હું તો સમજતો નથી ! અનિરૂદ્ધભાઈને કોઈ બદમાશો મળ્યા જ નથી. અમને ગામડીઆઓને તમે બદમાશો ગણો છો ! એ બિચારાનો તે રાત્રે તો

અમારી સાથે મેળાપ થયો નહતો. પણ સવારમાં અમે તેને દીઠો અને ત્યાંથી એક ઝુંપડીમાં લાવીને તેની સારવાર શરૂ કરી છે. જો એને તમે બદમાશી કહો તો ભલે!"

વીશીવાળાએ આ બેની વાતચીત દરમ્યાન હોસ્પિટલમાંથી પોલિસ-ઇન્સ્પેકટર ઉપર ટેલીફોન કરીને તેને હોસ્પિટલમાં આવવા જણાવ્યું હતું; તેથી ગુરૂજી અને વિષ્ણુ જ્યારે વિચારવમળમાં પડી ગયા હતા કે, બે ચિઠ્ઠીમાંથી સત્ય શું તારવવું, ત્યારે પોલિસ-ઇન્સ્પેકટર એકદમ ત્યાં આવી પહોંચ્યો. તેણે આવતાં વેંતજ કહ્યું કે: "આ જે માણસ આવ્યો છે તેને મારે બેઠી પહેરાવવી પડશે અને તેને પોલિસ-પહેરા નીચે તેના ગામડામાં મોકલીને આ બાબતમાં તપાસ કરાવવી પડશે."

ગુરૂજીએ કહ્યું: "આ માણસને બિચારાને શું છે? તે તો એક ભોળો ગામડીઓ છે. તેને શા માટે કેદ કરવામાં આવે?"

"તમારા રૂપીઆ બદમાશો લઇ ગયા છે તેટલા માટે." પોલિસ-ઇન્સ્પેકટરે જવાબ દીધો: "આ માણસ બદમાશોમાંનો એક હોવો જોઇએ અને તમને પણ પોતાની જાળમાં સપડાવવા માટે આવી ચિઠ્ઠી સાથે તેઓએ આ માણસને મોકલ્યો છે. એમાં અમારા પોલિસ ખાતાને થાપ આપવાનો ઉદ્દેશ જણાય છે."

ગુરૂજી: "તમારે તપાસ એમને એમ કરવી હોય તો કરો; પરંતુ આ માણસને કેદ પકડવો, એ તો અન્યાય છે. મારૂં તો એમ માનવું છે કે, પહેલી ચિઠ્ઠી લખનાર કોઇ ત્રાહિત માણસ જ હશે. આ ચિઠ્ઠી લખનાર તો મારો શિષ્ય અનિરૂદ્ધ જ છે. આ માણસની હકીકત પ્રમાણે અનિરૂદ્ધ બદમાશોના હાથમાં સપડાયો નથી."

"તો પછી પહેલી ચિઠ્ઠી લખનાર કોણ?" પોલિસ-ઇન્સ્પેકટરે પૂછ્યું.

ગુરૂજી: "ગમે તે હશે. બન્ને ચિઠ્ઠીઓના અક્ષરો મેળવી જુઓ એટલે આપોઆપ ખુલાસો થશે."

પોલસ-ઇન્સ્પેકટરે તે બે ચિઠ્ઠીઓના અક્ષરો મેળવ્યા તો બન્ને જૂદા જ પડતા હતા!!

વીશીવાળાએ ટાપશી પૂરી: "સાહેબ, પેલા સરદાર આમાં અંદરખાનેથી ઘોટાળાબાજ હશે તો?"

ગુરૂ: "નહીં, તે માણસ એવો નહોતો. તે તો ખાનદાન, કુળવાન અને વિદ્વાન છે."

"પણ તેઓ સાહેબ તમાસ માટે દવા લેવા ગયા છે, તે હજી પાછા કેમ ફર્યા નથી ?" પોલિસ-ઇન્સ્પેક્ટરે પ્રશ્ન કર્યોઃ "શું એ તમારા લાંબા વખતના પરિચિત માણસ છે ? એમનું મૂળ વતન અને બીજી કાંઇ માહિતીઓ તમે આપી શકશો ?"

ગુરૂજીએ આ મુદ્દામાં લાચારી બતાવી. તેમણે કેવા સંયોગમાં સરદાર સાથે પોતાની મુલાકાત થઇ હતી તેની હકીકત કહી. પોલિસ અમલદારે તે બધી નોંધી લીધી અને અભિપ્રાય આપ્યો કેઃ "એ પહેલા નંબરનો બદમાશ હોવો જોઇએ.

ભોળા ગુરૂજી આ સાંભળીને અજાયબ થયા.

તેમણે કહ્યુંઃ "આપ સાહેબ પુરાવાઓ વિના કોઇને માટે એવું કહો એ ઠીક નહીં."

પોલિસ-ઇન્સ્પેક્ટર બોલ્યોઃ "તમે આપેલી હકીકત જ તેનો પુરાવો છે. એક પૈસાદાર સરદાર એક જૂના ઠાઠીઆમાં બેસીને તમને મળે અને પરચુરણ ગપ્પાંસપ્પાં મારે, એમાં એની કાળી દાનત સિવાય અમે તો બીજું કાંઇ ગણીએ નહીં અને તેની એવી દાનતનો વધુ પુરાવો એ કે, તમારા માટે દવાનું બહાનું કાઢીને તે પસાર થઇ ગયો છે !"

શ્રીધર શર્માઃ "અજાણ્યું શહેર છે તેથી કદાચ તે ભુલો પડયો હોય અને પછીથી તેની ઉપર કાંઇ આફત આવી પડી હોય એ શું સંભવિત નથી ? મારે મન તો જેમ મારો શિષ્ય અનિરૂદ્ધ નિર્દોષ છે તેમ આ સરદાર પણ નિર્દોષ છે."

"દુનિયાની પ્રકૃતિ કરતાં અમારા પોલિસ ખાતાની પ્રકૃતિ જુદી છે." પોલિસ-ઇન્સ્પેક્ટરે કહ્યુંઃ "તમે અમારે ત્યાં ફરીયાદ કરવા આવો તો પહેલા જ અમે તમારા તરફ શકની નજરથી જોઇએ અને સંજોગો જોતાં તમે ગુન્હેગાર ઠરો તો તમારી ફરિયાદ ખોટી ગણીએ."

શ્રીધર શર્માઃ "હું તમારી પાસે ફરીયાદ કરવા આવ્યો નથી. મારા રૂપીઆ ગયા તો ભલે ગયા; પણ મારા જ માણસોને તે માટે તમે ગુન્હેગાર ઠરાવવા માગો તે હું સહન કરી શકું નહીં."

"ત્યારે તમારે આ બાબતમાં કાંઇ ફરીઆદ નથી કરવાની ?"

"જો તમે આ ગામડીઆને હાથકડી કરીને અનિરૂદ્ધની તપાસ માટે લઇ જવાના હો અને જો મારા ઓળખીતા પ્રતિષ્ઠિત સરદારને ગુન્હેગાર કહેતા હો તો મારે ફરીઆદ કરવાની નથી."

ગુરૂજી ફરીઆદ કરવાની ના પાડે છે તેથી પોતાનાયે લ્હેણા પૈસા ડૂલ થાય છે, એવું જોઇને વીશીવાળો બોલ્યોઃ "મને થયેલું

તમામ ખર્ચ આપો. તમારા બીલના તથા તમને હોસ્પિટલમાં લાવવા માટે મને ગાંડી વગેરેનું ખર્ચ થયું તેના પણ રૂપીઆ આપો."

શ્રીધર શર્માઃ "તે તમને હું આપીશ. મારા ખિસ્સામાંના રૂપીઆ હજી ગયા નથી."

પોલિસ-ઇન્સ્પેક્ટરે જોયું કે શ્રીધર શર્માને ફરિયાદ કરવાની નથી; એટલે આ બાબતમાં વચ્ચે પડવું નિરર્થક છે તેથી તેણે જવાનો નિશ્ચય કર્યો; પણ જતાં જતાં તેણે શ્રીધર શર્માને કહ્યું: "મારો આ બોધપાઠ ધ્યાનમાં રાખજો કે, પહેલી ચિઠ્ઠી લખનાર તમારો સરદાર જ છે અને રૂપીઆ ઉઠાવી જનાર પણ તે જ છે. જો અમને તમે તપાસની સત્તા આપો તો તત્કાળ તેને પકડી પાડીએ પણ તમે ના પાડો છો તો અમે હાલતુર્ત વચ્ચે નથી પડતા. મારૂં ચોક્કસ માનવું છે કે-સરદાર તરીકે કોઇક ઠગારો તમને મળ્યો હતો. દિલ્હીમાં તમને મળેલો એ ઠગ કોણ હતો તેની અમારી તપાસ ચાલુ રહેશે. તમે નિશાનીઓ આપી છે તે પૂરતી છે."

પોલિસ-ઇન્સ્પેક્ટર ચાલ્યો ગયો. શ્રીધર શર્માએ પોતાના ખિસ્સામાં તપાસ કરી તો પચીસ રૂપીઆની નોટો તેમાં સલામત જણાઇ. વીશીવાળાએ કુલ પંદર રૂપીઆ માગ્યા તે તેને તેમાંથી આપવામાં આવ્યા.

બાદ ગુરૂજીએ વિષ્ણુની સાથે અનિરૂદ્ધ જે ગામડામાં હતો તે ગામડામાં જવા ઠરાવ્યું. હોસ્પિટલના ડાક્ટરની રજા લઇને તેઓ નીકળ્યા અને વિષ્ણુની સાથે એક બળદગાડીમાં બેસીને તેના ગામડા તરફ રવાના થયા.

ગુરૂજી આ પ્રમાણે પોતાના ચોરાયલા રૂપીઆની ફરીઆદ પોલિસને નહીં કરવાનો નિર્ણય કરીને "બૂરા પર ભલાઇ" કરતા ગયા. પણ એ બૂરો કાંઇ પોતાનો રંગ બદલે એવો નહતો.

પ્રકરણ ૯ મામાં વાંચકોએ વાંચ્યું છે કે-મુકુન્દ યુરોપીઅન વેષે ગાડીમાં બેસીને નીકળ્યો હતો. તેની ગાડીની પાછળ એક મુસલમાન ટીંગાઇ રહ્યો હતો અને તે જ ગાડીની પાછળ ઠાકુમિયાંની ગાડી હતી.

આ વેષધારી યુરોપીઅનની ગાડી તે જ વીશી આગળ આવીને ઉભી રહી કે જ્યાં વેષધારી સરદાર તરીકે આ યુરોપીઅને ગુરૂજીના રૂપીઆ ચોરી લીધા હતા.

ગાડીમાં બેઠે બેઠે યુરોપીઅન સાહેબે વીશીવાળાને બહાર બોલાવ્યો.

એક અંગ્રેજ પોતાને બોલાવે છે, એવું જાણીને વીશીવાળો તો ધ્રુજતો ગભરાતો બહાર આવ્યો અને ખૂબ નીચો નમીને સલામ કરીને ઊભો રહ્યો.

યુરોપીઅન સાહેબે ભાંગીતુટી હિંદીમાં વાત ચલાવી: "બંબઈકા એક બડા હિંદુ લશ્કરીકા ડીકરા તુમારી હોટલમાં હૈ ? તુમારા નામ બાબુ શિબદત્ત હૈ ?"

વીશીવાળાએ થડકતે અવાજે જવાબ દીધો: "બાબુ શિવદત્ત તો મારૂંજ નામ. પણ મુંબાઈના લશ્કરી હિંદુ કોણ ? નામ આપો તો જણાય, સાહેબ."

યુરોપીઅન: "અચ્છા, વો બંબઇવાલા લશકરીકા નામ મોહનરાય હૈ; ઓર ઉસ્કા ડીકરા અનિરૂદ્ધરાય, એક ડોસાકી સાથ ઇધર આયા હૈ. તુમારી હોટેલ મેં હૈ ?"

વીશીવાળો: "એ લોકો તો હમણાં અહીં નથી સાહેબ –"

યુરોપીઅન: "ક્યા નહીં હૈ ? ઉસ્કા બાપકા તાર મેરી પર આયા હૈ. ઉસ્કા બાપ હમારા ખાસ દોસ્ત હૈ. મેં ક્યા જવાબ લીખું ?"

વીશીવાળો: "સાહેબ, વાત એમ બની હતી કે, જે દહાડે અહીં વરસાદનું તોફાન થયું ને ?—

યુરોપીઅન: "હાં...એકદમ બોલો."

વીશીવાળો: "–તે દહાડે સાંજના તે અનિરૂદ્ધરાય નદીમાં ફરવા ગયા અને નદીમાં પૂર આવતાં તણાઇને એક ગામડામાં ઘસડાઇ ગયા !"

યુરોપીઅન: "તુમકો કેસા માલુમ ?"

વીશીવાળો: "એ ગામડાનો એક માણસ અહીં આવ્યો હતો."

યુરોપીઅન: "ગાંવકા નાંવ ક્યા હૈ ?"

વીશીવાળો: "ચીખલ."

સાહેબે પોતાની ડાયરીમાં તે નામ નોંધી લીધું અને પૂછ્યું: "અચ્છા. દૂસરા બી ઉસ્કી સાથ હૈ ?"

વીશીવાળો: "બીજો એક સરદાર હતો તે તો ગઢીઓ હતો."

યુરોપીઅન: "હાં ? ઐસા ?"

વીશીવાળો: "હા જી. વૃદ્ધ ગુરૂ અહીં માંદા થઇ ગયા હતા ત્યારે હવા લેવાને બહાને તે તેમના રૂપીઆ ઉઠાવીને ચાલતો થયો ! તે પછી મ્હોં દેખાડ્યું જ નથી ! વૃદ્ધને હું હોસ્પિટલમાં લઇ ગયો

અને ત્યાંથી સાજા થઇને તેઓ ચાંખલ તરફ ગયા છે. પેલા ગઠીઆ ફરેદારનો પત્તો નથી. પણ પોલિસ તેની શોધમાં છે."

યુરોપીઅન: "ઐસા ? હમ લશ્કરમેંસે આતા હૈ. હમારા પર તાર દો. અબ તુમારી હકીકતકા તાર મોકામ પર કરતા હું. વો લોક અબ વો ગાંવમેં મીલેગા ?"

વીશીવાલો: "હા. કદાચ મળે ખરા."

યુરોપીઅને "અચ્છા" એમ કહીને ગાડીવાળાને ગાડી હાંકવાનો હુકમ આપ્યો. વીશીવાળાને એક રાતી બદામ પણ તેણે આપી નહીં તેથી વીશીવાળો તે યુરોપીઅન માટે ખૂબ સ્વસ્તિ-વાચન ભણતો બબડતો બબડતો વીશીમાં પાછો ગયો !

યુરોપીઅનની ગાડી ચાલી. એટલે પેલો કંગાલ દેખાવનો મુસલમાન ફરીથી તેની પાછળ ટીંગાઈ રહ્યો અને દાદુમિયાની ગાડી તેની પાછળ ચાલી.

સરદારે ગાડીમાં બેઠે બેઠે વિચાર કર્યો કે, આ રાતના વખતે ચીખલ તરફ જવું નકામું છે. તેથી યુરોપીઅન હોટેલમાં તે પાછો ગયો.

તે હોટેલમાં દાખલ થયો એટલે તેની ગાડી પાછળ ટીંગાઇ રહેલો મુસલમાન, રસ્તામાં ચાલવા લાગ્યો. આ વખતે દાદુમિયાંએ પોતાની ગાડીવાળાને સૂચના આપી દીધી કે—એ મુસલમાનની પાછળ પાછળ ગાડી ચલાવ.

લગભગ ના કલાક બાદ તે મુસલમાન એક એવી જગ્યાએ જઈ પહોંચ્યો કે જે વિષે વાંચકોએ અગાઉનાં પ્રકરણોમાં વાંચ્યું છે. તે એ ગલીમાં પેઠો કે જે ગલીમાંથી મુકુન્દ ઉર્ફે વેષધારી સરદાર, વેષધારી ડાકટર અને કંપાઉન્ડરને લઇને બહાર નીકળ્યો હતો.

દાદુમિયાં પોતાની ગાડીમાંથી ઉતર્યો અને તેની પાછળ ગયો. જ્યારે તે મુસલમાન, વેષધારી ડાકટરના મકાનમાં પેઠો ત્યારે થોડીવાર રહીને દાદુમિયાંએ પણ તેમાં પ્રવેશ કર્યો.

અહીં શું થયું ! દાદુમિયાં શા હેતુથી તે મકાનમાં દાખલ થયો હતો ?

---

# પ્રકરણ ૧૪ મું.

## કિયો માર્ગ સરસ ?

જ્યારે તજે છે આર્ય દેશે પત્નીને કોઇ પતિ,
રડતી સદા એકાન્તમાં કે આર્યતી અવનીપતિ;
ભાગ્ય ફૂટેલું ગણી આયૂ વિતાવે એ રીતે;
જાયે મરી એ વિરહ-દુઃખમાં, શૂન્યકાર વિષે બળે!

પણ દેશ પશ્ચિમના બધામાં છે પ્રથા જૂદી પડી,
અન્યાય એ નારીહૃદય ના સાંખતી રહેતી પડી;
બળવો જગાવે, ન્યાય લે, પતિ અન્યને વરી લે સુખે,
લ્હાવા લિયે સંસારના, નવ કલેશમાં દિન વીતવે.

મહા પ્રશ્ન આજે છે ઉપસ્થિતઃ માર્ગ ઉત્તમ છે કિયો!
મંથન કરે નરનાર ઘડવો કાર્યક્રમ બહેતર કિયો!
અન્યના અન્યાયથી ન દબાઇ દુઃખી થવું ભલું?
કે રડવું-ઝુરવું-આર્થવું-ને મરવું: ઇષ્ટ આને રૂડું?

"બહેનો અને ભાઇઓ, આપણી સમક્ષ આજે જેવો તેવો સવાલ નથી. આર્ય સંસ્કૃતિની મહત્તાનાં બણગાં ફૂંકનારા આર્ય દેશનાં સંતાનો આજે જ્યારે એક ધરણીને એનો પતિ નિષ્ઠુરતાથી તજી જાય છે ત્યારે 'પોતાને કાંઇજ પડી નથી' એમ ગણીને ગેરકાળજી દાખવે છે; 'રાધાકૃષ્ણ' 'સીતારામ' 'ગૌરીશંકર' એવી એવી ભારે માનસૂચક શબ્દજાળો ગોઠવીને, સ્ત્રીઓનાં નામ પતિનાં નામની પહેલાં તેઓ મૂકે છે; પણ વસ્તુતઃ એ નામ આગળ મૂક્યાં પછી પોતાની સર્વ ફરજ પૂરી થઇ એમ ગણી લઇને તેઓ નારીઓનાં જીવન કલુષિત અને દુઃખમય વીતાડે છેઃ આવા દંભી હિંદુ સમાજની ઘોર નિદ્રા તજાવવા માટે આપણે આજે કાંઇક પણ કરવાનું છે— એની સામે બળવો જગાડી, સ્ત્રી જાતિના હક્કને ખાતર, સમાનતાનો કોલ એની પાસેથી લેવાનો છે અને જો તેની નિદ્રા જતી ન હોય, તેની ગેરકાળજી મિટતી ન હોય, તો તે સમાજને તોડી-ફોડી નાંખીને નષ્ટભ્રષ્ટ કરી દઇને, તેનું નામોનિશાન મિટાવી દેવું જોઇએ છે. એ પછી રચાયલો નવો સમાજ, નવી આંખ અને નવી પાંખથી કાર્ય કરશે; નવી સૃષ્ટિમાં નવી સ્ત્રી, જગતના ઉદ્ધારના સુયત્નોમાં પુરૂષોની પંક્તિમાં, રે, ચોક્કસ તેથી પણ વધુ ઉન્નત પંક્તિમાં બિરાજશે. એ દિવસ લાવવા માટે આજે તમારી સમક્ષ હું નીચેનો ઠરાવ રજુ કરૂં છું:—

" (અ) કહેવાતા હિંદુ-સંસારમાં જે જે સ્ત્રીઓને તેમના ધણીઓ ત્રાસ આપે, તે સ્ત્રીઓના સુખી જીવનની લેશ પણ પરવા નહીં કરતાં પોતાના સ્વાર્થી પેટને ભર્યા કરે અને દિનરાત પાશવી જીવન વિતાવીને તે સ્ત્રીઓની હૈયા-હોળીમાં ઇન્ધન પૂર્યા કરે, તેઓ તરફ મહિલાઓની આ સભા સખ્ત તિરસ્કાર દર્શાવે છે અને તેમને ચેતવણી આપે છે કે-તેવા ધણીઓએ એકદમ તેમની સ્ત્રીઓને છૂટા-છેડા આપી દેવા અને તેમને અન્ય સ્થળે વરવાની તક આપવી."

" (બ) ઉપરાંત મહિલાઓની આ સભા ઠરાવ કરે છે કે, પોતાના લગ્નની સ્ત્રીને તજીને ભ્રષ્ટ જીવન ગાળવા માટે નાસી જવાનો કોઈ પણ લગ્નિત પુરુષને હક્ક નથી. જ્યારથી તે પુરુષ તે સ્ત્રીને તજી જાય છે ત્યારથી તેને 'પતિ' તરીકે માનવા તે સ્ત્રી બંધાયલી નથી. માટે હિન્દુ સમાજે એવા દાખલાઓનું એક રીતસર રજીસ્ટર કરીને એવા દરેક દાખલામાં તે સ્ત્રી અને તે પુરુષના છૂટાછેડા કરી દઇને, અન્યાય પામેલી સ્ત્રીને અન્ય સ્થળે વરવાની એકદમ છૂટ આપવી."

ઉપર્યુક્ત ઠરાવ અને ઉપર્યુક્ત ભાષણ મુંબાઈમાં માધવબાગમાં સ્ત્રીઓની મળેલી એક સભામાં રજુ થયો છે. એ ઠરાવ રજુ કરનાર અને ભાષણ કરનાર, આ કથાના પ્રકરણ ૫ મામાં મોહનરાય સાથે હિમ્મતભેર ચર્ચા કરનાર કુમારિકા સુવિદ્યા સાકરવાળા છે. સભા સ્ત્રી-વૃન્દથી ચિક્કાર ભરાઇ ગઇ છે. તેમાં મુંબાઇ શહેરના કેટલાક સંભાવિત સજ્જનોને પણ પ્રેક્ષકો તરીકે નિમંત્રવામાં આવ્યા છે અને સભાનું પ્રમુખસ્થાન એક મદ્રાસી દેશસેવિકા અને પ્રખર સમાજસેવિકા શ્રીમતી સુવાદિની નાયરને આપવામાં આવ્યું છે.

જ્યારે મોહનરાય અને વ્રજલાલ શાસ્ત્રી સુરેખાના માળામાં જઇને તેની ખોલીની તપાસ લઇને તેમાં બાકી રહેલો સર્વ સામાન જોઇ આવ્યા હતા, ત્યાર પછી તેમણે તે ખોલીનું ચઢેલું ભાડું ચૂકવી દઇને તે ખાલી કરી હતી. સુરેખા અને વ્રજલાલ શાસ્ત્રી તે પછી મોહનરાયને ત્યાં રહ્યાં છે. મોહનરાય ધારાસભાના સભાસદ હોવાથી તેમણે મુંબાઇના પોલિસ-કમિશનરની મદદથી એક ખાનગી ડિટેક્ટિવને મણિધર ઉર્ફે મુકુન્દની શોધખોળનું કામ સોંપાવ્યું છે. જો મુકુન્દે, ફક્ત સુરેખાને છાંડી જવા ઉપરાંત અન્ય કોઈ અપરાધ કર્યો ન હોય તો, તેઓ તેને આ અપરાધને ખાતર કાયદાની અદાલતમાં ઘસડવા માગતા નથી અને તે સુરેખાને પાછી ગ્રહણ કરીને તેની સાથે સ્નેહભાવથી સુખી જીવન ગાળતો રહે એટલુંજ ઇચ્છે છે.

જ્યારે માધવબાગમાં મહિલાઓની સભા ચાલતી હતી ત્યારે સાયંકાલના ૬ા વાગ્યા હતા. એ સમયે સુરેખા શું કરતી હતી? તેને સભામાં આવવા માટે સુવિદ્યાએ આગ્રહપૂર્વક વિનતિપત્ર લખી મોકલ્યો હતો; પણ તે ગઈ નથી. સહનશીલ વૃત્તિની એ સુન્દરીને પોતાના દુષ્ટ પતિનું ભૂંડું અન્યને મુખેથી સાંભળવું પણ ગમતું નથી. જ્યારે કોઈવાર મોહનરાય ક્રોધના આવેશમાં અધિકતર ઉંડે મુકુન્દને સખ્ત વિશેષણો લગાડતા ત્યારે મુકુન્દથી વાસ્તવિક રીતે અતિશય અન્યાય પામેલી એવી આ આર્યઅબળાના હૃદયમાં બહુ ક્લેશ થતો અને ન સમજાય એવી રીતે એને એ વિશેષણો સાંભળવાં ગમતાં નહતાં–તે બોલાયાં ન હોત તો ઠીક થાત, એવુંજ તેનું અંતઃકરણ કહેતું. અત્યારે સુરેખા મોહનરાયના ઘરની બારીમાં ઉભી ઉભી અસ્તાયમાન થતા દિનકર ભગવાન તરફ નિહાળી રહી છે અને હૃદયમાં એકજ પ્રાર્થના કરતી રહી છે કે–"હે પ્રભો! એમને સન્મતિ આપજે. એમનું કલ્યાણ કરજે."

આર્યસંસારે એવી ભાવના પોષી છે કેઃ—

"ચાહે બૂરો કે કૂડો અભાગી પતિ,
હોય દેવ રૂપ ગણતી સદાયે સતી."

આ ભાવનામાં ઉછરેલી બાળાઓ એજ ભાવનાને અનુસરીને જીવન વિતાવતી રહી છે. સુરેખા જે વખતે પ્રાર્થના કરતી ઉભી છે, તે વખતે મોહનરાય પોતાના ઘરની અંદર છે અને તેઓ એક પુસ્તક વાંચે છે. તેમને અને વ્રજલાલ શાસ્ત્રીને સભામાં આવવાનાં નિમંત્રણ હતાં. મોહનરાયે તે સભામાં જવું પસંદ કર્યું ન હતું પરંતુ વ્રજલાલ શાસ્ત્રી કેવળ ચિકિત્સાની ખાતર તે સભામાં ગયા હતા.

સભામાં તેઓ હાજર છે અને સુવિદ્યાએ શરૂઆતનું ભાષણ કરીને ઠરાવ રજુ કર્યો છે. એ ઠરાવને શ્રીમતી યશમતી મજમુદાર નામની એક સન્નારીએ ટેકો આપ્યો અને વિવેચન કરતાં જણાવ્યુંઃ—

"આ ઠરાવ આ સ્વરૂપમાં આજે શા માટે રજુ થયો છે એ આપ સૌએ જાણવાની જરૂર છે. આ ઠરાવ આપણા હિંદુ સમાજની એકંદર ખરાબ રૂઢિઓ સામેના તિરસ્કારની દરખાસ્ત બરોબર છે; જેને Motion of Censure કહે છે તેવો છે. હિંદુ સમાજની રૂઢિઓ તરફ જરાક નજર કરો. એમાં જો હલકામાં હલકી અને બિલકુલ હક્કહિસ્સા વિનાની અથવા અવાજ વિનાની કોઈ પણ જાતિને ગણવામાં આવતી હોય તે આપણી સ્ત્રી જાતિ છે. એક

કન્યાનો જન્મ થાય છે ત્યારથીજ તેનું જીવન પાપ રૂપ ગણવામાં આવે છે. પુત્રનો જન્મ થાય છે ત્યારે માબાપો ઉત્સવો ઉજવે છે અને પુત્રીનો જન્મ થતાં તેમનાં ગાત્રો ઢીલાં પડી જાય છે. એ કન્યાના જન્મ સમયથીજ એની સામે મનુમહારાજનો મનાઈ હુકમ ધરવામાં આવે છેઃ—न स्त्री स्वातंत्र्य मर्हति! બહેનો, એ મનુમહારાજ, પુરૂષ હતા તેથી જ તેમણે પુરૂષોનો પક્ષપાત કરીને પોતાની સ્મૃતિ ઘડી છે. જો હિંદુ શાસ્ત્રો ઘડવામાં સ્ત્રીઓનો અવાજ હોત તો જરૂર મનુમહારાજનો ઉપલો શ્લોક બેવડી કાળી ચોકડીઓથી રદ કરવામાં આવ્યો હોત. મતલબ, સ્ત્રીઓને આવું હીણપદ તેઓ જન્મે છે ત્યારથી આપીને ઉછેરવામાં આવે છે, તેનું પરિણામ બેશક બહુજ બૂરૂં આવે છે. એક કન્યા અથવા એક વરને માટે મહત્વમાં મહત્વનો પ્રશ્ન તેના લગ્નનો છે. હિંદુ સમાજે નથી કન્યાને કે નથી વરને એ એ પ્રશ્નમાં અવાજ કરવાનો હક્ક આપ્યો. “બાળકો લગ્નના પ્રશ્નમાં તે શું સમજે?” આમ કહીને માબાપો બાળકોને જન્મ આપીને ઉછેરવા બદલ જાણે હક્કશાઈ મેળવતાં હોય તેમ ગમે તે રીતે ગમે ત્યાં તેમને ફેંકી દે છે! આને પરિણામે હિન્દુ સમાજમાં બાળલગ્ન કન્યા વિક્રય, વર વિક્રય, વૃદ્ધ લગ્ન, એક જીવતી સ્ત્રી ઉપર બીજી સ્ત્રી કરવાની પ્રથા વગેરે પુષ્કળ સંખ્યામાં પ્રવર્ત્તી રહ્યાં છે. આ પ્રથાઓને બાળવિધવા પેદા કરતાં યંત્ર ( machines ) કહીએ તો ચાલે. લાખ્ખોની સંખ્યામાં હિંદુ સમાજમાં આજે બાળ વિધવાઓ નજરે પડે છે. એમને પુનર્લગ્ન કરવાનો પ્રતિબંધ છે. આને પરિણામે સમાજમાં એટલાં બધાં અનિષ્ટ પ્રસરી રહે છે કે-જેનાં દૃષ્ટાંત જો વીણીને વીણીને ભેગાં કરવામાં આવે તો એક મોટી લાયબ્રેરી ભરાય એટલાં બધાં થોથાં થાય. છુપા વ્યભિચારો, અસંખ્ય વિધવાઓનાં છુપા બાળકોના પ્રસવ, એ કોમળ તંતુઓનાં ખૂન, અને જ્યાં શરમિંદગી પ્રકટ થવાના ભય ઉભા થાય ત્યાં બેશુમાર આપઘાત–આવા આવા બનાવો ચોગરદમ દિન ઉગ્યે આપણા હિંદુસમાજમાં બનતા રહે છે. આનું પાપ કોને શિરે છે? હું કહું છું કે–એનું પાપ પહેલે નંબરે, એ શાસ્ત્રો ઘડનાર પુરૂષપંડિતોને છે અને બીજે નંબરે સમસ્ત હિંદુસમાજ કે જે તે પંડિતોનાં વાક્યોને વેદવાક્યો માનીને પોતાની મનસ્વી રીતે આચારમાં મૂકી રહ્યો છે તેને છે. સ્ત્રીજીવનપર હિંદુસમાજ શા માટે ફરજીઆતપણાની ૧૪૪ મી કલમ મૂકી રહ્યો છે? સ્ત્રી-વર્ગને ડગલે ને પગલે પ્રતિબંધ અને પ્રતિબંધનાજ વર્તુલમાં તે શા માટે રોકી રહ્યો છે? પુરૂષોને તે તમામ પ્રકારની ચાહે તેવી છૂટ આપે છે અને ફક્ત પ્રતિબંધ માટે સ્ત્રીઓને જ તે શા માટે

પસંદ કરે છે ? બ્હેનો, આ બન્નેનો સામટો જવાબ મને તો એજ લાગે છે કે-પુરૂષ વર્ગે પોતાની મોહલાલસાઓ તૃપ્ત કરવા માટે જ સ્ત્રીઓને ત્રાસ આપી રહ્યો છે. પણ તે આપણે હવે ચાલવા દઇશું નહીં. હવે એ જમાનો આવી લાગ્યો છે કે-જ્યારે આપણે સર્વ બ્હેનોએ એકત્ર મળીને પુરૂષોને બતાવી આપવું જોઇએ કે-અમોને ત્રાસ આપવાનો અને અમોને પરતંત્રતામાં રાખવાનો તમને લેશ માત્ર અધિકાર નથી. જે ઠરાવ આપણી સમક્ષ આજે રજુ થયો છે, તે આપણી પરતંત્રતાની બેડીઓને તોડી નાંખવાની પ્રથમ શ્રેણીનો ઠરાવ છે. આ સ્વરૂપમાં તે પસાર થતાં, મને ખાત્રી છે કે, આપણી હજારો દુઃખી બ્હેનો આપણને આશીર્વાદ આપશે અને આ ઠરાવના જોરથી આપણે આગળ પગલાં લેવા સમર્થ થઇશું. ”

શ્રીમતી મજમુંદાર તાળીઓના ગગડાટ વચ્ચે બેસી જતાં શ્રીમતી બિન્દુમતી પંડિત નામે એક સન્નારીએ ઠરાવને ટેકો આપતાં જણાવ્યું: “ પ્રમુખ સાહેબ, બ્હેનો અને પ્રેક્ષક પુરૂષભાઇઓ, બ્હેન મજમુંદારે પુરૂષ વર્ગને અહીં ઉઘડો લીધો છે અને સ્ત્રીસમાજ ઉપરના તેના સિતમ ખુલ્લા પાડયા છે તે માટે હું તેમને અભિનન્દન આપું છું. આજનો ઠરાવ લાવવાનો ખાસ પ્રસંગ અત્રે હમણાં સૌકોઇના અંતઃકરણમાં કોતરાઇ રહેલો છે. એક નાદાન પતિ એક ભલીભોળી પત્નીને તજીને નાસી ગયો છે અને પાછળથી માલુમ પડ્યું છે કે-તેનું આખુંયે લગ્નિત જીવન તેણે બનાવટી નામથી અત્યાર સુધી પસાર કર્યું હતું ! અને તેનું પૂર્વજીવન એક ચોર તરીકે વહ્યું હતું ! ! આવા ભ્રષ્ટચારિત્રના પુરૂષોને શું લગ્નના હક્ક ભોગવવાનો હક્ક છે ? આ દાખલામાં તો તે પુરૂષ તેજ સ્ત્રીની જ્ઞાતિનો માલુમ પડ્યો છે પણ કોઇ બીજીજ જ્ઞાતિનો પુરૂષ આવી રીતે છદ્મ વેષથી આવાં કામ કરી શકે એ સંભવિત છે કે નહીં ? ત્યારે હિંદુ સમાજની જ્ઞાતિઓના ચોકીઆતો-પટેલીઆઓ-અને ‘ જ્ઞાતિ, જ્ઞાતિ ’ ને નામે હાયપીટ કરનારાઓના સિદ્ધાંતો આવા દાખલાઓમાં ક્યાં ઉભા રહે છે ? બ્હેનો, આ એક દાખલા ઉપરથી આપણે અનેક આવા દાખલાઓ ઉપજતા હોવાનો સ્હેજ ખ્યાલ કરી શકીએ છીએ. મને એવા કેટલાએ દાખલાઓ યાદ છે જેમાં મનસ્વી તરંગથી પતિઓએ પત્નીઓને તજી દઇને પાછળથી મનસ્વી જીવન ગાળ્યાં છે. ભર્તૃહરી જેવા દૃષ્ટાંતથી વૈરાગ્ય લેવા ખાતર કોઇ પતિ ઘરબાર તજી જાય એ સમજી શકાય; ગૌતમબુદ્ધની માફક કોઇ પતિ, પોતાનાં સ્ત્રી-પુત્રને તજી જાય તેનો કદાપિ બચાવ થઇ શકે છે; પત્નીની સંમતિથી દેશસેવાને ખાતર કે સમાજ સેવાને ખાતર સંન્યાસ-વ્રત લઇને કોઇ પતિ

રણક્ષેત્રમાં ઝુકી પડે, એવી મારી આપી સલાહ છે. પરંતુ કેવળ નિર્દોષ, પતિને 'દેવ' રૂપે પૂજનાર, અને પતિના બોલને 'આજ્ઞા' રૂપે ગણનારને જ્યારે તે તજી જાય એટલુંજ નહી પણ જાણે તેની લગીરે પરવા ન હોય તેમ તેને ફરમાવે કે "હવે તારે પિયર જ ગોંધાઈ રહેજે," ત્યારે તો હું કહું છું કે એ નરરાક્ષસ ને ઘોરમાં ઘોર સજા થવી જોઇએ. તેને ભર બજારમાં અર્ધો જીવતો દાટીને તેના ઉપર પંચ પટોળી કરવી જોઇએ. પણ કઠોર હિંદુ સમાજ, જડ હિંદુ સમાજ સ્વાર્થી, હત્યારો અને મૂર્ખ હિંદુ સમાજ આવાઓની ખબર લેતો નથી અને 'જ્ઞાતિ, જ્ઞાતિ'ને નામે વાડાઓ બાંધી રહેલા કૂપ-મંડૂકો પોતપોતાનાં ઘર સંભાળીને બેસી રહે છે! એવાઓની આંખ ઉઘાડવાની જરૂર છે. એ જ્ઞાતિઓના વાડાના પહેરેગીરો જો આવા-ઓને શિક્ષા કરવા તત્પર થતા નહોય તો તેઓને તેમના વાડા રાખવાનો કાંઇજ હક્ક નથી. એ વાડાઓનાં બંધન તોડી ફેંકી નાંખવાં જોઇએ અને તેમાંથી સ્ત્રી-સેનાએ બહાર આવીને જેટલી પીડિત અને દુ:ખી સ્ત્રીઓ હોય તેઓને સુખી બનાવવા માટે એકદમ ઉપાયો લેવા જોઇએ છે. આ ઠરાવ રજુ કરતી વખતે બહેન સુવિદ્યા સાકરવાળાનાં હૃદયમાં જે દાખલો સર્વોપરિ હતો તે દાખલા સંબંધમાં, મને જણાવતાં ખેદ થાય છે કે, એ બહેન અત્રે આવ્યાં નથી. મને જણાવવામાં આવ્યું છે તેમ, તે બહેન એક સુજ્ઞ પરમ ધાર્મિક, સંસ્કારી અને સરળ હૃદયી બાળા છે. એમના એવા ગુણો માટે મારૂં મસ્તક તેમના પ્રત્યે નમે છે. પરંતુ એ બહેનમાં જાહેર હિમ્મત નથી એ જાણીને મને તેમના પ્રત્યે સખ્ત અણગમો ઉપજે છે. તે બહેને આ સભામાં આવવું જોઇતું હતું. તે બહેન, આ સભામાં નહીં આવીને એક પાપી પતિને આડકત્રી રીતે ઉત્તેજન આપી રહ્યાં છે; હિંદુ સમાજની એક શરમિંદગી ભરેલી પોલને છુપાવવાની પોકળ કોશિષ કરી રહ્યાં છે, એમ હું આનાકાની વિના કહું છું. બહેનો, અત્રે તમોએ સૌએ હાજર રહીને જે જાહેર હિમ્મત બતાવી છે તે માટે તમને અર્ધો ધન્યવાદ આપું છું અને જ્યારે તમે સૌ એકમતે આ ઠરાવ પસાર કરશો ત્યારે હું અંતઃકરણપૂર્વક બાકીનો ધન્યવાદ આપીશ."

અત્રે વ્રજલાલ શાસ્ત્રી સભામાં ભાષણ કરવા ઉભા થયા; એટલે સભામાંથી પોકાર પડયા: "પુરૂષોનાં ભાષણ નહીં જોઇએ" 'બેસી જાઓ' 'Down with men' "પુરૂષોને બહાર કાઢો."

પ્રમુખ શ્રીમતી સુચારૂદિની નાયરે અંગ્રેજીમાં જણાવ્યું કે-"તેઓ છેલ્લાં ભાષણકર્તી બહેનના ભાષણમાં જે સન્નારી વિષે

ઉલ્લેખ થયેલો છે તેમના પિતા છે અને કેટલીક ગેરસમજ દૂર કરવા માગે છે. આ સભામાં જો કે પુરુષોને ફક્ત પ્રેક્ષકો તરીકેજ આપણે બોલાવેલા છે અને તેઓને ભાષણ કરવાનો હક્ક નથી તો પણ સભાની ઇચ્છા હોય તો, મેં કહેલી વસ્તુસ્થિતિમાં, આ ગૃહસ્થનો ખુલાસો તે સાંભળી શકે છે.”

પ્રમુખના આ ખુલાસાથી સભા બે મતમાં વહેંચાઇ ગઇ. કેટલીક દિશામાંથી ‘હા’ ના પોકાર આવ્યા અને કેટલીક દિશાએથી ‘ના’ ના પોકાર ચાલુ રહ્યા. પાંચેક મિનિટ પછી સભા બોલાવનારાંઓની સંમતિથી પ્રમુખે સભાનો મત જાણવા, સંમતિવાળા અને વિરોધી પક્ષોના હાથ ઉંચા કરાવ્યા અને છેવટે પરિણામ વિરોધની બહુમતીમાં આવવાથી વ્રજલાલ શાસ્ત્રીને બોલવાની પરવાનગી પ્રમુખે આપી નહીં. શાસ્ત્રીજી તરતજ સભામાંથી ચાલતા થયા એટલે અનેક સ્ત્રીઓએ તેમને હાંસી અને તિરસ્કારના શબ્દોથી વધાવી લીધા.

આ ઉપરથી સભામાં ઠરાવની તરફેણ કરનારાંઓની બહુમતી છે એમ માલુમ પડયું. એક બે સ્ત્રીઓએ તે પછી ઠરાવને ટેકો આપનારાં ભાષણો કર્યા પછી પ્રમુખ–સન્નારી ભાષણ કરવા ઉભાં થયાં. એમનો અવાજ ઘણોજ મિઠો મોહક અને વળી બુલંદ હતો. દેશભરમાં એક પ્રખર સ્ત્રીહિતચિંતક તરીકે તેમની ખ્યાતિ પ્રસરેલી હતી તેથી તેઓ શું કહે છે એ જાણવા આખી સભા આતુર હતી. તેથી પ્રમુખે અંગ્રેજીમાં પહેલુંજ સંબોધન sisters થી કર્યું કે–તરત શાન્તિ પ્રસરી ગઇ. પ્રમુખનું આખુંયે ભાષણ અંગ્રેજીમાં થયું અને તે ભાષણનો સાર ગુજરાતીમાં કુમારિકા સુવિદ્યા સાકરવાળાએ સભાને કહી સંભળાવ્યો. એ ભાષણ નીચે મુજબ હતું:—

“બહેનો, જાહેર સભાઓમાં કોઈ વિષે વ્યક્તિગત ઉલ્લેખ કરવો, એ શિષ્ટાચાર નથી. એક બહેને એવો ઉલ્લેખ જો કે નામનિર્દેશ વિના કર્યો છે, તોપણ પાછળથી બનેલા બનાવથી તમે જોયું છે કે–એ વ્યક્તિ કોણ છે તે લગભગ ખુલ્લું થઇ ગયું. આપણે એવાં દુ:ખિતોની દિલસોજી મેળવવાની છે; એવાં નાહિમ્મતવાનોમાં હિમ્મત પેદા કરીને તેમનો સાથ મેળવવાનો છે તેથી તેઓ વિષે ઉલ્લેખ કર્યા વિના આપણે કામ કરીએ તો તેમની લાગણી પર અસર કરી શકીએ. તમારો આજનો ઉત્સાહ હું વખાણું છું. સભાના કામકાજ દરમ્યાન મેં જોયું છે કે–અહીં આવેલી સર્વ બહેનો સમાજનાં કાળાં બંધનો નાશ ઇચ્છે છે. ભાષણોમાં મેં લાગણી જોઇ છે; સહૃદયતા જોઇ છે; સ્ત્રીઓના આત્માનો અવાજ સાંભળ્યો છે; સ્ત્રી–શક્તિ શું કરી શકે તેમ છે તેની પ્રતીતિ નિહાળી છે.

તમારો આ ઉત્સાહ આજની સભા પૂરતો રહેવો જોઇએ નહીં. મને ઘણી સભાઓનો અનુભવ છે; પ્રારંભશૂરની માફક સભાઓમાં ભાષણો અને ઠરાવો માટે સભાવૃન્દની ઇન્તેજારી વધી જાય છે પરંતુ સભામાંથી ઘેર ગયા પછી મનોદશા પલ્ટાઈ જાય છે. બ્હેનો, તમારે એ મનોદશાનો ત્યાગ કરવો જોઇએ. જે ઠરાવ અહીં થાય તે પૂરેપૂરો પાળવા અને પળાવવા માટે તમારે કટિબદ્ધ થવું જોઇએ. અર્થાત પ્રત્યેક ઠરાવ પાછળ તેના પરિપાલનના મજબુત આગ્રહ અને સતત કાર્યની જરૂર છે. હરકોઈ સમાજ ઠરાવોથી કે ભાષણોથી એકદમ સુધરી જતો નથી. સમાજને આઘાત કરવાની અને તેના ઉપર હથોડાઓની સખ્ત ટીપાટીપની જરૂર છે. જ્યાં જ્યાં સુધારાઓ થયા છે ત્યાં સમાજને સુધારકાની પ્રચંડ ચળવળની અસરની ખાત્રી થયા પછી તેમજ એ ચળવળ આગળ સમાજને પોતાની લાચારીનું ભાન થયા પછીજ થયા છે. તમારે એ સ્થિતિ ઉત્પન્ન કરી મૂકવાની જરૂર છે. હિંદુ સમાજ જેવો ઘોર નિદ્રામાં પડેલો સમાજ પૃથ્વીના પડમાં એક્કે નથી. હિન્દુ સમાજ કરતાંયે નરક વધારે સારૂં હોય એમ હું તો માનું છું. હિન્દુ સમાજના પાપથીજ હિન્દુસ્તાનનો વહેલો ઉદ્ધાર થતો નથી અને સર્વત્ર લાચારી અને અધોગતિનાં દર્શન થાય છે. પાશ્ચાત્ય સમાજ આજે વિજ્ઞાન, વેપાર, ઉદ્યોગ, યંત્રવાદ વગેરેમાં આગળ કેમ વધી શક્યો છે? બ્હેનો, મૂઠીનું કારણ આપનારાઓ તમને છેતરે છે. પાશ્ચાત્યોમાં બુદ્ધિ વિશેષ છે એમ કહેનારાઓ તમને છેતરે છે. પાશ્ચાત્યો પોતાના ધંધાઓમાં અને અનેક દિશાઓમાં પ્રગતિ કરી શક્યા છે તેનું કારણ ફક્ત એકજ છે અને તે એ કે, તેઓનાં ગૃહરાજ્યોમાં આનંદ અને પ્રેમનો વાસ છે; તેમને સામાજીક બંધનોની જંજાળ નથી; તેઓએ સમાજને લગતા ગુંચવણભરેલા તમામ પ્રશ્નોમાં સરળતા કરી મૂકી છે. આથીજ સમાજવિષયક બાબતોની ચિન્તાથી મુક્ત થઇને તેઓ પ્રગતિ કરી શક્યા છે. બ્હેનો, હિન્દુસ્તાન તેમ કરે તો અવશ્ય પ્રગતિની બીજી સર્વ દિશાઓમાં તે ધ્યાન આપી શકે. અહીં તો એક બુઢ્ઢો વેપારી વેપાર કરતો હોય છે તોયે તેનું ધ્યાન તેની એકાદ છોકરીને પરણાવવા માટે પોતાના જેવોજ એકાદ બુઢ્ઢો પણ માલદાર ધણી કોણ હશે, એની ચિન્તામાં પરોવાયલું રહે છે! બારસો પાંચ–સાત હઝારની એકાદ કોથળી એ કન્યાવિક્રય મારફત મેળવીને તે જ્યાં નિશ્ચિંત બન્યો એમ માને છે કે–તરતજ એની છોકરી બાળવિધવા થાય છે! આમ અમારા હિન્દુસમાજમાંના લોકોને સામાજીક જંજાળો એવી રીતે ઘેરતી ને ઘેરતી રહે છે કે જેને લીધે

તેઓથી પોતાના દેશની પ્રગતિમાં ફાળો આપી શકાતો નથી. બ્હેનો, એટલા માટેજ હું પાશ્ચાત્યોને વખાણું છું કે, તેઓએ સાંસારિક ચિન્તાઓ નિવારવાની સર્વ સરળતાઓ કરીને પોતાનો ચારે બાજુનો બીજો વિકાસ સાધ્યો છે. તેઓની બાળકીઓને અને તેઓનાં કુટુંબીઓને નિશ્ચિંતપણે એ સામાજીક સરળતાના વાતાવરણમાં રાખીને તેઓ હઝારો માઇલ દૂર જાય છે અને વર્ષો પછી તેઓને ખબર મળે છે કે-તેમને ત્યાં સૌ સુખરૂપ છે; તેમની બાળકીઓ તેમના મનપસંદ પતિને વરી ચૂકી છે અને આનંદ કરે છે. હિન્દુ સમાજે શા માટે પાશ્ચાત્ય પ્રજાનું આ સુન્દર અનુકરણ કરવું નહીં? બધું જ પાશ્ચાત્ય સરસ છે એમ હું કહેવા માગતી નથી અને પાશ્ચાત્યનો મોહ આપણને હોવો જોઇએ એવો મારો જરીકે આશય નથી. મેં કહેલું સત્ય સ્વતઃસિદ્ધ છે. આપણા દેશમાં જ તમે અવલોકન કરશો તો જોઈ શકશો કે, જ્યાં જ્યાં ગૃહરાજ્યો પરમ સુખી હોય છે; જ્યાં સ્ત્રી-સ્વાતંત્ર્ય હોય છે; ને જ્યાં સ્ત્રીઓનાં કામમાં દખલગિરી નથી હોતી ત્યાં પુરૂષોના ધંધામાં બરકત હોય છે. સ્ત્રીઓની આઝાદી પુરૂષોની આબાદી લાવનારી જ નીવડે છે. આથીજ "સારૂં તે આપણું" એ સાર આપણે લેવાનો છે અને સારૂં હરકોઈ સ્થળેથી ઉચકી લાવવું એ આપણી ફરજ છે. તમારે કાર્ય કરવાની આ એક ચાવી મેં તમને બતાવી દીધી. તમારા સમાજમાં જે સારૂં હોય તે રહેવા દો અને ખૂરૂં હોય તેનો નાશ કરો. પારકા સમાજમાં ખૂરૂં હોય તે ગ્રહણ ન કરો અને સારૂં હોય તે હરગીઝ લઇ લ્યો.

સમાજ સુધારાના અનેક પ્રશ્નો તમારે હજી છણવાના બાકી છે. સભામાં જે ઠરાવ રજુ થયો છે તે તો તેમાંનો એક છે. પણ એટલોયે હાલ તુર્ત તમે એકમતે પસાર કરવા શક્તિમાન થાઓ છો તે અભિનન્દનીય છે."

પ્રમુખનું ભાષણ પૂરૂં થયું અને સભામાં ઠરાવ વિષે મત લેવામાં આવતાં તે સર્વાનુમતે પસાર થયો. પ્રમુખના આભારદર્શન પછી સભા વિખરાઇ.

સભાસ્થાનમાંથી જતાં કુમારી સુવિદ્યા પોતાની સહીપણીઓને એમ કહેતી સંભળાઇ કેઃ "હવેજ સુરેખાના પ્રશ્નમાં આ ઠરાવથી મોહનરાય અને વ્રજલાલ શાસ્ત્રી ઉપર આપણે દબાણ કરીશું. જો તેઓ નહીં માને તો પછી સ્ત્રી-શક્તિ શું કરી શકે છે, એ જરૂર તેઓને બતાવી આપીશું."

સુવિદ્યાની આ મુરાદ બર આવી કે?

---

# પ્રકરણ ૧૫ મું.

## ચિન્તા.

ચિન્તા બડી અભાગિની
ચિન્તા ચિતા સમાન.

ગુરૂ શ્રીધર શર્મા વિષ્ણુ નામના ગામડીઆ સાથે જ્યારે આગ્રાથી ચીખલ ગામડામાં પહોંચ્યા ત્યારે ડોશીની ઝુંપડીમાં તેમને લઇ જવામાં આવતાં માલુમ પડ્યું કે—અનિરૂદ્ધની તબિયત હજી સુધરી નહતી અને તેને ભાન પણ નહતું. વૈદરાજ તે વખતે ત્યાં આવેલો હતો. તેના કહેવાથી શ્રીધર શર્માને માલુમ પડ્યું કે—અનિરૂદ્ધ તો વિષમ–જ્વરની વ્યાધિમાં સપડાઇ ગયો છે. એ વ્યાધિ સહેજ ૧૪ દિવસ પછી જ મટે. વૈદે વધુમાં જણાવ્યું કેઃ

"આમાં કાંઇક ભાગ્યનો દોષ હોય એમ જણાય છે. દુર્ભાગ્યે અનિરૂદ્ધરાયની માફક જ વરસાદવાવાઝોડામાં આપત્તિ પામેલી એક કન્યા આ ઝુંપડીમાં આશ્રયે રહેલી હતી.—"

ગુરૂદેવ આશ્ચર્યભાવથી આ વાત સાંભળવા લાગ્યા.

વૈદરાજે આગળ કહેવા માંડ્યુંઃ "એ કન્યા પ્રથમ તો વાચાવાળી હતી પણ તેની સાથેના એક નાના બાળકનું ભયંકર રીતે મૃત્યુ થવાથી તેના આઘાતને પરિણામે તે અબોલ બની ગઇ. એ કન્યા સ્વરૂપવતી અને મમતાળુ હતી. અનિરૂદ્ધરાયે તેને જોઇ. તેઓ તેનામાં મુગ્ધ થયા—"

"અરેરે !" ગુરૂદેવથી બોલી જવાયું. પણ તેમણે જીજ્ઞાસાથી પૂછ્યુંઃ "પછી શું થયું ?"

વૈદ બોલ્યોઃ "એ કન્યા કોણ હતી એ તો અહીં કોઇ જાણતું નહતું પરંતુ એનાપરના આપત્તિના પ્રસંગોનું રજેરજ બ્યાન આ ડોશીમાએ અનિરૂદ્ધરાય સમક્ષ કર્યું. એ સાંભળતી વખતે એમના શરીરમાં તાવ હતો. એક દોઢ કલાક સુધી પથારીમાં બેઠે બેઠે શ્રમ લઇને તેમણે એ કથા સાંભળી અને તેનું મર્મઘાતક પરિણામ જાણ્યું. તેને લીધે તેમના ઉપર પણ અસર થઇ. તેમનો તાવ વધ્યો અને એમાંથી લવારી થઇ આવી. હું દવા આપીને ગયો હતો અને વિષ્ણુને પણ એમનાજ કહેવાથી મેં તમારી પાસે મોકલ્યો હતો. મારી તબિયત અસ્વસ્થ થઇ જવાથી હું બપોરે તેમને જોવા આવી શક્યો નહીં અને ડોશીમાના કહેવાથી દર્દની વિગત જાણીને મેં દવા મોકલાવી હતી. અત્યારે જ્યારે તેઓ અકળાયાં ત્યારે મને

કહેવા આવ્યાં અને હું અહીં આવીને જોઉં છું તો વ્યાધિ એકદમ વધી ગયો છે અને સામાન્ય શીતજ્વર, વિષમ-જ્વરમાં પલટાઇ ગયો છે. જુઓ, બિચારાને અત્યારે ભાન પણ નથી. વ્યાધિ અને શત્રુ આમ એકાએકજ વધી જાય છે પરંતુ આપણે શાન્તિથી અને ધીરજથી આ વ્યાધિને નિર્મૂળ કરીશું."

ગુરૂએ વૈદમાં વિશ્વાસ બતાવ્યો.

અનિરૂદ્ધના માથાપર માટી બાંધવામાં આવી હતી કે જેથી તાવ મગજે ચઢી જાય નહીં. ગામડા ગામમાં શહેરોના જેવા બરફ તો હોય નહીં અને માટીની ઠંડક બરફ જેવી તેમજ ગામડાંમાં તો લગીરે ખર્ચાળ નહીં હોવાથી વૈદે આ ઠીક પ્રયોગ અજમાવ્યો છે એવો ગુરૂએ અભિપ્રાય આપ્યો અને પૂછ્યું:

"અત્યારે હવે એને અહીંથી લઈ જવાય તો નહીં જ ને?"

"ક્યાં લઈ જશો?"

"મુંબાઈ—એના પિતાને ત્યાં."

"અરર! એટલે બધે દૂર લઈ જવાનું જોખમ ખેડી શકાય? હું તો કદાપિ એની આ સ્થિતિમાં એવી સલાહ ન આપું. સ્હેજ ૧૪-૧૫ દિવસ તો આપશ્રીએ અહીં રોકાવું પડશે. દુર્ભાગ્યે, એની સેવા-શુશ્રુષામાં મદદ કરનાર પેલી કન્યા પણ અહીંથી જતી રહી છે એટલે આપ તેમના ગુરૂ અહીં રહો એજ ઇષ્ટ થઈ પડશે."

"એ કન્યા ક્યાં જતી રહી છે?"

"એ એક ગુંચવણભરેલો પ્રશ્ન છે.

આ ડોશીમાં મને બોલાવવા આવ્યાં ત્યારે તે કન્યાને અહીં બેસાડીને આવ્યાં હતાં. તેઓ મારી સાથે અહીં પાછાં ફર્યાં અને જુએ છે તો તે કન્યા ન મળે! તરતજ ડોશીમાએ બહાર નીકળીને ગામડીઆઓને બોલાવ્યા અને તેઓને તજવીજ કરવા મોકલ્યા. તેઓને ગયે બહુ વખત થયો નથી. હવે તેઓ તજવીજ કરીને, જો તે કન્યા અહીં તહીં જ સહેજ ફરવા ગઇ હશે તો, પાછી લાવશે."

વૈદરાજ એ પછી પોતાને ઘેર ગયા અને ગુરૂ તે ઝુંપડીમાં રહ્યા. તેમની સાથે અનિરૂદ્ધની સેવા માટે વિષ્ણુને પણ રાખવામાં આવ્યો.

સહેજ એક કલાક વીતી ગયો—બે વીત્યા અને રાત્રિ વધતી ચાલી. આખરે લગભગ મધ્ય રાત્રિ વેળાએ ગામડીઆઓ ઢીલે મ્હોંયે પાછા ફર્યા. તેઓએ જણાવ્યું કે—આસપાસ ચોગરદમ સર્વત્ર તપાસ કરી તોપણ તે કન્યાનો મેળાપ થયો નહીં.

ડોશીમા લક્ષ્મી આ સાંભળીને રોઈ પડીઃ "કેવું જબરૂં સ્વપ્નું! થોડાક દિવસ માટે એ છોકરી અહીં આવી; અમો સૌપર પોતાના પ્રત્યે વહાલ ઉપજાવ્યો; મેં એને મારી દીકરી બરાબર ગણી; આ બિચારો ભલો માંદો જુવાન એને અનાથ જાણીને પરણવા તૈયાર થયો; એના બાપ ના પાડે તોપણ પોતે એને પરણશે એવો તેણે આગ્રહ કર્યો અને હવે તે છોકરી મને અને તેને બન્નેને નિરાશ કરીને ચાલતી થઇ! તે આવી હતી અજાણી; ગઇ પણ અજાણી અને છતાંયે એની યાદ, એક સુંદર ફુલની સુગંધની માફક, અમો ભૂલીશું નહીં."

આ ડોશીના વિલાપ પરથી શ્રીધરશર્માને વિચાર સ્ફુર્યો કેઃ "જો આ ડોશીને કુદરતી રીતે વિના સ્વાર્થે એ કન્યા પ્રત્યે લાગણી ઉપજી હતી અને તે આમ વિલાપ કરે છે તો અનિરૂદ્ધને લગ્નના સ્વાર્થથી ઉપજેલી કોમળ લાગણીને પરીણામે કોણ જાણે કેટલુયે દુઃખ થશે. સારૂં છે કે હમણાં તેને ભાન નથી; પણ ભાન આવશે ત્યારે તેને પ્રબળ સંતાપ થાય એ સંભવિત છે. માટે એ કન્યા કોણ અને એનું શું થયું તે સંબંધી તપાસ કરવી જોઇએ. પણ..."

વળી તેમને વિચાર આવ્યોઃ "એ તપાસ તો પોલીસ ખાતા મારફત કરવી પડશે ને? અને પોલીસ ખાતા સંબંધી આગ્રાના પોલીસ અમલદારનો તો મને અસંતોષકારક અનુભવ થયો છે! તેણે કરેલી એ વાત મારા મનમાંથી ખસતી નથી કેઃ તમે ફરીયાદ માટે આવો તો શકદાર તરીકે અમે તમનેજ પહેલા ગણીએ' માટે એ લોક મારફત તો તપાસ નજ જોઇએ."

ગુરૂજીએ ડોશીમા સાથે એ મુદ્દામાં વાતચીત કરી જોઇ અને તેમને માલુમ પડયું કેઃ પોલીસ મારફત તપાસ કરવાનો મત તો આ ગામડાના લોકોનો પણ નથી.

"પરંતુ તમારા ગામના લોકો આ તપાસમાં પાછા પડયા છે અને તે કન્યાને શોધી શકયા નથી ને?"

"એ તો હવે તે બધાને જોવાનું છે, મહારાજ. સહવારે એ વિષે તેઓ વિચાર કરશે જ."

વિષ્ણુએ ગુરૂદેવને ધીરજ આપી કેઃ "આપ શાન્તિ રાખો. અમે એ કન્યા અને એનાં માબાપની બરાબર ભાળ કોઇ પણ રીતે લાવીશું."

તેઓ શું કરશે અથવા શું કરી શકવાના હતા, એ સંબંધી તર્કવિતર્ક કરતા તે રાત્રે તો ગુરૂજી સુઇ રહ્યા.

## પ્રકરણ ૧૬ મું.

### સરદારને હંટરનો માર.

માનૈ ના હરામખોર જૂતન તે મારે બિન
ચુગલ ચાલાક લાત ખાએ બિન માનૈ ના
માનૈ ના કુચાલી ખલ ખાલ ખિંચવાએ બિન
ચોર બઠ-માર જેલ જાએ બિન માનૈ ના
માનૈ ના જુઆરી વ્યભિચારી ઠોકે પીટે બિન
નારકી શરાબી બૌંત ખાએ બિન માનૈ ના
માનૈ ના કુચાલી શીશ લઠ્ઠકે લગાએ બિન
'વિષ્ણુ' નીચ કીચ મેં ફેંકાએ બિન માનૈ ના

આગ્રામાં જે ગલીમાંથી વેષધારી ડાકટર અને કમ્પાઉન્ડરને લઇને એકવાર વેષધારી સરદાર બહાર નીકળ્યો હતો તે ગલીમાંના એક મકાનની અંદર જ્યારે દાદુમિયાં ગયો ત્યારે તેણે ત્યાં મવાલીઓને ગંજીફા ખેલતા દીઠા. તેઓ અંદરના ઓરડામાં રમતા હતા. દાદુમિયા બહારના ઓરડામાં ઉભો રહ્યો. જે મુસલમાન તેની અગાઉ યુરોપીઅનની ગાડી પાછળ ટીંગાઇ રહીને આ મકાનમાં પેઠો હતો તે જ્યારે ગંજીફા ખેલનારાઓ પાસે જઈ પહોંચ્યો ત્યારે તેઓએ તેને "ક્યા હુવા?" "ક્યા ખબર લાયા?" વગેરે પ્રશ્નો પૂછ્યા.

બહારના ઓરડામાંથી દાદુમિયાંએ કાન સરવા કર્યાં. મુસલમાને એ તમામના પ્રશ્નોના જવાબમાં યુરોપીઅન અને વીશીવાળાને થયેલી વાતચીત અને તેને પરિણામે 'ચીખલ' ગામનું નામ પોતાની નોંધ-પોથીમાં યુરોપીઅને નોંધ્યા વિષેની હકીકત કહી.

આ ઉપરથી તેઓએ સંતલસ કરી કે, જરૂર આ યુરોપીઅન વેષધારી કોઇ જબરો નટખટ છે અને તે યુરોપીઅન ઢબમાં રહે છે માટે નક્કી તેણે પોતાના સાથીદારોને અને ખાસ કરીને તે ડોસાને લુંટીને નાણું હજમ કર્યાં હોવાં જોઇએ. ટોળીએ મસલતને પરીણામે એવું ઠરાવ્યું કે—થોડાકે યુરોપીઅન હોટલની તપાસ રાખવી અને થોડાકે ચીખલ જવાના રસ્તામાં છુપાઇને તપાસ રાખવી અને આ માણસને લુંટી લેવો. એ નિર્ણય પછી પણ, તેઓ કેટલોક વખત મસલત કરતા રહ્યા. એ દરમ્યાન દાદુમિયાં તે મકાનમાંથી બહાર નીકળી ગયો અને હોટેલમાં પાછો ફર્યો.

પ્રાતઃકાળના પાંચ વાગ્યા પછી જે વખતે મુકુન્દ એક બળદગાડીમાં બેસીને ચીખલ તરફના માર્ગે સરદાર યશવંતસિંહના વેષમાં પ્રયાણ કરી રહ્યો હતો તે વખતે એકાએક એક સાંકડા રસ્તામાં તેના ગાડીવાનને પડકાર થયો કેઃ "ખડે રહો." થોડીક જ વારમાં ગાડીની અંદર બેઠેલા સરદારના મોઢાપર એક કપડું નાંખવામાં આવ્યું અને તે બૂમ પાડે નહીં તે માટે તેના મોંયે ડુચો દેવામાં આવ્યો. એને તે પછીથી ગાડીમાંથી ઉંચકીને દૂર લઇ જવામાં આવ્યો.

ગાડીવાનને પૂછવામાં આવ્યું. "તારૂં ભાડું શું ઠરાવેલું?"

"રૂા. ૧૦"

તેને તે રકમ આપવામાં આવી અને આ બનાવ સંબંધી કશીજ ગરબડ નહીં કરવા જણાવી આગ્રા તરફ તેની ગાડી સાથે તેને પાછો રવાને કરી દેવામાં આવ્યો.

સરદારને ઉંચકી જનારા આગળ ને આગળ ચાલ્યા. એક ઝાડી જેવા ભાગમાં તેને લઇ જઇને તેના મોંનો ડુચો ખોલવામાં આવ્યો અને વીજળીની બેટરીની નાની નાની દીવાબત્તીઓનો પ્રકાશ તેના ઉપર નાંખવામાં આવ્યો.

સરદારે જોયું કે, પાંચ કાળા બૂરખાવાળી વ્યક્તિઓ તેની આસપાસ ઘેરાઈ વળેલી છે. તેના શરીરે દોરડાં બાંધેલાં હોવાથી તે ચસ્કી શક્યો નહીં; પણ મોઢું ખોલેલું હોવાથી તેઓની સાથે વાત ચીત કરવા આતુર છે, એમ તેને ભાસ્યું. તે બોલ્યોઃ "તમે કોણ છો? મને શા સારૂ હેરાન કરો છો?"

એક જણે જવાબ દીધોઃ "તું અમને છેતરનાર અને અમારી સાથે દગો રમનાર આસામી છે; એટલે અમને ઓળખી શકીશ."

"હું દગો રમનાર?! મેં કોઇની સાથે દગો કર્યો નથી."

પુનઃ પેલી વ્યકિતએ કહ્યુંઃ "ખોટી ચલણી નોટો આપવી એ દગો છે કે નહીં? એક ડાકટરને તેં ૫૦ રૂપીઆની ખોટી નોટો આપી છે."

સરદારઃ "તદ્દન જુઠું. મેં સાચી જ નોટો આપી છે."

બોલનાર વ્યકિતએ વીજળીની બત્તી તેની આંખ આગળ ધરી અને પોતાના ખિસ્સામાંથી કેટલીક નોટો કાઢીને તેને બતાવતાં કહ્યુંઃ "જો, આ રહી તે નોટો. કોઇ પણ સરકારી અમલદારને આ નોટો બતાવ અને તે સાચી કહે તો અમે તને ઉલટી એથી બમણી નોટો આપવા બંધાઇએ છીએ."

સરદાર: "મને લાગે કે મારી સાથે તમે વાત કરનાર આગ્રાની ગલીમાંના મકાનના ગંજીફા ખેલનાર છો. મેં તમને જે વખતે નોટો આપી તે વખતેજ તમે મને કેમ કહ્યું નહીં કે તે ખોટી છે! ખોટી નોટોની પરીક્ષા શું તમે સહેલાઇથી કરી શકો નહીં! તમે તે વખત મને ન કહ્યું અને હવે કહો છો તે ઉપરથી મને શક જાય છે કે તમે આ બનાવટી તરકટ પાછળથી ઉભું કર્યું છે અને મારી આપેલી ખરી નોટો છુપાવીને ખોટી રજુ કરો છો."

બોલનાર વ્યક્તિએ સરદારને એક થપ્પડ લગાવી દીધી અને બીજા કાળા બુરખાવાળાઓ તરફ જોઇને કહ્યું: "દેખો યારો! કૈસી બાત કરતા હય? ઉલ્ટા ચોર કોટવાલ કે ગલે લગતા હય! લેકીન ઉન્કો આજ બરાબર સિખાઉંગા કી ગલત બાત કરને મેં ક્યા ફાયદા હોતા હય."

તેણે બધાઓ સાથે મસલત કરી અને તે બાદ કહ્યું: "તુમને વો બુઢ્ઢાકી પાસસેં કુચ્છ માલ ચુરાયા હય. હમકો પક્કી બાતમી મીલી હય. પોલીસ વો રૂપીયેંકી તલાસમેં હય. તુમ્હારે સિવા કોઇને વો રૂપીયેં નહીં ચુરાયા; ઈસ્કી હમકોં ખાત્રી હય."

સરદાર: "એ વાત ખોટી છે. બુઢ્ઢાજીનો વારસો મળવાની મને આશા હતી; પણ પાછળથી એ જીવતા રહ્યા એટલે મને કશું મળ્યું નથી અને હું લાચાર બની રહ્યો છું."

"સબ ગલત હય."

એક બીજા કાળા બુરખાવાળાએ કહ્યું: "ઉન્કો કુંદીપાક દો. ઐસા જીદ્દી લોકકા મગજ વે સિવા કભી ઠિકાનેપેં આતા નહીં."

"એ રાસ્તા બરાબર હય. ચલાઓ, હંટરકા માર ઉસ્કે ઉપેં ચલાઓ."

સરદાર મહાશયનું આવી બન્યું. ત્રણચાર જણાઓએ તેને મોઢે ફરીથી ડુચો મારી દીધો અને તેની આસપાસ ફરી વળીને હંટરના માર લગાવવા માંડયા. સખ્ત માર મારીને તેઓએ તેને હોશકોશ વિનાનો બનાવી દીધો અને એ બાદ તેઓ તેને ઉઠાવીને ઝાડીની અંદર ગુફા જેવી એક જગ્યામાં લઇ ગયા.

ગુફામાં જઇને તેઓએ તેનાં ખિસ્સાં તપાસ્યાં; તો તેમાંથી બેંકની ચોપડી અને ચેક-બુક મળી આવ્યાં. ચેક-બુકમાં એક ચેકની અંદર અંગ્રેજીમાં સહી કરેલી હતી. તેઓમાંનો કોઇ અંગ્રેજી ભણેલો ન હતો એટલે તેઓ ગુંચવાયા કે—આ નામ કોનું હશે? સરદાર મહાશયને પૂછવામાં આવતાં તેમણે ના પાડી એટલે તેને વધુ માર મારવામાં આવ્યો.

આ માર તેને પડતો હતો તેવામાં તે ગુફાના બારણા આગળ કાળા ઝભ્ભાવાળી એક આકૃતિએ આવી પહોંચીને પોતાના હાથમાંની રિવોલ્વરની નળી બતાવીને તમામ બદમાશોને પડકાર કર્યો: "એકદમ તાબે થાઓ!"

તરતજ સૌ થંભી ગયા.

આ વ્યક્તિ કોણ? શા માટે તેણે આ બધાને તાબે થવા કહ્યું?

---

## પ્રકરણ ૧૭ મું.

---

## પ્રેમી શિક્ષક.

---

**ભૂત લગે મદિરા પીએ**
**સબ કહુ શુદ્ધ હોય**
**પ્રેમ સુધારસ જીન પીયો,**
**વાકો શુદ્ધ ન હોય!**

અમારા વાચકવૃન્દને અમે આ પ્રકરણમાં એક નવી દિશામાં લઈ જઈએ છીએ. એ દિશા, આ વાર્ત્તાના પ્રકરણ ૧ લામાં જે ગોપાળરાય દેસાઈનો ઉલ્લેખ થયો છે, તેમના ઘરની છે. ગોપાળરાય દેસાઈને જમના અને ગોદાવરી નામે બે પુત્રીઓ હતી. આમાંની જમનાને તેઓ અનિરૂદ્ધ સાથે પરણાવવા માગતા હતા, એ ઉલ્લેખ થઈ ગયેલો છે. તેઓ અનિરૂદ્ધના પિતાને ત્યાં થયેલા હરિકીર્ત્તનમાં હાજર હતા અને તેમણે બીજે દિવસે જ દશ વાગ્યા પહેલાં અનિરૂદ્ધનું વાગ્દાન જમના સાથે કરી દેવાની અને તે પછી પોતે બહાર ગામ જનાર હોવાની વાત મોહનરાયને કરી હતી, એનો ઉલ્લેખ પણ આ વાર્ત્તામાં અગાઉ થઈ ગયેલો છે.

તેઓ તત્કાળ શા માટે આવું વાગ્દાન કરવા ઇચ્છતા હતા અને તેમને બહારગામ જવાની જરૂર શા માટે ઉપસ્થિત થઈ હતી તેને લગતા અમુક બનાવો તે દિવસ પૂર્વે બની ચૂકેલા હતા. એ બનાવો ગોપાળરાય દેસાઈના મન્તવ્ય મુજબ, કડવા પ્રકારના અને આપત્તિ-પરંપરા લાવનારા હોવાથી તેઓ એકદમ જમનાનું વાગ્દાન નક્કી કરીને બહારગામ ઉપડી જનાર હતા.

ગોપાળરાયે માત્ર જમનાનું વાગ્દાન એકદમ કરવા ઠરાવ્યું હતું એટલું જ ન હતું પણ પોતાની બીજી પુત્રી ગોદાવરીનું વાગ્દાન પણ બહારગામ જતા પહેલાં પોતાની જ્ઞાતિમાંના રા. બા. વિદ્યાચતુરરાય નામના એક શ્રીમંત ગૃહસ્થને ત્યાં કરી દેવાનું નક્કી કર્યું હતું.

આમાંથી ગોદાવરીનું વાગ્દાન તો રા. બા. વિદ્યાચતુરરાયના પુત્ર સુન્દરરાય સાથે તે દિવસે થઇ ગયું; પરંતુ જમનાનું વેવિશાળ, અનિરૂદ્ધ અને ગુરૂદેવ શ્રીધર શર્માની સમજુતીને પરિણામે મોકુફ રહ્યું.

ગોપાળરાયને તો તત્કાળ બહારગામ ઉપડી જ જવું હતું એટલે તેમણે એક કન્યાના હાલ તુર્તના વેવિશાળથી મોટો સંતોષ માન્યો અને તેની વિધિ તેમને ત્યાં સહવારના પહોરમાં આટોપવામાં આવ્યા બાદ તેઓ દશ વાગે પોતાના આખાયે કુટુંબ સાથે બહારગામ ઉપડી ગયા. તેઓ ક્યાં ગયા અને તેમને કેવા કેવા વિશેષ અનુભવો થયા એ સાથે આ વાર્તાને સંબંધ છે પરંતુ એને લગતી વિગતો આગળ ઉપર જણાવવાની મોકુફ રાખીએ છીએ. દરમ્યાન ગોપાળરાય દેસાઇ બહારગામ ઉપડી ગયા તે પહેલાં તેમના ઘરમાં શી ગડમથલ ચાલી હતી અને ક્રિયા બનાવોને તેઓ આપત્તિ-પરંપરા લાવનારા તરીકે ગણુતા હતા, તે વિષેની માહિતી આપીએ છીએ.

ગોપાળરાયની બન્ને પુત્રીઓ જમના અને ગોદાવરી સમવયસ્ક હતી. બન્ને જોડે જન્મેલી હતી. તેઓ બન્ને દેખાવમાં અને રૂપરંગમાં તો એકસરખી હતી. પરંતુ જમના તરફ તેની માતાનું વિશેષ હેત હતું અને ગોદાવરી તેને અળખામણી લાગતી હતી. જમનાને તેની માતા હમેશાં પોતાની સાથે ને સાથે રાખતી હતી, અને ઘરકામમાં પ્રવૃત્ત રાખી વહેવારમાં હોશિયાર બનાવવા મથતી હતી. ગોદાવરીને નિશાળે મૂકવામાં આવી હતી અને તે હંમેશાં લેસન કરવામાં અને ફુરસદે નિશાળની છોકરીઓ સાથે રમવામાં જ દિવસો વિતાવતી હતી.

એક જ ઘરની છોકરીઓ માટે તે ઘરમાં બે તડ પડી ગયાં હતાં, એમ કહીએ તો ચાલે. જમના તરફ જેમ માતાનો પક્ષપાત હતો તેમ ગોદાવરી તરફ પિતાનો પક્ષપાત હતો. આથી કોઈ કોઈ વાર એ માતા-પિતા વચ્ચે એ બન્ને બાળકીઓ સંબંધી જબરો ઝઘડો જામતો અને ત્યારે "કુતરૂં તાણે નામ ભણી તો શિયાળ તાણે સીમ ભણી" એવો મામલો થઇ પડતો હતો !

આગળ કહ્યું તેમ, ગોદાવરી નિશાળે જતી. તે ભણવામાં નિયમિત રીતે લક્ષ આપતી; તેથી તેનો પિતા તેને ઉત્તેજન આપતો હતો. જમનાને કોઇવાર ઘરકામમાં પરોવાયલી હોવાને લીધે નિશાળે જવાનું મોડું થતું તો તેની માતા તે દિવસે તેને મોકલતી નહીં અને "હશે, કાલે જજે" એમ કહેતી. પણ આવો કાંઇ એક જ દિવસ

જતો નહીં. અઠવાડીઆમાં ઓછામાં ઓછા ત્રણુથી ચાર દિવસ એવી રીતે પડતા અને તે છતાંયે માતાને તેથી કાંઇ ચિંતા થતી નહીં.

આને પરિણામે જમના, ગોદાવરી કરતાં એક ધોરણુ પાછળ પડી ગઈ. જમના જ્યારે ચોથા ધોરણુમાં હતી ત્યારે ગોદાવરી પાંચમું ધોરણુ પસાર કરી ચૂકી હતી. ગોદાવરીના અભ્યાસની આ પ્રમાણે પ્રગતિ જોઇને પિતા ગોપાળરાયે જમાનાને અનુકૂલ અંગ્રેજી શિક્ષણુ તેને આપ્યું હોય તો ઠીક, એમ ધારીને ગોકુલભાઈ નામના પોતાની જ જ્ઞાતિના એક ગ્રેજ્યુએટ યુવકને ગોદાવરીના શિક્ષણુ સારૂ રોક્યો. ગોકુલ એક અંગ્રેજી શાળામાં અધ્યાપક હતો. સાહિત્ય-પ્રદેશમાં પણુ તેણે કાંઇક સેવા બજાવી હતી. માસિકોમાં અને વર્ત્ત-માનપત્રોમાં તે કાવ્યો આપતો અને હિન્દુ સંસારનાં કેટલાંક અનિષ્ટ બન્ધનો દૂર કરાવવા વિષે કોઇ કોઈવાર લેખો લખતો.

ગોકુલે ગોદાવરીનું અધ્યાપનકાર્ય આરંભ્યું ત્યારબાદ પંદરેક દિવસ થયા પછી ગોકુલના હૃદયમાં ગોદાવરી માટે અનેરા ભાવ સ્ફુર્યા. ગોદાવરીના ગૌરવર્ણે તેને મુગ્ધ બનાવ્યો. ગોદાવરીની મંજુલ મિષ્ટ વાણીએ તેને ચકિત કર્યો. ગોદાવરીના સરલ હૃદયે તેના પર જાદૂ કર્યું.

અને આને પરિણામે થયેલા છબરડાને લીધે ગોપાલરાયને વિદ્યાચતુરરાયના પુત્ર સુન્દરરાય સાથે ગોદાવરીનું વેવિશાળ તુર્ત જ કરવું પડયું અને જમના માટે તેવું કાંઈ થાય નહીં તે સારૂ તેનું યે વેવિશાળ તેઓ કરવા માગતા હતા. તેમાંથી ગોદાવરીનું ઝટ નક્કી થઈ ગયું એટલે મહાસંતોષ માનીને ગોપાળરાયે પોતાની બન્ને પુત્રીઓ અને પોતાની પત્ની સહિત બહારગામ પ્રયાણુ કર્યું.

એ છબરડો શો હતો ?

ગોપાળરાય કેમ નારાજ થયા, એને લગતા બનાવોથી વાચક-વૃન્દને માહિત કરવા જોઇએ.

એક બાજુ અભ્યાસક્રમ ચાલતો ત્યાર બીજી બાજુ ગોકુલના હૃદયમાં મન્થન થતું. ગોદાવરીને બે કલાક ભણુાવવાનો ગોપાળરાયે સમય યોજી આપ્યો હતો; પણુ સમયના બન્ધનની ગોકુલે દરકાર કરી નહી. એના ત્રણુ સાડાત્રણુ કલાક પણુ તે બેસતો. કોઇ દિન પ્રાતઃકાલે અને કોઇ દિન સાયંકાલે તે ભણુાવવા આવતો. કોઈ દિન બન્ને સમયે આવતો. એમ જૂદા જૂદા સમયે જ્યારે તેની ઇચ્છા થાય ત્યારે તે ભણુાવવા આવતો.

ગોદાવરીને ગોકુલના હૃદયમન્થનની ખબર ન હતી. કદી ગોકુલે શિષ્ટાચારની હદ ઉલ્લંઘન કરીને વાક્યોચ્ચાર કર્યો ન હતો;

માત્ર પોતાના હૃદયની પીડા હૃદયમાં જ થવા દેતો અને ગોદાવરીનો સહવાસ વધારતો. ગોદાવરી માત્ર એટલું જોતી કે માસ્તર અતિશય મમતાળુ અને બહુજ ભલા છે. અભ્યાસમાં તેને કાંઇ અઘરૂં લાગતું તો માસ્તરને પૂછતાં સહસા તે અતિ ઉત્સાહથી અને વિહ્વલ વાણીથી તેને સમજાવતો; એકની એક બાબતની પુનરૂક્તિ થાય તો ફીકર નહી, પણ ઘણી વાર તેની તેજ બાબત ફરીને કહેતો.

એક દિવસ ગોપાળરાય તથા ગોદાવરીને એક મેળાવડામાં જવાનું હતું. સાયંકાલનો સમય હતો. માસ્તર તે વખતે ભણાવવા આવેલો હતો. પિતા ગોપાળરાય મેળાવડાના સમય પૂર્વે અર્ધા કલાકે પુત્રીને તૈયાર થઈ રહેવા માટે કહેવા સારૂ તેના ખંડ તરફ આવતા હતા. ત્યાં તે ખંડમાંથી તેમને કાને માસ્તરનો અવાજ નીચે મુજબ સંભળાયો: "તમે સમજ્યાં ને ? પ્રેમ એ પ્રભુની વિમલ અને પવિત્ર વિભૂતિ છે. આ સમસ્ત જગતનાં પ્રાણીમાત્ર, એ પ્રેમ પવિત્ર દોરીના બંધનથી બંધાયાં છે. કુદરતને જોતાં મનુષ્યને કેવો પ્રેમ થાય છે ? કુદરત નિર્દોષ છે. આવીજ રીતે મનુષ્યને નિર્દોષ વસ્તુ તરફ પ્રેમ ઉત્પન્ન થાય છે." ગોપાળરાય, પ્રેમ ઉપર વિવેચન ચાલતું સાંભળી ગુંચવાયો. એ વિવેચન અત્યારે તો શુદ્ધ સ્વરૂપનું હતું પણ મોટી ઉંમરની એક કન્યા અને વિદ્વાન પુરૂષ, એ બન્નેનો વધુ પરિચય થતાં કદાચિત એ વિશુદ્ધ સ્વરૂપમાં અશુદ્ધિનો અંગારો પડે એ સંભવિત છે, એમ ધારીને, તેણે આ વિષયમાં માસ્તરને અટકાવવાની જરૂર જોઈ. ગોપાળરાયે અભ્યાસગૃહમાં પ્રવેશ કર્યો. શિષ્યાગુરૂની નજર તેમના તરફ ગઇ. બન્નેએ ઉભાં થઇ ગોપાળરાયને વંદન કર્યું.

ગોપાળરાયે પૂછ્યું: "માસ્તર, શા વિષય પર ગોદાવરીને આટલું બધું સમજાવો છો ?"

માસ્તરે જવાબ દીધો: "જી. Loaf અને Love એ બે શબ્દોનો ભેદ હું સમજાવતો હતો."

ગોપાળરાય: "હમણાં તો તમે માત્ર તેને શબ્દજ્ઞાન અને વ્યાકરણજ્ઞાન આપો. તેની જોડણી સારી બનાવો; પણ શબ્દોની વિસ્તૃત સમજુતિઓ આપવા ઉપર અત્યારે ધ્યાન આપવું નિરર્થક થઇ પડશે. સમજુતિ આપવાના ક્રમથી અભ્યાસ કરાવો તો તરતજ તેનું શબ્દજ્ઞાન વધશે નહીં."

માસ્તર: "હું આધુનિક પદ્ધતિ અનુસાર શીખવું છું. પોપટીઆ જ્ઞાનની માફક શબ્દો ગોખી જાય, તો તે ચાર દિનમાં ભૂલી જવા સંભવ છે, પણ જો અર્થ સમજાવ્યો હોય, સમાન ઉચ્ચારવાળા

શબ્દોનો અથવા મળતા ભૂલભર્યા શબ્દોનો ભેદ સમજાવ્યો હોય તો ભણનારના મગજમાં તે બરાબર ઠસી જાય અને શબ્દજ્ઞાન પાકું થાય.”

ગોપાળરાયને માસ્તરનો આ બચાવ રૂચ્યો નહીં. તે એકદમ તેનું અપમાન કરીને તેને રજા આપી શકત; પણ તેમ કરવું ઉતાવળીઉં અને કદાચિત પાછળથી પશ્ચાત્તાપ કરાવનારૂં નીવડે, એમ ધારીને તેણે એ વિષયમાં એટલુંજ કહ્યું: “તમારી પદ્ધતિમાં મને મતભેદ છે. માટે હું કહું છું તે જ પદ્ધતિથી ભણાવો. તમારી પદ્ધતિ હાલમાં મોકુફ રાખીને ગોદાવરી જ્યારે વધારે શબ્દજ્ઞાનથી વાકેફ થાય ત્યારે તે અમલમાં મૂકજો.” ગોદાવરી તરફ વળીને તેમણે પૂછ્યું: “હં બ્હેન! આપણે આજે પેલા મેળાવડામાં સાત વાગે જવાનું છે તો હવે તું કપડાં બદલીને તૈયાર થઇશ?”

ગોદાવરી: “ઠીક સંભાર્યું, પિતાજી! હું તો મેળાવડાની વાત જ ભૂલી ગઇ હતી. મને ભણવામાં એવો રસ પડે છે કે, હું હમણાં બીજી બધી વાતો ભૂલી જાઉં છું. માસ્તરને આપણી જોડે લઇશું, પિતાજી?”

ગોદાવરીએ અતિ સરળ અને તદ્દન નિર્દોષ ભાવથી આ પ્રશ્ન કર્યો હતો. પણ તેનું પ્રથમ વાક્ય જેમાં ભણવામાં રસ પડતો હોવાની વાત તેણે કરી તે ઉપરથી તથા ‘પ્રેમ’ વિષયમાં થયેલી ચર્ચા ગોપાળરાયે ખંડ બહારથી સાંભળી હોવાથી ગોપાળરાયની શંકાઓમાં વધારો થયો. પોતાની ગેરકાળજીથી રખેને પુત્રી કુમાર્ગે વહે, એ શંકા તેને તત્કાળ થઇ. આથી તેણે કહ્યું: “માસ્તરને તો કેવી રીતે લઇ જવાય? આપણે એનેજ જવાનું છે!”

પણ માસ્તર સાહેબ બહુ ચતુર હતા. તેમણે કહ્યું: “રાવસાહેબ વિદ્યાચતુરરાયના મેળાવડામાં આપ જનાર છો ને?”

ગોદાવરી: “હા. હા. ત્યાંજ.”

માસ્તર: “ત્યાં તો મારે પણ જવાનું છે. જુઓ, મારી પાસે આ રહી નિમંત્રણ-પત્રિકા” માસ્તરે નિમંત્રણ પત્રિકા બતાવી. ગોપાળરાય ગુંચાયો. તેણે ફેરવી તોળ્યું: “ત્યારે તો તમે ચાલો, અમારી સાથે નિમંત્રણ વિના કોઇને લઇ જવું મને ઠીક લાગતું ન હોવાથીજ મેં આનાકાની કરી હતી.”

અર્ધા કલાક બાદ તેઓ ત્રણે મેળાવડામાં જવા સારૂ એક ગાડીમાં બેસીને નીકળ્યાં.

ગોદાવરી, તેનો પિતા ગોપાળરાય અને માસ્તર, જ્યારે રાવસાહેબ વિદ્યાચતુરરાયના મેળાવડામાં જવા સારૂ એક ગાડીમાંબેસીને નીકળ્યાં ત્યારે સાંયકાળના ૬।। નો સમય થયો હતો. મુંબઇ જેવા શહેરમાં ખાસ કરીને ચોપાટી રોડ ઉપર એ સમયે ગાડીઓની અવરજવર પુષ્કળ હોય છે. ઘણીવાર એવા સમયે બેફામ ચાલનારાઓને અને ગફલતથી ગાડી હાંકનારાઓને અકસ્માત થાય છે. ગોપાળરાય ઘેરથી નીકળ્યા ત્યારે તેમણે સ્વપ્નમાં પણ નહોતું ધાર્યું કે આજે પોતાને જે ભય હતો તે ખરો પડવાનો છે. ઘેરથી ગાડી રીતસર ચાલી પણ એક જગ્યાએ ચાર રસ્તાઓમાંથી પસાર થવાનું હતું ત્યાં એક રસ્તામાંથી સપાટાભેર એક મોટર ગાડી આવી અને તે ગોપાળરાયની ગાડી સાથે અથડાઇ પડી. માસ્તરે આ વખતે સૌથી પહેલી નજર ગોદાવરી ઉપર ઠેરવી. અકસ્માતને લીધે ગાડી ઉંધી વળી અને ઘોડો જમીન ઉપર ફસડાઈ પડયો. ઘોડાને થોડી ઈજા થઇ. ગોદાવરી વગેરે અંદર બેઠેલાં ઉથલી પડયાં.

માસ્તર, બળ અને હિંમતપૂર્વક એકદમ ગાડીમાંથી કૂદકો મારી પહેલો બહાર નીકળી ગયો. પછી ગોદાવરીને પોતાનાં બન્ને કાંડાંબાવડાં વડે ઉઠાવીને સહિસલામતિથી રસ્તાની એક સુરક્ષિત બાજુએ એક દુકાનના ઓટલા ઉપર તેણે બેસાડી દીધી. એ પછી તેની નજર ગોપાળરાય તરફ ગઇ. આસપાસ માણસો એકઠા થયા હતા. ગાડી ઉંધી વળવાથી ગોપાળરાય તેની નીચે આવી ગયા હતા; પણ ગાડીનું છત્ર તેમના શરીરની ઉપર અદ્ધર રહેવાથી તેઓને કાંઇ ઈજા થઇ ન હતી. માસ્તરે તેમને બીજાઓની મદદથી બહાર કાઢયા. આ દરમ્યાન પોલિસ સિપાઇએ મોટર અટકાવી હતી. તેનો નંબર અને માલેકનું નામ લખી લીધું હતું. તે માસ્તર અને ગોપાળરાય પાસે આવ્યો અને તેઓનાં પણ નામઠામ પૂછવા તથા ઇજા કયાં થઇ છે તે વિષે ચોકસાઇ કરવા લાગ્યો. ગોપાળરાયની નજર મોટર ગાડીના માલેક તરફ ગઇ. તેના તરફ જોતાંજ તે બોલ્યો: "કોણ પ્રેમચંદ શેઠ!" ઉભયે એક બીજાના ગાઢ પરિચિત નીકળ્યા. પ્રેમચંદ શેઠે કહ્યું: "ગોપાળરાયભાઇ, આપની હઝાર વાર માફી માગું છું. મોટર હાંકનારની ગફલતનું આ પરિણામ છે. વિદ્યાચતુરરાયના મેળાવડામાં જવા માટે મોડું થયું એમ ધારીને મેં તેને જરાક ઝડપથી પણ સંભાળપૂર્વક મોટર છોડી મૂકવા કહ્યું હતું ત્યારે એ મૂર્ખાએ બિનસંભાળથી મોટરની ઝડપ વધારી!"

શેઠ પ્રેમચંદ પોતાના ઓળખીતા નીકળ્યા એટલે કાંઇ અકસ્માત માટે તેમના ઉપર ગોપાળરાયથી ફરિયાદ મંડાય નહી.

માસ્તરે આ વખતે વધુ સમયસૂચકતા વાપરી. તેણે કહ્યું: "આપ વિદ્યાચતુરરાયને ત્યાં મેળાવડામાં જતા હતા ને? અમે પણ ત્યાંજ જતાં હતાં."

"તો આવી જાવ મોટરની અંદર" પ્રેમચંદ શેઠે ઉત્તર વાળ્યો, અને તે સાથે માસ્તરના કાનમાં કાંઇક કહ્યું. માસ્તર ગોપાળરાવને શેઠની મોટરમાં બેસાડીને, જે ઓટલા ઉપર ગોદાવરીને બેસાડી હતી તે તરફ ગયો. ગોદાવરી હવે સ્વસ્થ થઇ હતી. માસ્તરે પૂછ્યું: "કેમ, વખતસર બચાવ્યાં છે ને?"

ગોદાવરી: "માસ્તર, આ ઉપકાર હું કદી નહીં ભૂલું. આજે તમે મને મોટી આફતમાંથી બચાવી છે."

માસ્તરે જવાબ દીધો: "ઉપકાર શ્રીહરિનો. ચાલો, પેલી મોટરમાં આપણે જવાનું છે."

બન્ને જણ ચાલીને મોટર પાસે ગયાં અને ગોદાવરીને મોટરમાં બેસાડવામાં આવી. માસ્તર, પોલિસમેન અને ઉંધી વળેલી ગાડીની વ્યવસ્થા કરવા ત્યાંજ રોકાયો અને મોટર પસાર!

પોલિસમેન બૂમો પાડવા લાગ્યો: "અરે બાબા! તુમિ કરતે કાય! પોલિસ સ્ટેશનવર જાયાલા પાહિજે ના?"

માસ્તરે તેને સમજ પાડી: "અકસ્માત માટે કોઇ પણ પક્ષને એક બીજા સામે ફરીઆદ કરવાની નથી. મજુરો મારફત આ ગાડી હું હમણાંજ એક બાજુ કરાવી દઉં છું."

આ બધા વખત દરમ્યાન ગાડીવાળાએ જમીનપર ફસડાઇ પડેલા ઘોડાને ગાડીથી છુટો કરી ઉઠાડવાની તજવીજ કરી હતી અને આસપાસના બીજા માણસોની મદદથી તે આખરે તેમાં ફતેહમંદ થયો. ઘોડાને બરાબર હોંશિયાર કરીને એક બાજુએ ઉભો રાખવામાં આવ્યો અને ગાડીને બરાબર પાછી સવળી ઉભી કરવામાં આવી. તે વખતે માલુમ પડયું કે ગાડીને મોટી નુકશાની થઇ છે. ફરીથી ઘોડો જોડીને તે ઘેર લઇ જઇ શકાય તેમ નથી. તરતજ પાસેના એક મોટર-હાઉસમાંથી એક ભાડુતી મોટર-ખટારો માસ્તર લઇ આવ્યો અને તેમાં ગાડીના ભાંગેલા ભાગો નાંખી દીધા; મોટર-ખટારાવાળાને ગોપાળરાવના મકાનનું શરનામું આપ્યું અને રવાને કર્યો. ગાડીવાન ઘોડાને લઇને તે બાદ ઘર તરફ ગયો.

પોલીસમેન બડબડવા લાગ્યો: "હે બાબાચી જોખમદારી તુમચા સેઠ વર આહે; બાબા! અમિ સમધા રિપોર્ટ વિગતવાર કરેલ."

માસ્તરઃ "તું તારી ફરજ યોગ્ય રીતે બજાવજે."

એટલામાં એક યુરોપીઅન પોલિસ સાર્જન્ટ ત્યાં આગળ આવી પહોંચ્યો. માસ્તરે ભપકાબંધ ઇંગ્લીશમાં તેને અકસ્માતની બધી વાત કરી અને ઉમેર્યું કે, "બન્ને પક્ષોનાં નામ-ઠામ આપના પોલિસમેન પાસે છે. તેઓને અગત્યની રોકાણુ હોવાથી તેઓ ગયા છે. બન્નેને એક બીજા સામે ફરિયાદ કરવાની નથી. કોઇને કાંઇ ઇજા થઈ નથી; એટલે આપને પોલિસખાતા તરફથી કાંઇ કરવાનું રહેતું નથી, એવો મારો નમ્ર મત છે; છતાં પણુ આપ અમોને જે સમયે બોલાવશો તે સમયે આવતી કાલે અમે હાજર થઇશું."

બધા સંજોગો ઉપર વિચાર કરીને સારજંટે હસીને માસ્તરને જવા રજા આપી.

માસ્તર, વિદ્યાચતુરરાયની પાર્ટીમાં પગપાળો જવા લાગ્યો. એના હૃદયમાં આ વખતે નીચેની બાબતો તરવરી રહી હતીઃ (અ) પોતે ચપળતાથી ગોદાવરીને ઉઠાવીને ઓટલા ઉપર સુરક્ષિત મૂકી આવ્યો તે, (બ) ગોદાવરી સ્વસ્થ થતાં આભારની જે વાતચીત તેને અને પોતાને થઇ હતી તે, અને (ક) એ સમયે તેના નિર્દોષ વદન ઉપર જે કોમળભાવ પોતાના જોવામાં આવ્યો હતો તે, તેમજ (ડ) તેની આંખોમાં કોઇ અજબ તેજ તેને ભાસ્યું હતું તે.

ગોકુલનું હૃદય આ સ્મૃતિઓ વિસરી શક્યું નહીં. એ આખોયે પ્રસંગ જાણે દેવોએ પોતાના પ્રેમ-દેવતાને પોતાના હૃદયમંદિરમાં પધરાવવાની અનુકુળતા કરી આપવા માટે નીપજાવ્યો ન હોય એમ તેને લાગ્યું. તેની નસેનસમાં આનંદ ઉભરાઇ ગયો. તે જગન્નિયંતાને પ્રાર્થના કરવા લાગ્યો કેઃ 'આ પ્રસંગ ઉપરથી એના દિલમાં હું વસું એવી મારી વાંચ્છના પૂરી કરજે.'

આનન્દનાં મધુરાં તરંગોમાં તલ્લીન થયેલો માસ્તર, વિદ્યાંચતુર રાયના મકાન આગળ ગયો. પોતાની નિમંત્રણુપત્રિકા બતાવીને તે મકાનમાં દાખલ થયો પણુ દાખલ થતાંજ મકાન બહારના વિશાળ બગીચામાં એક ભારે કોલાહલ મચેલો તેના જોવામાં આવ્યો. "શું છે? શું છે?" એમ કહેતો તે ટોળામાં પેઠો.

એકે કહ્યુંઃ "કોઇ બાળાને અચાનક સર્પદંશ થયો છે!"

ગોકુલે પૂછ્યુંઃ 'કોણુ છે તે?'

બીજાએ જવાબ દીધોઃ 'ગોપાળરાયની પુત્રી ગોદાવરી.'

ગોકુલઃ 'હેં? શું ગોદાવરીને સર્પદંશ થયો છે? બિચારી હોલામાંથી ચુલામાં પડીને?

મહેમાનોની જામેલી ગીર્દીમાં ધુસીને પોતાના બન્ને હાથની કોણીથી જગ્યા કરતો, પાગલ માફક, એ પ્રેમી આગળ વધ્યો.

---

## પ્રકરણ ૧૮ મું.

### હૃદય-સમર્પણ.

હૃદય આપ્યાં વિના હૃદયો જીતેલાં કોઇએ દિઠાં ?
વિના પ્રેમી પ્રણયિ-ઉરો ભિંછેલાં કોઇએ દિઠાં ?
કહો દિલદાર વિણ દિલ-દાન શું આપી શકે કોઇ ?
વિના રસિયાં વિમલ-રસ-પાન કરતાં કોઇએ દિઠાં ?
સુના અંતર મહીંથી સ્નેહની આવે ઝલક કયાંથી ?
વિના જલ વાદળો કયાંએ વરસતાં કોઇએ દિઠાં ?
અણુઝ રસહીન હૈયામાં સ્ફુરે શું ભાવના રસની ?
સુકાં સરવર મહીં કમળો વિકસતાં કોઇએ દિઠાં ?

—જ. ના. અઢીઆ.

વિદ્યાચતુરરાયને ત્યાં આપવામાં આવેલી પાર્ટીમાં ગોદાવરીને સર્પદંશ થયો અને એ ખબર સાંભળીને માસ્તર લોકોની ગીર્દીમાં થઇને તેના તરફ દોડયો, એ ગયા પ્રકરણમાં વાચકવૃન્દે વાંચ્યું છે.

માસ્તરે જ્યાં ગોદાવરી હતી ત્યાં જઇને જોયું તો આસપાસ બધાં ગભરાયલી હાલતમાં ઉભાં છે અને ગોદાવરી આકુળવ્યાકુળ બની ગઇ છે. તેના પગના અંગુઠાને સર્પદંશ થયો હતો. માસ્તરે લગીરે વિચાર કરવા થોભ્યા વિના તરતજ તેના પગનો અંગુઠો પોતાના હાથમાં લીધો અને ઝેર ચૂસવા માંડયું. દશ મિનિટ સુધી તે ઘડીએ ને પલકે મોં વતી ઝેર ચૂસતો જાય અને પાછો થુંકી નાંખે એવો ક્રમ ચાલુ રહ્યો; અને બાદ માસ્તરે એક નવો અખતરો અજમાવ્યો. વિદ્યાચતુરરાયના નોકરો મારફત તેણે ગોદાવરીના શરીર ઉપર પુષ્કળ ઘડા ઠંડુ પાણી રેડાવ્યું અને તે બાદ મીઠું નાંખેલી દૂધ વિનાની ગરમ કોફી પાઇ દીધી.

સૌ કોઈ, એ જોઇને તાજુબ થયાં કે ગોદાવરી સ્વસ્થ બની ગઇ છે! તેને ઘરની અંદર લઈ જવામાં આવી અને કપડાં બદલાવી એક કોચ ઉપર આરામ આપવામાં આવ્યો. તેના શરીરમાં ઝેરનાં કશાંજ ચિહ્ન રહ્યાં નહોય, એમ માલુમ પડયું.

ગોપાળરાય, વિદ્યાચતુરરાય અને પાર્ટીમાં આવેલાં સર્વ મિજમાનો માસ્તરને ધન્યવાદ આપવા લાગ્યાં. આ પાર્ટીનો નાયક ગોકુલ બન્યો અને નાયિકા ગોદાવરી બની. જો માસ્તરે ઝેર ચુસી લીધું નહોત અને ઠંડા પાણીનો અખતરો અજમાવ્યો ન હોત તો

આજે આ આનંદના ઉત્સવમાં આવેલાં સઉનાં હસતાં મોઢાં રડતાં બની જવાનાં હતાં અને ગોદાવરીનો પ્રાણાત્મા તેના દેહપિંજરથી વીખુટો પડી જવાનો હતો. મિજમાનો માંહોમાંહે વાત કરવા લાગ્યાં: "છોકરો કોઇ બડો હિંમતવાન છે!"

એક જણે પૂછ્યું: "કોણ છે એ?"

બીજાએ જવાબ દીધો: "એ તો તેનો શિક્ષક છે."

દુનિયાને મ્હોંયે ઓછું જ ઢાંકણું છે? એક ત્રીજી વ્યક્તિએ દોઢચતુરાઇથી પ્રશ્ન કર્યો: "એને બચાવવાની એને શી જરૂર?"

બીજાએ જવાબ દીધો: "વાહ! કોઇ પીડાયલાને મદદ કરવી એ માણુસોનો ધર્મ નથી શું? કોઇ ત્રાહિત પણ આવી વેળાએ મદદ કરે."

ત્રીજી વ્યક્તિ: "હવે એ તો બધું જાણ્યું! સાપનું ઝેર ચૂસવું અને પોતાનો જીવ જોખમમાં નાંખવો એ કામ આટલાં બધામાંથી માસ્તર શિવાય કોણે કર્યું વારૂ? ભાઇ, એ તો અંતરની લાગણી હોવી જોઇએ તેથીજ માસ્તરે આવું સાહસ ખેડ્યું!"

પ્રથમ સવાલ કરનારે કહ્યું: "એમ હોય તોપણ શું થઇ ગયું? એ તો માથા સાટે માલ છે ને ભાઈ?"

બીજી વ્યક્તિ: "જાઓ, જાઓ, તમને તો કાંઇ ધંધોજ નથી પારકી નિંદા કરી નરકમાં પડશો."

માંહોમાહે આવી વાતો ઘણાઓ કરતા આખરે પાર્ટી ખલાસ થતાં પોતપોતાને ઘેર ગયા. ગોદાવરી જે આનંદથી પાર્ટીમાં આવી હતી તેજ આનંદ ઉપરાંત માસ્તરની હિમ્મત અને પોતાના દેહની રક્ષાના પ્રસંગની ઔર આનંદભરી વધારાની યાદી સહિત પોતાને ઘેર પાછી ફરી.

* * * *

બે ત્રણ દિવસ એ પ્રસંગને વીતી ચૂક્યા પછી ગોદાવરી એક દિવસે સાયંકાલે પોતાના મકાનના બગીચામાં બેઠી બેઠી એક નવલકથા વાંચતી હતી ત્યારે માસ્તર ત્યાં આવી પહોંચ્યો. દૂરથી ગોદાવરીને જોતાં તેના દિલમાં અનેરા તરંગો ઉઠયા. જે લાગણી પોતાના દિલમાં ગોદાવરી માટે છે તેજ લાગણી ગોદાવરીના દિલમાં પોતાને માટે થાય તો કેવું સારૂં? આવા તરંગો કરતો તે ધીમે પગલે આવીને જે બાંકડા ઉપર ગોદાવરી બેઠી હતી તે ઉપર બેસી ગયો. ગોદાવરી વાંચવામાં એવી તલ્લીન હતી કે તેનું ધ્યાન પણ ન્હોતું. માસ્તર પાંચેક ક્ષણ બેસી રહ્યો; તેવામાં સામેના ફુવારા પર થોડાંક પક્ષીઓએ કીલકીલાટ કરી મૂકવાથી ગોદાવરીએ ચોપડી

માંથી ડોકું બહાર કાઢયું અને માસ્તરને પોતાના આંકડા ઉપર બેઠેલો જોયો.

"અહો! તમે ક્યારના આવ્યા છો, માસ્તર!" તેણે પૂછ્યું.

"હું હમણાંજ આવ્યો. શેનું પુસ્તક વાંચો છો?" માસ્તરે વાત છેડી.

"રઝળતી રાજકુમારી નામે એક નવલકથા છે. બહુજ સરસ છે હોં; માસ્તર!"

"એ ચોપડી મેં વાંચી છે. એમાં કશો જ માલ નથી."

"તમારી ભૂલ છે, માસ્તર! એમાં વસ્તુગુંથણી અજબ છે. એક રાજકુમારીનો જીવ એક સાધારણ કોટિનો માણસ બચાવે છે. ખરૂં જોતાં તે કુમારીનો વિવાહ એક બીજા રાજકુમાર સાથે થયેલો પરંતુ પોતાના જીવ બચાવનારના ઉપકારના બદલાને ખાતર રાજકુમારી જ્યારે તેને પૂછે છે કે હું તને શો બદલો આપું ત્યારે પેલો તેના હાથની માગણી કરે છે. રાજકુમારી તરતજ પોતાના રાજકુટુંબનો ત્યાગ કરી તે માણસને પોતાનું જીવન સમર્પે છે. કુમારીનો પિતા ગુસ્સે થઇ તેને દેશપાર કરે છે. થોડોક વખત એ રાજકુમારી અને પેલો માણસ ગરીબીમાં રઝળે છે; પણ આખરે તે માણસ પણ એક બીજા રાજ્યનો વારસ જાહેર થાય છે અને એ રીતે બન્ને પ્રેમીઓ સુખી થાય છે. માસ્તર! આ કેટલી બધી સુંદર વસ્તુસંકલના છે! સાચાં પ્રેમીઓની પવિત્ર લાગણીનો જય છે, એમ આ કથા શીખવે છે."

માસ્તરે પૂછ્યું, "પણ એવું વાંચ્યાથી શો લાભ? નવલકથાઓ તો માણસોને ઉશ્કેરી મૂકનારી અને ભમાવનારી કહેવાય છે. વિચાર કરો કે, એમાંથી તમારા જીવનનો સાર તમે શું લઇ શકો? મારા અભિપ્રાય પ્રમાણે કાંઇજ નહીં."

ગોદાવરી માસ્તરના મુખ તરફ ઘડીભર જોઇ રહી અને પછી બોલી: "મારા જીવનનો સાર આ ઉત્તમ નવલકથાએ મને સુઝાડયો છે. ઉપરાંત, મારી વિસરાયલી ફરજનું ભાન મને આ નવલકથા વાંચવાથી થયું છે. બે વખત મારો જીવ બચાવનાર તમે છો. તમારા આભારનું ઋણ મારા ઉપર ચઢેલું છે. મેં એ ઋણ અદા કર્યું નથી. મારી એ ફરજનો ખ્યાલ આ નવલકથાએ મને આપ્યો છે. મારો આપને સિધ્ધો પ્રશ્ન છે કે, જીવનસંરક્ષક! હું આપને બદલામાં શું આપું?"

બન્ને જણની નજર આ વખતે એક થઈ. એકની આંખમાંનું તેજ બીજાની આંખમાં ભળ્યું અને બન્નેનાં હૃદય ખળભળી ઉઠયાં. માસ્તર જે લાગણીની રાહ જોતો હતો તે ગોદાવરીના હૃદયમાં માલુમ પડી આવી. ગોદાવરીને માસ્તરે તેની કસોટી કરવા કહ્યું: "હું માગું તે તમે આપી શકો તેમ નથી."

ગોદાવરીએ જવાબ દીધો; " મેં કહ્યું ને કે મારો જીવનપંથ મને આ નવલકથાએ સુઝાડયો છે !! હું શું આપી શકું તેમ નથી? માસ્તર ! તમને તમારામાં વિશ્વાસ નથી. મને મારામાં વિશ્વાસ છે.''

માસ્તર: " વિશ્વાસ ! એ લાગણી કદાચ મારામાં ન હોય એમાં મને ખેદ નથી થતો પણ બીજી લાગણી તો છે. અને વિપરીત સંજોગો જોઇને મારી લાગણી બહાર કાઢવા કરતાં અવિશ્વાસુ રહેવું મને પસંદ છે."

ગોદાવરી: " શંકાશીળનો નાશ થાય છે. હિમ્મતવાનનો વિજય થાય છે."

માસ્તર: " નદીના પ્રવાહમાં તણાવા જતા પહેલાં પોતાના સંજોગોનો વિચાર કરવો, એ શંકા નથી પણ ડહાપણ છે. એકદમ નદીમાં પડવું એ હિમ્મત નથી પણ અવિચારીપણું છે. મને ભય રહે છે કે હું જે માગું તે તમારાથી આપી ન શકાય અને ઉલટું મને કે તમને નુકશાન થાય તો પછી માગ્યું શા કામનું ?"

ગોદાવરી: "માસ્તર ! પોતે જેનો જીવ બચાવ્યો તેની પાસેથી બદલો માગતાં નુકશાનનો વિચાર શો ? જુઓ 'રઝળતી રાજકુમારી.' રાજકુમારે એવો વિચાર કર્યો હતો ?"

ગોદાવરીનો આ પ્રશ્ન માસ્તરને તેના હૃદયની લાગણીની વધુ સાબિતી આપનારો નીવડયો.

પોતાનો હેતુ ગોદાવરી સમજી ચુકી છે એમ તેને લાગ્યું અને તેથી તેણે બહુજ ધીમા સ્વરે કાંઈક માગ્યું. મંદ હાસ્ય સહિત ગોદાવરીએ તરતજ તેને વચન આપ્યું અને કહ્યું: "એમાં ગભરાતા શું હતા ? આપે હૃદય અર્પ્યું તો મારી પણ હૃદય અપવાની ફરજ છે."

હૃદય–સમર્પણથી પ્રેમીઓનાં અંતર અને નયન એ સમયે દિવ્ય આનંદમાં રસબોળ થઇ રહ્યાં.

વાચકવૃન્દ ! ટૂંકમાં એ કહેવું બસ છે કે, એ પળથી ગોદાવરી અને માસ્તરનાં હૃદય એક થયાં. તેઓએ લગભગ અર્ધો કલાક વધુ વાતચીત કરી અને બન્ને એવા નિશ્ચય ઉપર આવ્યાં કે, "ગોપાળરાયને કાને ખુલ્લી વાત નાંખવી કે, અમે એકમેક સાથે લગ્ન કરવા માગીએ છીએ."

તેમની આશા પાર પડશે કે ?

---

# પ્રકરણ ૧૯ મું.

## ગરીબી એ ગુન્હો !

ગરીબી ! તું છે કાગડી કાળી !
લાખ ટકાના જનને જગમાં
કોડીનું કરવાવાળી !—ગરીબી !
તનમનની સુન્દરતા હોયે
આત્મ-ત્યાગ ઉર અપાર હોયે
અણુ અણુમાં ઓજસ્ સોહે પણ
અપયશ દેવાવાળી !—ગરીબી !
હોય બુદ્ધિ ચાતુર્ય ને
નીતિ ન્યાય વિવેક
તોપણ હાય ! ગરીબીમાં
ગણાય તે નિરતેજ !—ગરીબી !

માસ્તર અને ગોદાવરીએ એક બીજા સાથે લગ્ન કરવાના નિશ્ચય ઉપર બે ત્રણ દિવસ સુધી લાગલાગટ વિચાર કરી જોયો અને આખરે એક દિન માસ્તર હિમ્મત કરીને ગોપાળરાય પાસે ગયો. ગોદાવરી તે વખતે ગોપાળરાય જે ખંડમાં બેઠા હતા, તેની બહાર બારણાની આડમાં ઉભી રહી. માસ્તરે ગોપાળરાયને પ્રણામ કર્યા અને કહ્યું: "આપને એક વિનતિ કરવા આવ્યો છું."

ગોપાળરાય: "આવો, આવો, માસ્તર ! હું તો તમારા ઉપકારના બોજા નીચે છું. તમારી તે વિનતિ હોય ? કહો, તમારે શું કહેવાનું છે ?"

માસ્તર: "મેં આપના ઉપર કે કોઇના ઉપર કશીજ ઉપકાર કર્યો છે એવો ખ્યાલ કૃપા કરીને દિલમાંથી દૂર કરશો. મનુષ્ય માત્રની જે ફરજ છે તેજ મેં બજાવી છે."

ગોપાળરાયે હસીને કહ્યું: "ઠીક; ત્યારે તમે એમ માનો કે તમે ફરજ બજાવી અને અમે એમ માનીશું કે તમે ઉપકાર કર્યો; પછી છે કાંઈ ?"

માસ્તર: "મારે જે વિનતિ કરવાની છે તે બહુજ સાદી અને સરળ રીતે હું કરૂં છું. જો આપની સંમતિ અને કૃપા હોય તો હું આપનાં વિદુષી પુત્રી ગોદાવરીના હાથનો ઉમેદવાર છું."

"શું કહ્યું ?" ભવાં ચઢાવીને ગોપાળરાયે પ્રશ્ન કર્યો.

માસ્તરે બહુજ શાન્તિથી પુનઃ જવાબ દીધો: “આપના બુદ્ધિમતી કન્યારત્નના હાથની હું માગણી કરૂં છું. હું બી. એ. થયેલો છું, કુંવારો છું, આપની જ જ્ઞાતિનો છું, કુળવાન અને મધ્યમ આર્થિક—”

“સબૂર” ગોપાળરાયે કહ્યું: “એ બધું હું જોઉં છું અને જાણું છું, પણ તમે કેવા નાદાન છો કે, મારી પુત્રીના શિક્ષક તરીકે તમને નીમ્યા પછી તમે તેના હાથની માગણી કરો છો ? શિક્ષક એટલે ગુરૂ. ગુરૂ એટલે પિતા. શું પિતા પુત્રીને પરણશે ?”

માસ્તરઃ “આપ પૂર્વ કાલના ઋષિ મુનિઓના સમયની વાત કરતા હો, એમ લાગે છે. આધુનિક કાલમાં તો પરિણિતા પત્નીને પણ પતિ, સામાન્ય અક્ષરજ્ઞાન, વાંચન લેખન ઈત્યાદિ જાતે શીખવી શકે છે. એ પૂર્વ કાળના ગુરૂઓ અને હાલના શીખવનારાઓ વચ્ચે આસ્માન જમીનનો તફાવત છે.”

“સબૂર” ગોપાળરાયે જવાબ દીધો: “મારે ને તમારે મતભેદ છે. જુઓ; આપણા વચ્ચે આ બીજી બાબતનો મતભેદ પડયો. તે દિવસે તમે Love શબ્દ ઉપર ગોદાવરી આગળ વિવેચન કરતા હતા ત્યારે મારે મતભેદ પડેલો. મને જે શંકા તે વખતે થઇ હતી તે આજે ખરી પડી ! માસ્તર, તમને હું મારી ગોદાવરીનો હાથ આપી શકું નહીં.”

“પણ તેનાં કારણો ?”

“ઘણાં છે. પ્રથમ તો શિક્ષણ વિષે તમારા વિચારોમાં મને મતભેદ છે. બીજું ગુરૂ શબ્દ સંબંધી મતભેદ છે. ત્રીજું, તમારી આર્થિક સ્થિતિ વિષે—”

“હું મારા કુટુંબનું પોષણ કરી શકું અને જીવન સુખચેનથી વિતાવી શકું તેમ છું.”

“નહી; એમ ન ચાલે. ગાડીઘોડામાં પોતાના બાલપણામાં જેણે જીવન વિતાવ્યું હોય તેને એક ગરીબ, (ભારે તિરસ્કારસૂચક રીતે તેમણે આ શબ્દ ઉપર ભાર મૂકયો) અને એક મારા પગારદાર (ગર્વથી તેમણે પોતાનું માથું આ શબ્દ ઉચ્ચારતાં ઉંચુ કર્યું) સાથે પરણાવું ? નહીં જ. વળી એક વાત વિચારવાની છે કે, ગોદાવરીને હું એક શ્રીમાન, ધીમાન, વિદ્વાન, બુદ્ધિમાન અને કુળવાન સાથેજ પરણાવવાનો છું; માટે તમે આ વિષય ન છેડશો.”

“સાહેબ, ગરીબો પર આપને જે તિરસ્કાર છે, તેનો પરિચય મને આજે થયો ! આપને માટે ગરીબો તન તોડીને પ્રાણ પાથરે તોપણ આપને તેમની કીંમત નથી, એ મેં આજે જાણ્યું ! ! આપની જ્ઞાતિના

નીતિમાન અને રીતસર જીવન ગુજારી સાદી રહેણી કરણીમાં કરનાર ઉમેદવાર વરને બદલે આપ કહેવાતા ખાનદાનો અને 'બડે બાપકા પૂત' પર વારી જાવ છો, એ હું ખુલ્લું સમજ્યો! પણ તેમ છતાં આજે હું આપને પણ એક વાત બહુજ સ્પષ્ટ રીતે કહી દઉં છું કે-આપની વિદુષી પુત્રી મારા સિવાય અન્ય કોઇને ચ્હાતી નથી. હું પણ તેના સિવાય અન્ય કોઇને ચ્હાતો નથી. અમારાં બેના અંતઃકરણ એક છે. અમે પરસ્પર પતિપત્ની થવા ભગવાન સૂર્યનારાયણની સાક્ષીએ પ્રતિજ્ઞા લીધી છે. માટે અમને ના દૂભવો."

ગોપાળરાય થોડીવાર સુધી આ બધું સાંભળી રહ્યા બાદ એકદમ છલંગ મારીને પોતાની ખુરસી ઉપરથી ઉભા થયા અને ક્રોધથી માસ્તરનો કાન ઝાલીને બોલ્યાઃ "ચિબાવલા ઉદ્ધત જુવાન! આખરે મારી છોકરીને તે હેલારે ચઢાવી કે? સૂર્યનારાયણની સામે પ્રતિજ્ઞા લેનાર મોટા જોયા ન હોય? શું બળજોરીથી તું મારી છોકરીનો હાથ મેળવવા માંગે છે? માસ્તર તરીકે તેં તારી આવી ફરજ બજાવી કે? નાદાન છોકરા! ચાલ્યો જા, મારા મકાનમાંથી! ફરીથી કદી પણ અહીં આવવા યત્ન કરીશ તો મફતીઓ ખીચડો ખાવો પડશે! વગર ભાડાની કોટડીમાં પુરાવું પડશે! હાથ પગમાં લોઢાનાં આભૂષણ પહેરવાં પડશે! ઉપરાંત સમજી જા, કે, મારી છોકરીને અત્યાર પછી કોઇપણ જગ્યાએ કયાંએ મળીશ અથવા ચિઠ્ઠીચપાટીથી તેને ફંદમાં ફસાવીશ તો તારી બૂરી દશા થશે. જા, ચાલ્યો જા." ગોપાળરાય એમ બોલીને ગુસ્સાથી કંપતા મજકુર ખંડમાં ફરવા લાગ્યા.

માસ્તરે કહ્યું: "પૂજ્ય રાયજી, આપને મારા વિષે ખોટી ગેરસમજુત થાય છે. હું નિર્દોષ છું. આપની પુત્રીને બોલાવીને પૂછી જુઓ કે મેં તેને ફસાવી છે?"

"ખબરદાર! એના વિષે હવે એક પણ શબ્દ નહીં બોલતો. એને મારે-તેના પિતાએ-શું પૂછવાનું હતું? તેં એના હૃદયમાં વિષ ભરીને એને ભુલાવી મારી છે, એ વિષે મને ખાત્રી થઇ ચુકી છે."

આ વખતે ગોદાવરીએ મજકુર ખંડમાં પ્રવેશ કર્યો અને ગોપાળરાયને કહ્યું: "પિતાજી, હું એમના સિવાય બીજા કોઇને પરણનાર નથી. એજ મારા પતિ છે અને બીજા સૌ મારા ભાઈ-બાપ છે."

ગોપાળરાય અત્યંત ક્રોધથી દાંત કચકચાવતો તેની સામે જોઈ રહ્યો. ગોદાવરી નીચું જોઇનેજ કહેવા લાગીઃ "માસ્તરનો કાંઇજ

દોષ નથી. મારો જીવ એ વખત બચાવનાર એજ છે. એમને મારો જીવ ફરતાં જે કાંઈ આપું તે ઓછું જ છે."

ગોપાળરાય પુનઃ ક્રોધથી બંને સામુ જોઇ રહ્યો. આ માસ્તરને અત્યારે ઉભો ને ઉભો ચીરી નાંખવો જોઇએ, એટલો બધો ક્રોધ તેને વ્યાપી ગયો! પણ ક્રોધથી દિવાનપણા જેવું અવિચારી કૃત્ય કરી બેસવું એ ઠીક નહીં એમ ધારીને તેણે ક્રોધને કટાક્ષમાં ફેરવી નાંખ્યો અને હસીને કહ્યું:–"એમ કે, બેટા? આ તારા માસ્તરે તારો જીવ ઉગાર્યો છે. ખરૂંને? અને એટલા માટે તું તેને કાંઇ બદલો આપવા માગે છે! બહુ સારૂં! હું વિચાર કરી જોઇશ. હાલ તુર્ત તું જા અને માસ્તર! આ તારા પગારના રૂપીઆ લઇને અહીંથી વિદાય થા." પોતાના ખિસ્સામાંથી પાકીટ કાઢીને તેમાંથી તેમણે થોડીક નોટો કહાડી અને તે ટેબલ ઉપર મૂકીને પુનઃ કહ્યું:– "તારા પગારની નોટો સંભાળી લે–નહીંતર ક્યાંક ઉડી જશે ને તું ગરીબ માણસ રોઇ રહીશ!"

'ગરીબ' શબ્દથી જે અર્થસૂચક મશ્કરી અને અપમાન ગોપાળરાયે કર્યું તે ગળી જઇને માસ્તરે પ્રશ્ન કર્યો: "મારી માગણીનો આપ શો ઉત્તર આપો છો?"

ગોપાળરાયે દાંત કચકચાવીને મૂઠ્ઠી વાળીને અંગૂઠો તેને બતાવ્યો.

એ અંગૂઠો જોતાં જ સહૃદયી પણ ગરીબ આર્થિક હાલતના પ્રેમીનો પુણ્યપ્રકોપ ઉછળી નીકળ્યો. તે બોલ્યો:

"ત્યારે પગારના રૂપીઆ મારે નથી જોઇતા. મારી ગરીબી કાંઈ તમારા પગારથી દૂર થઇ શકે તેમ નથી. હું ગરીબ છું. હા, એકવાર નહીં પણ હઝારવાર ગરીબ છું; અને 'ગરીબ' કહેવરાવવામાં ગર્વ લઉં છું. હું ગરીબ હોવાથી આપ અંગૂઠો બતાવી રહ્યા છો અને શ્રીમંતાઇના તુમાખથી મારા આભારો વિસરી જઇ મારી લાગણીઓને ઠોકરે મારવા તત્પર થાઓ છો; પણ યાદ રાખજો કે– ગરીબોથી જ શ્રીમંતો ઉજળા છે. ગરીબોનાં પરસેવાનાં ટીપાંમાંથી શ્રીમંતોના પૈસા પેદા થાય છે. મારી આત્મ–પ્રશંસા કરૂં એ ગેર-વ્યાજબી છે પરંતુ આપની કઠોરતા આગળ તે કરવી પડે છે. મેં આપનો પ્રાણ ઉગાર્યો છે; આપની દિવ્ય ગુણોવાળી પુત્રીનો જાન બચાવ્યો છે. શી રીતે? મારા જીવને જોખમમાં નાંખીને! એમ છતાંયે મારા મનોરથ કેવળ મારી ગરીબીને કારણે આપ ઉથલાવી પાડો છો! પૈસા વિના મારામાં બધુંયે છે છતાં આપને તે જોવું નથી! પણ મને મારામાં આત્મ–વિશ્વાસ છે; હું જેને ચાહું છું

તેનામાં આત્મ-વિશ્વાસ છે અને તેથી, ઓ કઠોરહૃદયી શ્રીમંતજન ! હું ભવિષ્યવાણી ભાખું છું તે સાંભળી લ્યોઃ—આખરે મારા મનોરથ ફળીભૂત કરવામાં ગરીબોનો બેલી પ્રભુ મને સહાય કરશે અને આપ ડાચું વિકાસીને જોતા રહેશો !"

આટલું કહીને માસ્તર ત્યાંથી ચાલ્યો ગયો. એના જવા પછી ગોપાળરાયે ગોદાવરીને ખૂબ ધમકાવી પણ તે 'એકની બે' થઇ નહીં. તેણે કહ્યુંઃ "આપ મુરબ્બી છો, ચાહે તો મને મારી નાંખો; પણ આ બાબતમાં તો મારી પ્રતિજ્ઞા નહીંજ ફરે. એજ મારો પતિ અને એજ મારૂં સર્વસ્વ."

ગોપાળરાય ગુસ્સામાંજ રહ્યા.

---

## પ્રકરણ ૨૦ મું.

---

### તિરસ્કૃત પણ આશાન્વિત.

'The heart that is sinking with sorrow,
May mourn but need never despair.
The night may be dark but to-morrow,
The sky may be smiling and fair.

**ભાવાર્થઃ** "જે હૃદય શોકમાં ડૂબ્યું હોય તે કદાપિ વિહ્વલ બને તોપણ તેણે હતાશ થવું ન ઘટે. આજે રાત્રિ અંધકારમય છે પરંતુ આવતી કાલે આકાશ હસતું અને નિર્મલ હોય પણ ખરૂં."

---

ગોપાળરાયની પુત્રી ગોદાવરીએ માસ્તર ગોકુળભાઇને પોતાના પતિ તરીકે અને જગતના બીજા સૌ પુરૂષોને ભાઈ-બાપ તરીકે જણાવ્યા તેથી ગુસ્સે થયેલા તેના પિતાએ પોતાની પત્ની પાસે જઇને બધી હકીકત કહી. એટલે તે બોલીઃ "હવે ભણાવજો અંગ્રેજી !"

"અંગ્રેજી ભણાવવાને અને આ બાબતને શું લાગે વળગે ? તું કેવું ગાંડું ગાંડું બોલે છે ?" ગોપાળરાયે પૂછ્યું.

"કેમ નહીં ?" તેની પત્નીએ જવાબ દીધોઃ "આ ફ્હોકાણ થવાનું કારણ જ તે ! તમે જો એ માસ્તરને ભણાવવા રોકયો ન હોત તો આવી ધાંધલ ઉભી થાત ?"

ગોપાળરાયે કહ્યુંઃ "એવી ખોટી રીતે કોઈ વાતો સાંધાને

તેમનો મેળ બેસાડ નહીં. એ મૂર્ખ માસ્તર એવો નીકળ્યો તેમાં આપણે શું કરીએ? આ તો અંગ્રેજી ભણાવવા એને રોકયો; પણ ગુજરાતી ભણાવવા રોકયો હોત તો યે તે આવાં કારસ્થાન કરત નહીં કે?"

"માટે જ બધું ભણતર ખોટું એમ મારૂં કહેવું છે. છોકરીઓને ભણાવવાની જરૂરજ શી છે?"

"તારી તો વાત જ અક્કલ વિનાની છે!" ગોપાળરાય બોલ્યા: "પહેલાં અંગ્રેજીને નિંદવા લાગી અને હવે બધી જાતના ભણતરનો વાંક કાઢવા લાગી!"

"હા. હા. મારૂં કહેવું લગીરે અક્કલ વિનાનું નથી. આ જુઓ મારી જમના, ભણવામાં સાધારણ છે તેથીજ તે ઘર કામમાં કેવી ખબરદાર થઇ છે? એનો લગીરે આવો વાંક કાઢવો પડે તેમ છે?"

"હવે તું સિદ્ધી સમી વાત કરીશ?" ગોપાળરાયે ચિઢાઇને પૂછ્યું: "આનો ઉપાય આપણે શો કરવો? તે માસ્તર ફરીથી આપણી છોકરી તરફ નજર પણ નાંખી શકે નહીં, એવો કોઇ રસ્તો કરવો જોઇએ."

ગોપાળરાયની પત્નીએ વિચાર ચલાવી જોયો અને પછી પતિ સાથે મસલત કરીને તેણે ઠરાવ્યું કે, બંને પુત્રીઓના વિવાહ આવતી કાલે કરી દઇને આપણે અહીંથી થોડીક મુદત માટે આપણા પુત્રને ત્યાં જવું. એક બે માસ તેને ત્યાં રહી આવીશું એટલે બધો ઓભાળો વિસારે પડી જશે.

અને આ મસલતને પરિણામે પતિ-પત્નીએ બન્ને પુત્રીઓને માટે વર નક્કી કર્યા. ગોપાળરાય તરતજ પોતાને ઘેરથી નીકળ્યો. અને પહોંચ્યો વિદ્યાચતુરરાયને ત્યાં. વાતચીત કરીને તેણે તેના પુત્ર સુંદરરાય સાથે ગોદાવરીનો વિવાહ નક્કી કરી દીધો અને પછી તે ગયો મોહનરાયને ત્યાં; અને અનિરૂદ્ધ માટે તેણે જમનાની દરખાસ્ત મૂકી. આ બે દરખાસ્તોમાંથી જમના વિષેની ઇચ્છા મોકુફ રહી અને ગોદાવરી સંબંધીની ગોઠવણમાં ગોદાવરીના વિરોધ સિવાય બધાંની સંમતિ મળી. ગોદાવરીને જ્યારે વિવાહની વિધિ દરમ્યાન સાસરે જવા કહેવામાં આવ્યું ત્યારે તે બોલી: "મારૂં સાસરૂં શું અને વાત શી? હું તો સુંદરરાયને મારા ભાઇ તરીકે ગણું છું."

ગોપાળરાય આ સાંભળીને ખીજવાયો. ગોદાવરીની મા ગોદાવરીને આવા બોલ બોલવા માટે લપડાકો મારવા લાગી. પણ ગોદાવરી મક્કમ રહી. જમનાનું દિલ આથી દુઃખી થયું. આ કલેશ તેનાથી સહન થયો નહીં. તેણે કાંઇક તોડ કાઢવા યત્ન કર્યો. તેણે ગોદાવરીને એક જુદા ખંડમાં લઇ જઇને સમજાવી કે–"તારી ઇચ્છા

તેં જાહેર કરી દીધી છે એટલે હવે તો તું આમાં કોઇ રીતે બંધાઇ જતી નથી. આ વિવાહનો દોષ આપણાં માતા-પિતાનો જ ગણાશે."

"પણ એમ ફક્ત તેઓનો દોષ મોઢેથી કહેવરાવ્યાનું ફળ શું? મારે આ વિવાહમાં સક્રિય ભાગ લેવો જ શા માટે?"

"બ્હેન" જમનાએ તેને પુનઃ સમજાવ્યું. "કારણ કે હજી આપણે બે નાદાન ઉમ્મરનાં ગણાઇએ. મેં બધો વિચાર કરી જોયો. આપણે ૧૫ વર્ષની ઉંમરનાં છીએ. ૧૬ વર્ષે આપણે પુખ્ત ઉંમરના ગણાઇએ. ત્યાં સુધી આપણને કોઇ ન્યાયની અદાલત પણ માત પિતાના કહ્યાસર રહેવાની ફરજ પાડી શકે."

"એવું કોણે કહ્યું?" ગોદાવરીએ કહ્યું.

"પિતાજીએ. તેઓ તો એટલે સુધી પણ કહે છે કે—માસ્તરને અદાલતમાં લઇ જઇને હું શિક્ષા કરાવી શકું."

એ વખતે તેની માતા ત્યાં આવી અને ગોદાવરીને ધમકાવતાં બોલીઃ "તારે અમારૂં કહ્યું માનવું છે કે નહીં? જો નહીં માને તો તારા બાપ હવે કડક ઉપાયો લે ત્યારે મારી દયા માગવા આવીશ નહીં"

"પણ બા, મારી લાગણીઓનો વિચાર નહીં કરો?" ગોદાવરીએ પૂછ્યું.

"લાગણીઓ?" તેની મા ગુસ્સે થતી બોલીઃ "એ લુચ્ચા માણસ તરફ તારી લાગણીઓ? ચોરી કરીને જેમ એક ચોર શાહુકાર થવા જાય એવી રીતે તો તે વર્ત્યો છે! તને ફોસલાવતા પહેલાં તારા બાપ કને કે મારી કને તેણે કેમ તારૂં માગું કર્યું નહીં? સિદ્ધીસમી રીતે તેણે વાત કેમ કરી નહીં? તમે આજ કાલનાં છોકરાં ગમે તેવો બકવાદ કરો છો પણ જો હવેથી તું એ છોકરા માટે કાંઈ કહીશ તો યાદ રાખજે કે તારા બાપ એકદમ તેને જેલમાં મોકલી દેશે."

અને એના એ શબ્દોને ટેકો આપતાં ગોપાળરાવે ત્યાં આવીને ગોદાવરીને કહી દીધું કેઃ "તું શું મ્હોં લઈને અમારો વિરોધ કરે છે, એનું તને ભાન છે? તને આટલાં બધાં વર્ષ પાળી પોષીને ઉછેરી અને ભણાવી ગણાવી તેનો આવો બદલો આપવા બેઠી છે? માબાપ તરફની ફરજ તું ભુલી જાય છે અને પંદર-વીસ દહાડાનો ઓળખીતો રસ્તે જતો એક છોકરો તને બચાવવા તૈયાર થઇ ગયો તેના તરફ પક્ષપાત કરતાં શરમાતી નથી? તેં અમને શરમિંદા બનાવ્યાં છે. જ્ઞાતિમાં કોઇએ આવું પગલું ભર્યું નથી અને તેં ભર્યું છે. એનો અર્થ તારા કહેવા મુજબ એટલોજ કે આખી જ્ઞાતિના લોકો અને અમે તારાં માબાપ મૂર્ખા અને તું એકલીજ ડાહી; એમ કે! તારી બ્હેન જમના તરફ જો. એણે અમને કશીજ ઉપાધિમાં નાંખ્યાં નથી.

તું દુર્ભાગ્યે કુળબોળુ નીકળી! શરમ છે તને કે મેં તને તારી માની મરજી નહીં છતાંયે વ્હાલથી ભણાવી ગણાવી તેનો તું આવો બદલો આપે છે!"

માતા-પિતાની આ ધમકીની અસર ગોદાવરી પર થઈ. કુદરતી છે કે, આવી એક નાની બાળાને આવા પ્રસંગમાં શું કરવું એની સમજ પડે નહીં. ગોદાવરી પોતાનો વિરોધ મ્હોંથી દાખવતી હતી અને વિવાહમાં સક્રિય ભાગ લેવાની ના કહેતી હતી પણ જ્યારે તેન માબાપે તેનો પોતાની ઉપરનો હક્ક હોવાનું કહ્યું અને ગોકુળને જેલમાં મોકલવાનું જણાવ્યું ત્યારે તે ગુંચવાઈ ગઇ. ગોકુળનો અને તેનો મેળાપ, પિતા આગળથી ગોકુળના જવા બાદ થયો નહતો એટલે ગોકુળનો હવે શો ઈરાદો છે, એ તેના જાણવામાં નહતું, અને પોતે મ્હોંથી વિરોધ દાખવવા સિવાય બીજુ શું કરી શકે, એની તેને ખબર ન હતી. સગાંસંબંધીઓનું આવવું જવું અને ચોપાસ આનંદ ઉત્સવ જેવી ખુશાલીમાં જો તે એમજ એક વાત કહ્યા કરે કે: "ગોકુલ મારૂં સર્વસ્વ છે અને બીજા સૌ મારા ભાઈ-બાપ છે" તો કોઈની પણ દિલસોજી પોતે મેળવી શકશે નહી એમ તેને લાગ્યું. આને પરિણામે ગોદાવરીનો અંતઃકરણથી વિરોધ હોવા છતાં પણ તેને વાગ્દાન વિધિમાં ભાગ લેવો પડયો. સહવારના દશ વાગ્યાની અંદર એ સર્વ વિધિ આટોપી લેવામાં આવી અને ૧૨ બાગે ગોપાળરાયનું કુટુંબ રેલ્વે-ટ્રેનમાં ચઢી બેઠું.

ગોપાળરાયે આગ્રાની ટીકીટો લીધી. ગોપાળરાયનો પુત્ર નામે ગુણવંતરાય આગ્રા કોલેજમાં પ્રોફેસર હતો. તે એમ. એ. થયેલો હતો. ઘણા વખતથી તેમને તે લખ્યા કરતો હતો કે, આખાયે કુટુંબને લઈને બે ત્રણ મહિના આગ્રામાં ગાળી જાવ. પણ ગોપાળરાય તેને ત્યાં જઇ શકયા નહતા. હવે જ્યારે બહારગામ જવાની તેમને અચાનક ફરજ પડી ત્યારે તેઓ પોતાના પુત્રને ત્યાં જવા નીકળી પડયા. તેમણે ટ્રેન ઉપડતા પહેલાં પોતાના પુત્રને તાર કરી દીધો કે, અમે આવીએ છીએ.

ટ્રેનમાં આખીયે મુસાફરી દરમ્યાન માતા-પિતાએ પોતાના મ્હોંમાં એક મિનિટ પણ જીભ ખાલી રાખી નહીં અને ગોદાવરીને જેટલાં કહેવાય એવાં વચનબાણ મારીને પાણીછલ્લી કરી નાંખી.

એ નાની હસેતી સહૃદયા બાળાનું આવાં ઉગ્રપ્રકૃતિનાં માબાપ આગળ શું જોર ચાલે? કંઈક વાર તે બિચારી રડી દેતી અને મનમાં ને મનમાં અકળાતી કે, પોતે આવાં મા બાપને પેટ ક્યાંથી

જન્મી કે જેઓ પોતાની લાગણી સમજતાં નથી અને જેઓને પોતાની (ગોદાવરીની) પ્રતિજ્ઞાની પણ દરકાર નથી? એનું હૃદય રડતું હતું. એની આંખોમાંથી આંસુ પડતાં હતાં; એમ છતાં પણ એનું મન એજ પોતાના માનેલા પતિ તરફ–ગોકુલ તરફ–જ આકર્ષાએલું રહ્યું હતું. માતા–પિતા માંહોમાંહે ઘણીવાર વિદ્યાચતુરરાયના કુટુંબનાં વખાણ કરતાં, સુન્દરરાયની લાયકી અને વિદ્યાભ્યાસની પ્રશંસા કરતાં; પરંતુ ગોદાવરીને તે વાતો કડવી ઝેર જેવી લાગતી. એનું દિલ પોકારી ઉઠતું કે–એ સુન્દરરાય ચાહે તેવો હોય; પણ મારો 'ભાઇ' છે; છતાં એનું શું જોર? માતા–પિતાની મરજીથી કઇ સક્રિય રીતે વિરોધ દાખવવો, એની તેને ખબર નહતી. બિચારી આથી એક પણ વેણુ કાઢયા વિના જેમ એક ગાયને તેના માલેકો જ્યાં દોરવી જાય તેમ માતા–પિતાની સાથે મુસાફરીમાં પ્રવૃત્ત રહી.

મુસાફરી પૂરી થઇ અને આગ્રા સ્ટેશન આવી પહોંચ્યું. પ્રોફેસર ગુણવંતરાય સ્ટેશને આવેલો હતો. પ્રોફેસરનું વય આશરે ૩૫ વર્ષનું હતું. તેના હાથમાં તેનો બે વર્ષનો બાળક હતો અને તેની સાથે તેનો એક નોકર હતો. માતા–પિતા બહેનો સૌને જોઇને પ્રોફેસરે આનંદ પ્રદર્શિત કર્યો. એની માતાએ પુછ્યું: "કેમ, ઈન્દુમતી ન આવ્યાં?"

જમનાએ એ વખતે પ્રોફેસરના હાથમાંથી બાળકને લઇને રમાડવા માંડયો.

"મેં તમને લખેલું હતું ને કે?" મધૂરા અને મોહક અવાજે પ્રોફેસરે જવાબ દીધો: "એની તબિયત બિમાર ચાલે છે."

"હા. હા." ગોપાળરાયે ટાપશી પૂરી: "તારી મા તો ભૂલકણી જ છે. તું શહેરથી થોડાક ગાઉ દૂર આવેલા કોઈ બંગલામાં રહેવા ગયો છે એવું તેં લખ્યું હતું એ મને તો બરાબર યાદ છે."

"તમેયે કેવા છો?" તેની પત્નીએ તેને ટાંણો મારતાં કહ્યું: "હું ભૂલકણી ને તમે તો મોટા જબરદસ્ત યાદગિરીવાળા; ખરૂંને? મેં જ તમને આજથી આઠ દહાડા ઉપર તો કહ્યું હતું કે–હવે મારી ઈન્દુમતીની તબિયત સુધરતી જાય છે, એમ મારો ગુણવંત લખે છે તેથી મને નિરાંત થઇ. મેં તો તેની તબિયત બરાબર સુધરી ગઇ હશે, એમ ધારીને જ ગુણવંતને સવાલ કર્યો હતો."

પ્રોફેસર હસવા લાગ્યો અને બોલ્યો: "બા, તમારો ગરમ સ્વભાવ હજુએ સુધર્યો નથી કે?"

"એનાં ધુડકીયાં કદીએ મટવાનાં નથી!" ગોપાળરાયે ટીકા કરી અને બીજી ત્રીજી વાતો કરતાં સૌ સ્ટેશનમાંથી બહાર નીકળ્યાં અને ગાડીમાં બેસીને પ્રોફેસરને બંગલે ગયાં.

પ્રોફેસરની સ્ત્રી ઈન્દુમતી એક સુશિક્ષિત કુટુંબમાં જન્મી હતી. તે પોતે પણ કેળવાયલી હતી. એ જોડું પ્રેમાળ હતું. ઈન્દુમતીને બે વર્ષ ઉપર બાળકનો જન્મ થયા પછી તેની તબિયત બિમાર ચાલ્યા કરતી હતી. ડાકટરોની દવા કરવા છતાં તેને આરામ થયો નહતો; આથી તેને શહેરની ગીરદીમાંથી અને અશુદ્ધ હવામાંથી કોઇક શાન્ત, એકાન્ત અને શુદ્ધ હવા વાળી જગ્યાએ લઇ જવાની ડાકટરી સલાહને પરિણામે પ્રોફેસરે પોતાના એક શિષ્યના શ્રીમંત પિતાના બંગલામાં થોડાક વખતથી રહેવાનું રાખ્યું હતું. આ બંગલો આગ્રાથી લગભગ ૧૧ માઇલ દૂર આવેલો હતો. પ્રોફેસર ગુણવંતરાય આગ્રામાં એક લોકપ્રિય અધ્યાપક ગણાતો હતો. તેનો સ્વભાવ શાન્ત, મિલનસાર અને હસમુખો હતો. તેની વિદ્વતા અપાર હતી. જ્યારે તે શિષ્યોને ભણાવતો ત્યારે તેની આનંદી પ્રકૃતિને પરિણામે તેના વર્ગમાં શિષ્યો તોફાન કરતા નહી અને વાણીની નિર્મળ ધારાનું રસપાન કરતા. આગ્રામાં વસતી ગુજરાતી પ્રજાનું તે ગૌરવ ગણાતો અને ઘણા ગુજરાતીઓ ગુજરાતથી દૂર દૂર સ્થળે આવી વસેલા આ પ્રોફેસરને જોઇતી સર્વ પ્રકારની સહાયતા પ્રેમથી આપતા હતા. જે શ્રીમંતનો બંગલો પ્રોફેસરને રહેવા આપેલો હતો, તે એક સારો વેપારી હોવાથી બંગલાનું કાંઈ જ ભાડું લેતો નહતો. તે વેપારીને ત્યાં એક મોટર અને એક ઘોડાગાડી હતી. આમાંથી ઘોડાગાડી તેણે પ્રોફેસરને ઉપયોગમાં લેવા માટે આપી હતી.

પ્રોફેસરને ત્યાં તેનાં માતા પિતા બહેનો વગેરે આવ્યાં તેથી બંગલામાં રસકલ્લોલ થઇ રહ્યો. સૌ કોઈ તેના બાળકને રમાડે અને આનંદ પામે. બિમાર ઈન્દુમતીને પણ સૌના આવવાથી આનંદ થયો.

બે ત્રણ દિવસ વહી ગયા. આ દરમ્યાન ગુણવંતરાયે જોયું કે-માતા-પિતાનો પરસ્પર ચડભડાટ ચાલુ જ રહેલો છે. ઉપરાંત તેણે નિહાળ્યું કે-ગોદાવરીને તેની માતા ખૂબ છણુક છણુક કરે છે.

પ્રોફેસરને હિન્દુ માબાપોની કેટલીક કુટેવોની ખબર હતી. 'ચાલતા બળદને આર ખોસવા' જેવી હિન્દુ માબાપોની ટેવ હોય છે અને તેઓ પોતાનું સર્વોપરિપણું સંતાનોના મનપર ઠસાવવા માટે જાણી જોઇને ખોટી ધાકધમકી વાપરે છે, એવું પ્રોફેસરનું માનવું હતું. પોતાથી બની શકતી રીતે તે કલેશનું વાતાવરણ દૂર કરવા માટે મથતો અને ચડભડાટને ખુશમિજાજી વાતાવરણમાં પલટાવી

નાંખતો; પરંતુ ગોદાવરીના મુખપરથી ચિન્તાનાં વાદળ-દળ તેણે દૂર થયેલાં જોયાં નહીં. તે વિચારમાં હતો કે, આમ કેમ? એટલામાં એક સાયંકાલે એક નવીન ઘટના બની. તેને પરિણામે તેની આગળ બધી બાબતોનો ખુલાસો થઇ ગયો અને તેના સમજવામાં આવી ગયું કે-માતા પિતા બે બહેનોને લઇને ઓચિંતા આગ્રે કેમ આવ્યા છે?

સાયંકાલનો સમય હતો. ઈન્દુમતી બંગલામાં ખાટલાવશ પડી હતી. જમના તેની પાસે બેસીને એક પુસ્તક વાંચતી હતી. તેની માતા પણ તે સાંભળતી હતી. પ્રોફેસરને ત્યાં એક રસોઇઓ અને બે નોકરો હોવાથી તેની મા બહેનોને રસોઈની કે ઘરકામની જંજાળમાં અહીં આવ્યા પછી ગુંથાવું પડયું નહતું.

પ્રોફેસર અને તેનો પિતા ગોપાળરાય બંગલાના બગીચામાં ફરતા હતા અને વાતચીતમાં પ્રવૃત્ત થયા હતા. એ સમયે બંગલાની બહારથી એક સિસોટી સંભળાઇ. આ સિસોટીએ પુત્રની વાતોમાં કશો જ વિક્ષેપ નાંખ્યો નહીં તેમજ તેને તેની કાંઇ દરકાર રહી નહીં. એ સિસોટી વિષે તેને કશો ખ્યાલ પણ આવ્યો નહીં પરંતુ પિતાએ તે સાંભળીને ટીકા કરી: "ગુણવંત, આ શેની સિસોટી થઇ? જો, જો, કોઇ શંકા પડતો માણસ આટલામાં કયાંયે દેખાય છે?"

"અંહ. કશુંયે નથી, પિતાજી" પ્રોફેસરે કહ્યું: "આસપાસનાં ગામડાંઓના અહીંથી પસાર થતા ગામડીઆઓ માંહોમાંહે પોતાના સાથીદારો સાથે ગમ્મત કરતા હશે."

"હં. એમ કે?" આટલું કહીને ગોપાળરાય વાતોમાં પ્રવૃત્ત થયા.

વસ્તુતઃ આ સિસોટી એક યુવક તરફથી વગાડવામાં આવી હતી અને જેવી તે વાગી કે, પ્રોફેસરના બંગલામાંથી એક બારીએ એક બાળાએ દેખા દીધી. તે બાળાની દૃષ્ટિ સિસોટી વગાડનાર યુવક તરફ જતાં જ તેના મુખ ઉપર આશ્ચર્ય અને આનંદનાં ચિહ્નો દેખાયાં.

સિસોટી વગાડનાર યુવકે બારી બહાર લટકતી વૃક્ષવેલીઓને આધારે બારી તરફ ઉંચે ચઢવા માંડયું. બાળા, બંગલાની અંદર અને બહાર, આમ તેમ જરાક જરાકવારે ગભરાયલી દૃષ્ટિથી જોતી રહી. યુવક બારી ઉપર ચઢયો અને તેની કિનાર પર બહારના ભાગમાં પગ લટકતા રાખીને બેઠો. બાળા બારીની અંદરની કિનાર પર બેઠી.

આ બે કોણ છે ? એમની વાતચીત જ એમનો પરિચય આપશે. યુવકે બાળાનો હાથ પોતાના હાથમાં લીધો. બાળાએ કહ્યું: "ગોકુળ, તમે અહીં ?—"

યુવકે જવાબ દીધો: "ગોદાવરી, તારી ખાતર આકાશ કે પાતાળમાં જવું પડે તોયે હવે તો હું આવવાનો. મેં બધી વાત જાણી છે. તારી વિરૂદ્ધતા છતાંયે સુન્દરરાય સાથે તારૂં વાગ્દાન તારાં માબાપે કરી દીધું છે અને મને દૂર કરવા માટે પોતે તને અહીં લાવ્યાં છે. પણ જો, હું તો દૂર ન થયો. જે ટ્રેનમાં તમે સૌએ મુસાફરી કરી તેમાં હું ચઢી બેઠો હતો અને સ્ટેશન પર તારા વિદ્વાન ભાઇને તમને સૌને લેવા આવેલો જોઇને તમારૂં ઠેકાણું કયાં હશે એની કલ્પના કરી લીધી હતી. ત્રણ ચાર દિવસ મેં વીતવા દીધા અને હવે તારી મુલાકાતે આવ્યો છું. કહે, તને એ ગમ્યું ?"

"હૃદયને એ ગમે છે; પણ..."

"કશી ચિન્તા નહીં. મેં મુશ્કેલીઓ નિવારવાનો પૂર્ણ નિશ્ચય કર્યો છે. ગોદાવરી, ઈશ્વરે તો આપણું જ યુગલ નિર્મિત કર્યું છે-પછી ભલે, માનવીઓ તેમાં વિઘ્ન નાંખે—"

તે આગળ કાંઇક બોલવા જતો હતો એટલામાં નીચેથી અવાજ સંભળાયો: "લુચ્ચા ગોકુળ, તું અહીં આવ્યો છે કે ? નીચે ઉતર."

એ અવાજ ગોપાળરાયનો હતો. માસ્તરે નીચે જોયું તો, પ્રોફેસર અને ગોપાળરાય બારી નજદીકની જમીન ઉપર ઉભા હતા. ગોદાવરી તરતજ ત્યાંથી ઘરના અંદરના ભાગમાં જતી રહી અને ગોકુળ કૂદકો મારીને જમીન ઉપર આવ્યો. ગોપાળરાયે તેનો કાન ઝાલીને કહ્યું: "બદમાશ, ફરીથી તું મારી છોકરીને ફોસલાવવા આવ્યો કે ? સિસોટી વાગી ત્યારનો જ મને શક ઉપજ્યો હતો. તેને ખબર છે કે, ગોદાવરીને અન્ય સ્થળે વરાવી દેવામાં આવી છે ? તું ભૂલી ગયો કે, મેં તને ચોખ્ખો ઇન્કાર કરીને ફરીથી ગોદાવરીનું નામ નહીં લેવાની તાકીદ કરી હતી ? તેં ઠેઠ મુંબઇથી અહીં સુધી મુસાફરી કરી લાગે છે પણ એ મુસાફરી આજ તને ભારે પડી જાય એવું કર્યા વિના હું રહેનાર નથી. એક સગીર વિવાહિતા કન્યાને ફોસલાવવાના આરોપસર હું તને પોલિસને સ્વાધીન કરવા માગું છું." ગોપાળરાયે પ્રોફેસર તરફ જોઇને કહ્યું: "ગુણવંત, પોલિસને બોલાવવા માટે તારા એક નોકરને મોકલ. આ લફંગા જુવાનને આપણે પોલિસને સ્વાધીન કરીશું નહીં ત્યાંસુધી તે સખણો રહેશે નહી અને ગોદાવરીને સતાવ્યાજ કરશે."

ગોપાળરાયે ક્રોધમાં ને ક્રોધમાં પોતાને જેટલું કહેવાનું હતું તેટલું બધુંએ કહી દીધું ત્યાં સુધી માસ્તર કશું બોલ્યા વિના ચૂપ રહ્યો; અને પછી બોલ્યો: "મુરબ્બી શ્રી! મને પોલિસના તાબામાં સોંપવો હોય તો હું તૈયાર છું. આપ કહો છો કે એક કન્યાને ફોસલાવવાનો મેં ગુન્હો કર્યો છે. પણ ના, હું એમ માનું છું કે ઈશ્વરે મારા માટે જેને નિર્માણ કરી છે તેના અંતઃકરણના પવિત્ર અવાજને અનુકુળતા કરી આપવાના યત્નો હું કરી રહ્યો છું. ભલે, હું તેમાં ફના થઇ જાઉં–મને પરવા નથી."

પ્રોફેસર ગુણવંતરાય એના જવાબથી ચકિત થયો. તે ક્યારનો ઉભો ઉભો ગોકુળ સંબંધી વિચાર કરી રહ્યો હતો. પ્રોફેસર ગુણવંતરાય, માસ્તર ગોકુળભાઇને નાનપણથી સારી રીતે ઓળખતો હતો. ફક્ત પોતાના જ્ઞાતિબંધુ તરીકેજ નહીં ફક્ત એક ગ્રેજ્યુએટ અધ્યાપક તરીકેજ નહીં; પણ ગુજરાતી સાહિત્યક્ષેત્રમાં એક ઉગતા કવિરત્ન તરીકે તે ગોકુલભાઇને ઓળખતો હતો. ઘણાં ગુજરાતી માસિકોમાં અને સાપ્તાહિકોના ખાસ અંકોમાં "ગોકુલ"ના, ટૂંક નામથી ગોકુળભાઇની ભાવવાહી કવિતાઓ પ્રગટ થતી હતી. ઘણાં ચોપનીઆંમાં તેના સમાજ સુધારાને લગતા મનનીય લેખો પ્રકટ થતા હતા. પ્રોફેસર ગુણવંતરાય તે વાંચતો હતો. ગોકુલભાઇ માટે તેને માન હતું. ગોકુલભાઇનો મેલાપ જો કોઇ બીજા સંજોગમાં થયો હોત તો જરૂર સૌથી પ્રથમ પ્રોફેસરે ગોકુલભાઇની સાહિત્યસેવા માટે તેને અભિનન્દન જ આપ્યું હોત; પણ અત્યારે તેનો મેળાપ વિચિત્ર સંજોગમાં થયો હતો!

શાન્ત પ્રકૃતિના આ ધીર અને વિચારશીલ વિદ્વાન પ્રોફેસરે પોતાના પિતાને કહ્યું: "આપ શાન્ત થાઓ, પિતાજી. હું એ યુવક સાથે વાતચીત કરી સઘળી વ્યવસ્થા કરૂં છું."

પ્રોફેસર ગોકુલને એક બાજુએ પિતાથી જરાક દૂર લઇ ગયો અને પૂછવા લાગ્યો: "ગોકુલ, આ બધું શું ધાંધલ છે? તારા જેવો એક કવિ—"

"ગુણવંત ભાઈ," માસ્તર ગોકુલે કહ્યું: "આપ આ બધી પંચાતથી અણવાકેફ લાગો છો. શું આપને આપના પિતાએ આ સંબંધમાં કાંઇ કહ્યું નથી?"

"ના. તારા વિષે તેઓએ અત્યાર સુધીમાં મને કાંઇ જ કહ્યું નથી. હમણાં મેં તને ગોદાવરી સાથે બારીમાં જોયો અને પિતાએ તે પછી તને ધમકાવ્યો. તે ઉપરથી હું કલ્પી શકું છું કે–તું અને ગોદાવરી એક બીજાને ચ્હાતાં હશો."

"પ્રિય ભાઇ, વસ્તુતઃ તેમ જ છે. મારૂં અહિં આવવું શા માટે થયું છે? એટલાજ માટે કે—

પ્રિય વૃક્ષપર ફળ દેખી સુંદર કરથી ગૃહવા હું ગયો,
પવન સર સર આવી, તોડી, તે જ રે! લુંટી ગયો!
ભગ્નાશ હું દેખું બહુ વૃક્ષો, ફળો, પણ હાય રે!
પ્રિય વસ્તુ હું ભાળું ન ત્યાં-અપ્રિય શું સુખ આપશે?"

"ત્યારે તું" પ્રોફેસરે કહ્યું: "પ્રણય—વેદનાની વ્યાધિથી પીડાયલો જણાય છે. પણ ભાઇ, હવે તારો શો ઉપાય ચાલી શકશે? પિતાજીએ ફક્ત એટલીજ વાત મને કહી છે કે—ગોદાવરીનું વાગ્દાન વિદ્યા-ચતુરરાયના પુત્ર સુંદરરાય સાથે કર્યું છે."

"પણ તે ક્યારે?" માસ્તરે કહ્યું: "ગોદાવરીએ તમારા પિતાજીને મારા દેખતાં મોઢામોઢ કહી દીધું કે—ગોકુલ મારો પતિ છે અને જગતના અન્ય સૌ પુરુષો મારા ભાઇ-બાપ છે, તે પછી જ."

"એમ? ગોદાવરીએ એટલી બધી હિમ્મત બતાવી હતી?"

"હા" આમ કહીને ગોકુલે તમામ ઘટના કે જે અત્યાર સુધી ઘડાઈ ચૂકી હતી તેનું વર્ણન પ્રોફેસર આગળ કર્યું.

પ્રોફેસર વિચારતંદ્રામાં પડી ગયો. તેનું દિલ કહેવા લાગ્યું કે-આવો એક લાયક પતિ ગોદાવરીને મળે તો તે બિચારી કેવી સુખી થાય? જ્યાં પતિ પત્ની ઉભયેનાં મન દુધ અને સાકરની પેઠે એક થયાં હોય ત્યાં એમનો ગૃહસંસાર કેવો નન્દનવન સમો ચાલે! અંતઃકરણથી તો પ્રોફેસરે પોતાના પિતાનું કૃત્ય વેરથી ભરપૂર અને અતિ સંકુચિત હૃદયવાળું ગણ્યું. તેમજ માસ્તરને 'ગરીબ' કહીને પિતાએ જે વેણ કહ્યાં હતાં તે જાણીને તેનું દિલ દુઃખી થયું. શા માટે કોઇ ગરીબને પણ વિદ્યાસંપન્નને કોઇ સંપત્તિવાનની કન્યા મળવી ન જોઇએ? દરિદ્રતા દૂષણ નથી. દરિદ્રતા અપરાધ નથી. દૈવે કોઇને દ્રવ્યવાન તો કોઇને દરિદ્ર બનાવ્યાં, એમાં દેહધારીનો શો દોષ? આવા સહાનુભૂતિભરેલા વિચારોમાં પ્રોફેસર નિમગ્ન થઇ ગયો.

આ બેની વાતચીત લંબાઈ તેમજ તેઓ વચ્ચે કાંઇ ખળભળાટ કે ધાંટાધાંટ માલુમ નહીં પડતાં ઉલ્ટો પ્રોફેસર વિચારનિમગ્ન થઇ ગયો એવું દૂરથી જોઇને ગોપાળરાય તેઓ બન્ને તરફ ધસી આવ્યા અને પોતાના પુત્રને કહેવા લાગ્યા: "શું એક બાયડીની માફક વિચારમાં પડી ગયો છે? જા, તારા નોકરને પોલિસને બોલાવવા મોકલ."

પ્રોફેસરે પિતાના અવિચારી શબ્દો સાંભળી ઘડીભર કંટાળા-ભરેલી નજરે તેમની સામે જોયું; પણ પછી તરતજ પોતાનો

સ્વાભાવિક શાન્ત સ્વભાવ ધારણ કરીને તેણે કહ્યું: "હું ગુંચવાયો છું તેનું એકજ કારણ છે. આગ્રા અહીંથી લગભગ ૧૧ માઇલ દૂર છે. રાત્રિ થવાની તૈયારી છે. માણુસ જાય, ને આવે તે દરમ્યાન ઘણોક વખત વીતી જશે—"

"તો હું જ આ બદમાશને તારી ગાડીમાં નાંખીને પોલિસ-સ્ટેશને ઘસડી જાઉં."

"પણ કિયા આરોપસર અને કઇ સત્તાથી આપણે એને પકડી શકીએ?"

"કેવું મૂર્ખાઇભરેલું બોલે છે? આરોપ મારી પુત્રી ગોદાવરીને ફોસલાવવાનો અને વળી તારા બંગલામાં તે તારી પરવાનગી વિના દાખલ થયો એટલે ઘર-પ્રવેશનો."

પ્રોફેસરે ડોકું ધુણાવ્યું: "આપણને એ છાજતું નથી."

"એટલે? શું આ બદમાશને બધું છાજે છે?"

"પિતાજી, આપ અકળાયા વિના વાત કરો તો ઘણું સારૂં. આગ્રામાં મારી ખ્યાતિ કેવી છે, તેનો વિચાર કરો. આપણા વતનથી આપણે અહીં આપણી આબરૂ અદાલત સમક્ષ હલકી પાડવા આવ્યા નથી—આપણાં ઇજ્જત અને માનમાં વધારો કરવા આવ્યા છીએ. આ નજીવી બાબત માટે આપણે અદાલત સમક્ષ જઇએ? કદાપિ ઉદાર મન રાખીશું તો શું નુકશાન થવાનું છે?"

"નુકશાન? અરે, પૃથ્વી રસાતાળ થાય એટલું બધું નુકશાન થવાનો સંભવ છે. આ નાદાન જરૂર મારી ગોદાવરીને લઇને નાસી જવાનો અને બિચારીનો ભવ બગાડવાનો."

"વારૂ; તમે એની પાસેથી એવું વચન મેળવો કે-એ ગોદાવરીને લઇને નાસી નહીં જાય તો?"

"મારો એવો વિચાર નથી." ગોકુલે તરતજ ખુલાસો કરી દીધો.

પ્રોફેસરે કહ્યું: "સાંભળો, તે ગોદાવરીને નસાડવાનો ઇરાદો રાખતો નથી."

"પણ તેણે મારી મનાઇ છતાં અહીં પગ શા માટે મૂક્યો?"

"વહેતી નદીના ધોધને, મુરબ્બી, આપ નહીં ખાળી શકો" ગોકુલે જવાબ દીધો.

"સાંભળ" ગોપાળરાયે પોતાના પુત્રને કહ્યું: "એ ઉદ્ધતના શબ્દો સાંભળ. હું તો એને પોલિસને સ્વાધીન કરવા માગું જ છું. તું ગાડી જોડાવી આપવા માગે છે કે નહીં?"

"શ્રીમાન," માસ્તરનો પિત્તો ઉછળ્યો: "મગજમાં તોર રાખીને ક્યારના ગમે તેવી ગાળો શું સુણાવી રહ્યા છો? હદથી જ્યાદા એટલા બધા શબ્દો બોલવાનો તમને મુદ્દલે અધિકાર નથી"

"અધિકાર અને વગર અધિકારની વાતો મને શીખવનાર તું કોણ?" એમ કહીને ગોપાળરાય ગોકુળ તરફ મુક્કી ઉગામીને તેને મારવા ધસ્યા. પ્રોફેસર એકદમ વચ્ચે પડયો અને પિતાને રોકતો બોલ્યો: "પિતાજી, આપ મિજાજ ખોઇ નાંખો છો એ ઠીક નથી. પોલિસ કને આપ તેને ગુન્હેગાર તરીકે લઇ જવા માગો છો, પણ તેને મારીને તો આપ જ ગુન્હામાં આવો છો એ ભૂલી જાઓ છો!"

"પ્રોફેસર સાહેબ," ગોકુળે કહ્યું: "શું કરવા એમને રોકો છો? શ્રીમંતાઇના તોરમાં ગરીબોને મારવાનો એમને હક્ક છે! ભલે મને તેઓ મારે! હું પોલિસને એમ નહીં કહું કે–મને તેમણે માર્યો છે:! કારણ કે, મારા શરીરપરનો એમનો એકે એક ફટકો ગરીબોના બેલી અને સાચના પક્ષપાતી શ્રી પરમાત્માએ નિર્માણ કરેલા એક યુગલ ઉપરનો ફટકો છે. એનું પરિણામ અવશ્ય એ જોડી અખંડ અને અવિચ્છિન્ન રહેવામાં જ આવશે."

"તમે બન્ને કૃપા કરીને શાન્ત થાઓ તો ઘણું સારૂં" પ્રોફેસરે કહ્યું: "પિતાજી, આજના ધાંધલનો એકજ તોડ મને સુઝે છે. તે એ કે ગોકુળને ચેતવણી આપીને અહીંથી વિદાય કરવો. એ ચેતવણી છેલ્લીજ ગણાશે. જો હવે પછી તે અહીં મારા કે તમારા જોવામાં આવશે તો આપણે તેને પોલિસને સ્વાધીન કરી દઇશું." પ્રોફેસરે ગોકુળ તરફ વળીને કહ્યું: "જાઓ, મિ. ગોકુળભાઇ, મારી બ્હેનનું વાગ્દાન અન્ય સ્થળે થઇ ગયું છે; એટલે દુનિઆની નજરે તમે એની પાસે આવો, એ અનિચ્છનીય છે. ફરીથી આવો યત્ન કરશો નહીં અને નિરર્થક મારા પિતાના ઉદ્વેગમાં વધારો કરશો નહીં." ગોકુળ એક પણ શબ્દ બોલ્યા વિના ત્યાંથી જતો રહ્યો. જતાં જતાં તેણે અંતઃકરણમાં એ નોંધ લીધી કે–મારા કારણમાં સહાનુભૂતિ ધરાવનારાઓમાં આજે એકનો ઉમેરો કરતો જાઉં છું. પ્રોફેસરે તેને મૃદુ અને સંભાળભર્યા શબ્દોમાં આપેલી ચેતવણી તેની સાબિતી રૂપ હતી. ગોકુળે જતાં જતાં પોતાના અંતઃકરણમાં એ પણ નોંધ્યું કે–ગોદાવરીનો હજીયે પોતાના તરફ પ્રેમ છે, તેથી નિરાશ થવા જેવું નથી. અત્યારે ભલે અંધકાર છવાયલો દીસે છે. પણ ભવિષ્યમાં ઉજાસ થવોજ જોઇએ. કોઇ નવી યુક્તિ શોધવાનું તે નક્કી કરતો ગયો.

ગોપાળરાયે તેને મારવા જવામાં પોતેજ ગુન્હેગાર ઠરતા હોવાનું જાણ્યું ત્યારથી ઠંડાગાર બની ગયા હતા. પુત્રે ઇજ્જતઆબરૂ વગેરે સંબંધી જે કાંઇ કહ્યું હતું તે પણ તેમને વિચારના ખોરાકરૂપ થઇ પડયું હતું. તેથી ગોકુળ વિદાય થયો એટલે જ્યાં પુત્રે ઘરમાં જવા માંડયું કે તરતજ તેઓ પોતે પણ વિચાર–મનસ્ક દશામાં તેની પાછળ ઘરમાં ગયા.

---

## પ્રકરણ ૨૧ મું.

---

### મૂંગી બાળાની પિછાન.

I would that my tongue could utter;
The thoughts that arise in me.

—Tennyson.

પ્રો. ગુણવંતરાયે પોતાની બ્હેન ગોદાવરીને પોતાની પાસે બોલાવી અને તેને માસ્તર ગોકુલ સંબંધી પ્રશ્નો કર્યા. તેના જે જવાબો ગોદાવરીએ આપ્યા, તે ઉપરથી પ્રોફેસરને ખાત્રી થઇ કે, તેની બ્હેન મક્કમ છે.

પાશ્ચાત્ય સંસ્કૃતિનો આ એક જબરો પ્રભાવ છે કે જ્યારે તેના સંસર્ગમાં આવેલો એક યુવક, એક યુવતીના અંતઃકરણનો અવાજ જાણે છે ત્યારે તે તેનો પક્ષપાતી બની જાય છે. વ્યક્તિસ્વાતંત્ર્યનો હક્ક પ્રત્યેક જણને છે એવું સમજી તેના હક્કની આડે આવવું તેને પસંદ પડતું નથી. પ્રો. ગુણવંતરાયે ગોદાવરીના મુખથી એ મક્કમ શબ્દો સાંભળ્યા કે: " મેં તો આખાયે જગતના પુરૂષ વર્ગને–ફક્ત ગોકુલ સિવાય–ભાઈ–બાપ સમાન ગણ્યો છે. ગોકુલ જ મારો હૃદયનાથ છે અને એના સિવાય અન્ય કોઇને વરવા કરતાં હું મોત બહેતર ગણું છું. પિતાજી કહે છે કે હું ૧૫ વર્ષની છું એટલે સગીર છું. ૧૬ વર્ષે હું પુખ્ત ઉંમરની થઇશ. મને એક વર્ષનો તે તફાવત નજીવો લાગે છે. હું કાંઇ તે દરમ્યાન અન્યની ચાહના આ ભવે તો નથીજ કરવાની–ઉલ્ટું, મારા વિચારો ગોકુલ તરફ દ્રઢતર બનશે. સુંદરરાય સાથે મારૂં વેવિશાળ પિતાજીએ કેવળ મારા પર જુલ્મ ગુજારીને અને મારી અનિચ્છાએ કર્યું છે. મેં તો એ વેવિશાળ પહેલાં તેને 'ભાઇ' કહ્યો અને હવે પણ 'ભાઇ' કહું છું. માતા પિતા જો મને ફરજ પાડશે તો આત્મહત્યા સિવાય બીજો માર્ગ હું નહીં લઉં."

આ શબ્દો પ્રોફેસરને માટે પૂરતા હતા. ગોકુલમાં પ્રોફેસરને કાંઇ દૂષણ ભાસ્યું ન હતું તેણે ઇચ્છયું કે, પિતાએ આ એની જોડી તોડતા પહેલાં અને સુન્દરરાય સાથે પોતાની બહેનનું વેવિશાળ કરતા પહેલાં પોતાને પૂછ્યું હોત તો ઘણું સારૂં થાત.

"બહેન" તે બોલ્યો: "તારા પ્રત્યે મારી દિલસોજી છે. જો તારા આ વિચારો હું પહેલેથી જાણતો હોત તો ઘણું સારૂં થાત. પિતાજીએ મારો સ્હેજ અભિપ્રાય પૂછ્યો હોત તોપણ ઘણું સારૂં થાત."

"ભાઇ" ગોદાવરીએ જવાબ દીધો: "હું હિંદુ સંસારની પ્રકૃતિ સંબંધમાં તમારા જેટલું જાણતી નથી પરંતુ ગોકુલના સંસર્ગમાં આવવાથી હું એટલું તો જાણી શકી છું કે હિંદુ માબાપો એટલે રૂશીઆના રાજ્યના ઝાર અથવા તો રોમના નિર્દય નિરો! એમનાં અંતઃકરણની કઠોરતા પારાવાર હોય છે. સંતાનોનાં હૃદય બળીને ખાખ થઇ જતાં હોય, સંતાનોની આશાઓ છુંદાઇ ચુરો થઈ જતી હોય તોપણ હિંદુ માબાપો નિર્દયપણે પોતાનું ધાર્યું કરે છે, અને જાણે પોતાનાં કુટુંબીઓ ગમે તેટલા ભણેલાં ગણેલાં કે સમજુ હોય, જગતમાં યશ અને માન મેળવીને મોટાં ગણાતાં રહ્યાં હોય તોપણ, તેમને મન તેઓનો હિસાબ હોતો નથી. તેઓ તો ફક્ત પોતેજ મોટી વયને લીધે પૂરાં સમજુ અને અનુભવી છે, એમ ગણીને તેમનાં સંતોનોના અભિપ્રાયની કશી દરકાર કરતાં નથી. ભાઇ, તમને પિતાજીએ પૂછાવ્યું હોત તો કેટલું સારૂં થાત! પણ શેના પૂછાવે? એમના મગજમાં ફાંકો છે કે પોતે મહાજ્ઞાની અને અનુભવી છે! દીકરો પ્રોફેસર છે; એમ. એ. થયેલો છે, તેમાં શું થઇ ગયું? આથીજ તેમણે તમને પુછાવ્યું નથી."

"માતાપિતાને દોષ દેવો એ આપણા તેમના પ્રત્યેના ધર્મથી વિચલિત થવા બરોબર છે." પ્રોફેસરે કહ્યું: "ગોદાવરી, તારા વિચારો સાથે જો કે હું સંમત થાઉં છું, તોપણ પિતાજીનો વાંક કાઢવા આપણે તત્પર થવું જરૂરી નથી. જુના જમાનાની લાંબા વખતથી ચાલતી આવેલી પ્રણાલિ :અનુસાર તેઓ વર્ત્યા છે અને હજીયે ગોકુલ ઉપર એમને ક્રોધ છે એવું મેં જોયું છે. હું એમને સમજાવવા કોશીષ કરીશ. દરમ્યાન તારે કોઇ જાતનું સાહસ કરવું નહીં, એવું વચન હું તારી પાસેથી માગી લઉં છું. તને મુંઝવણ થાય તો મારી સલાહ લેજે; તારી ભાભીની સલાહ લેજે; પણ મનસ્વીપણે ઉતાવળું પગલું ભરીશ નહીં."

ગોદાવરીએ પોતાના માડીજાયાને તેના કહેવા મુજબ વચન આપ્યું અને ભાઇ બ્હેન છૂટાં પડયાં.

બેચાર દિવસ વહી ગયા. એ દરમ્યાન ગોકુલ શું કરી રહ્યો હતો ? તે કોઇક એવી યુક્તિ શોધી રહ્યો હતો કે, ગોદાવરી સાથે નાસી જવું પડે નહી અને તેના પિતા દબાઇ જઇને પોતાની સાથેના લગ્નની મંજુરી આપે એવું કાંઇક કરવું તે સાંજ સલવાર પ્રોફેસરના બંગલાની આસપાસ આંટો મારી આવતો અને પછી યુક્તિ શોધવા માટે એકાન્ત જંગલમાં ભ્રમણ કરતો રહેતો. આખરે એક દિવસે પ્રાતઃકાળમાં તે દૂર દૂર એકાન્તમાં યમુના નદિના કિનારા પર ભમતાં એક યુકિત શોધી શકયો. તેણે ઠરાવ્યું કે, મારે સુન્દરરાય પાસે જવું અને તેને પોતાના તથા ગોદાવરીના પ્રેમની બધી હકીકત કહી દેવી. જરૂર પડે તો તેને આગ્રે લાવવો અને ગોદાવરી રૂબરૂ મેળવીને ગોદાવરીના મુખથી તેને ખાત્રી કરાવવી કે, લગ્ન કોઈ પણ સંજોગમાં નહીં થવા દેવા ગોદાવરી મક્કમ છે તે સુન્દરરાયને 'ભાઇ' તરીકે ગણે છે અને જો તેને ફરજ પાડવામાં પાડવામાં આવશે તો તે આત્મહત્યાનો માર્ગ લેશે.

ગોકુળ આ નિરધાર અમલમાં મૂકવા માટે મુંબઇ તરફ ઉપડી જતા પહેલાં ગોદાવરીને ખબર આપવા માટે પ્રોફેસરના બંગલા તરફ જવા લ.ગ્યો.

બંગલાથી તે ઘણે દૂર હતો. જ્યાં તે ફરતો હતો ત્યાં કેટલાંક ઝુંપડાં આવેલાં હતાં. એ ઝુંપડાંમાંના કેટલાંક છૂટાંછવાયાં તો કેટલાંક પાસે પાસે હતાં. કેટલાંક ઝુપડાં સરાંટીઓ ખપાટીઆં વગેરેનાં હતાં; તો કેટલાંક માટીનાં હતાં. એમાં પણ કોઈ કોઇ ઇંટોનાં ચણેલાં નાનાં નાનાં ઘર પણ હતાં. પોતે ફરતો ફરતો એકાદ ગામડા પાસે આવી લાગ્યો છે એમ તેને લાગ્યું. જે રસ્તેથી તે ત્યાં આવ્યાં હતો તે રસ્તેથી તે પાછો ફરીને પ્રોફેસરના બંગલા તરફ જતો હતો, તેવામાં બે સ્ત્રીઓ એક ખેતરમાંથી નીકળીને તેને સામી મળી. એમાંની એક જુવાન હતી અને એક વૃદ્ધ હતી. તેનું ધ્યાન તેઓ તરફ કદાચ પડયું નહોત પણ તેમાંની જે જુવાન હતી તે એકાએક બેસી પડી અને "આ આ આ" એમ બૂમ મારતી પોતાના પગને ઝાલી રહી, તેથી ગોકુલે તેના તરફ જોયું. તેની સાથેની વૃદ્ધ સ્ત્રી તે જુવાન સ્ત્રી પાસે બેસી ગઇ અને તેનો પગ તપાસવા લાગી. ગોકુલની નજર જ્યાં તે જુવાન સ્ત્રી પર પડી કે તરતજ તે ચોંકયો !

તે બન્ને સ્ત્રીઓની નજદીક તે ગયો. જુવાન સ્ત્રીના પગમાં કાંટો ભોંકાયો હતો. વૃદ્ધ સ્ત્રી તે કાઢવા મથતી હતી. કાંટો ભોંકા-

વાથી તે જુવાન સ્ત્રીના પગમાં લોહી નીકળ્યું હતું. ગોકુલે વૃદ્ધ સ્ત્રીને કાંટો કાઢવામાં મદદ કરવા કહ્યું એટલે તેણે ધુરકીયું કરીને જવાબ દીધો: 'જા, જા, હવે! તારા જેવા તો બહુયે મદદ કરનારા જોયા' ગોકુલને આ સાંભળીને આશ્ચર્ય થયું. એ દરમ્યાન જે યુવતીને કાંટો વાગ્યો હતો તે તેના તરફ જોઇ રહી. જેમ જેમ ગોકુલે તેને જોઇ તેમ તેમ તે વધુ ને વધુ આશ્ચર્યચકિત થતો ગયો અને આખરે અમુક નિર્ણય કરીને તેણે તેને ઉદ્દેશીને કહ્યું: "જમના બહેન, તમે તમે અહીં ક્યાંથી?" તે જ્યાં એવું બોલ્યો તે વખતેજ વૃદ્ધ સ્ત્રીએ તેના પગમાંનો કાંટો કાઢી નાંખ્યો હતો અને તેને સ્વસ્થતા થઇ હતી પણ ગોકુલે તે યુવતીને પ્રશ્ન કર્યો તે સાંભળીને ડોશીએ પોતાના હાથમાં એક લોટો હતો તે ગોકુલ તરફ ઉગામીને કહ્યું: "પીટયા! અહીંથી જાય છે કે નહીં? નહીં તો આ લોટો છૂટો મારીશ."

"પણ બાઈ; ગુસ્સે શું કરવા થાઓ છો? તે મારી ઓળખીતી છે કે નહીં એ તેનેજ પૂછી જુઓને?" ગોકુલે ડોશીને સમજાવવા માંડી.

"એને શું પૂછે? એ તો મૂંગી છે! તારા જેવા તો કંઇક પાજી અહીં આવી ગયા! કોઇ એને દીકરી કહે અને કોઇ બહેન કહે! એવાઓ પર હું વિશ્વાસ મૂકુંજ નહિને! ચાલ, છોડી, આપણે જતાં રહીએ."

આમ કહીને ડોશી તે જુવાન બાળાનો હાથ ઝાલીને તેને લગભગ ઘસડીને પોતાની સાથે લઇ ગઇ.

ગોકુલ વિચારમાં પડી ગયો કે, આમ કેમ? આ બાળા ગોદાવરીની બહેન જમના જેવીજ લાગે છે અને તે અહીં ક્યાંથી? વળી તે મૂંગી છે એમ આ ડોશી કહે છે એ શું? તે મૂંગી હોય એ તેને સંભવિત લાગ્યું કેમકે જ્યારે તેને કાંટો વાગવાથી દુઃખ થતાં તે બેસી પડી ત્યારે "ઓ મા રે!" અથવા "ઓ બાપ રે!" એવા દુઃખપ્રસંગના સહજ ઉદ્ગારો તેના મ્હોમાંથી નીકળ્યા નહતા પણ 'આ આ આ' એમ તેણે કહ્યું હતું અને ડોશી સાથે સવાલ જવાબ થયા તે દરમ્યાન તેણે એક પણ હરફ પોતાના મ્હોંમાંથી નહીં કાઢતાં ફક્ત બબુચકની માફક પોતાના તરફ તથા ડોશીની તરફ જોયા કર્યું હતું. મતલબ તે મૂંગી હોઇ શકે. પણ તેનું મ્હોં તો ચોક્કસ ગોદાવરીની બહેન જેવું હતું. અને જો તે જમનાજ હોય તો અહીં કેવી રીતે આવે?

ગોકુલે ડોશીના તમામ ઉદ્ગારો ઉપર મનન કરવા માંડયું અને તેમ કરતાં તેણે એ બે જણ જતાં હતાં તે તરફ પોતાની નજર

રાખી. તે બન્નેને તેણે એક ઝુંપડીમાં પેસતાં જોયાં. ગોકુલને કાંઈ સમજ પડી નહી. " કદાચ તે જમના ન પણ હોય ! " તે ગણ‌ગણ્યો: " દુનીયામાં એક સરખાં મ્હોંવાળાં ઘણાંએ હોય છે તે મુજબ આ ગામડીઅણ પણ જમના જેવી હોય એ સંભવિત છે " વળી તેને વિચાર આવ્યો: ' પણ તે જમના ન હોય એમ પણ કેવી રીતે કહી શકાય ? બનવા જોગ છે કે, તે કદાચ આ કોઇ બદમાશ ગામડીઅણના હાથમાં સપડાઈ ગઇ હોય અને તેથી મૂંગી હોવાનો ઢોંગ કરીને કોઈ ત્રાહિતની મદદની રાહ જોતી હોય. "

કંઇકવાર સુધી ગોકુલે આ ગડભાંગમાં વખત પસાર કર્યો પણ તે નક્કી નિર્ણય કરી શકયો નહીં કે, તે જમના જ છે. દિવસનો પ્રહર ચઢયો જતો હતો. " વખત વખતનું કામ કરે છે. અને હું અહી એક બાળાને જોઇને નકામો ગડભાંગ કરી રહ્યો છું ! ગમે તે હશે એની ચિન્તામાં મારે શા માટે મારૂં કામ ચૂકવું ? " આમ નક્કી કરીને તે પ્રોફેસરના બંગલા તરફને રસ્તે ચાલ્યો. ધમપાણો અને પોતાનાજ વિચારોમાં ગ્રસ્ત થયેલો આ અધ્યાપક ધીમેધીમે જ્યારે પ્રોફેસરના બંગલા આગળ આવ્યો ત્યારે એ બંગલામાં સુન્સાન જેવું જોઇને તેને શંકા ઉપજી કે-શું બધાં અહીંથી ચાલી ગયાં હશે ? તેણે પોતાના રિવાજ મુજબ ' સિટી ' મારવી કે નહીં એ વિષે વિચાર કરી જોયો. એકવાર ' સિટી ' એ ગોદાવરીના પિતાને શંકાખોર બનાવ્યો હતો અને ગોદાવરી સાથે પોતાને નિશ્ચિંત મને પૂરી વાતચીત થઇ શકી નહતી. એ અનુભવ ધ્યાનમાં લઇને ગોકુલે એક નવી યુક્તિ અમલમાં મૂકી. તેણે બંગલાના છાપરા પર કાંકરીઓ નાંખવા માંડી. થોડી થોડી વારે ત્રણચાર કાંકરીઓ નાંખી એટલામાં બારીમાં ગોદાવરીનું ચંદ્ર-મુખ દેખાયું. ગોદાવરીએ નાકે આંગળી અરકાડી અને હાથથી જતા રહેવા ઇશારત કરી. સારૂં થયું કે, માસ્તર તેજ વખતે એક ઝાડની આડમાં છુપાઇ ગયો, કેમકે તરતજ તે બારીમાં ગોપાળરાયે દેખા દીધી, અને પિતાપુત્રી વાર્તાલાપ કરવા લાગ્યાં. બે ત્રણ મિનિટ પછી તેઓ ઘરની અંદર પાછાં જતાં રહ્યાં.

આશરે એક કલાક વહી ગયો. એટલે ગોદાવરી ઘરની બહાર આવી. ઝાડને ઓથેથી માસ્તરે દૂર થઇને તેને પોતાની પાસે બોલાવી. તે તેનો હાથ ખેંચીને બંગલાથી દૂર લઇ ગઈ. માસ્તર વિચારમાં પડયો કે: " આમ કેમ ? શું તેણે આજે મારી સાથે નાસી જવાનો નિર્ણય કર્યો છે ? "

લગભગ દોડતી હોય એવી રીતે ગોદાવરી માસ્તરને ખેંચી જતી હતી. એક ખેતર જ્યાં કોઇની અવરજવર નહતી ત્યાં જઇને

ગોદાવરી બેસી પડી. ગોકુલે પૂછ્યું: "શું છે? કંઇ માઠો બનાવ બન્યો છે કે શું?"

ગોદાવરી એકદમ રડી પડી. તેણે પોતાના બન્ને હાથથી પોતાનું મ્હોં ઢાંક્યું. ગોકુલને એવી શંકા ઉપજી કે-ચોક્કસ ગોપાલરાયે સુન્દર સાથે ગોદાવરીનું લગ્ન ઘણુંજ નજદીકના દિવસે કરી નાંખવા ઠરાવ્યું હશે તેથી તે મુંઝાઇ ગઇ છે. તેણે પૂછ્યું: "શું તારૂં લગ્ન કરવાનું ઠર્યું છે?"

ગોદાવરીએ ડોકું ધુણાવી ના પાડી અને રડતાં રડતાં કહ્યું: "માસ્તર! મારી બહેન જમના અને ભાઇનો બાબુ ક્યાંક ગુમ થયાં છે—"

"હેં?! ક્યારે?"

"તમે જે દિવસે મને મળવા આવ્યા તેને બીજે દિવસે સાંજે સખ્તના તોફાન વાવાઝોડા સાથે વરસાદ તુટી પડયો હતો ત્યાર પછી બહેન અને બાબુનો પત્તો નથી. બહેન બાબુને રમાડતી રમાડતી તે સાંજે બહાર લઇ ગઇ હતી. બાબુ તેની પાસેજ હતો."

ગોકુળને એકદમ જંગલમાંના ઝુંપડાનો આજ સહવારનો પ્રસંગ યાદ આવ્યો. તેણે જમના જેવી કોઇ બાળાને એક ડોકરી સાથે જોઇ હતી; પણ તેની સાથે પ્રો. ગુણવંતરાયનો પુત્ર નહતો અને તે બાળા તો મૂંગી હતી!

"તમે તપાસ કરાવી?" ગોકુલે પૂછ્યું.

"હા. ભાઇ અને પિતાજી રોજ આગ્રે જઇને પોલીસનાં માણસો સાથે તપાસ ચલાવે છે. આખા આગ્રા શહેરમાં દાંડી પીટાવરાવી. પોલિસોએ લુચ્ચા લફંગાઓનાં ઘર તપાસ્યાં; પણ કોઇ સ્થળે હજી સુધી પત્તો મળ્યો નથી. ભાઇ સહવારના પાછા આજે આગ્રે ગયા છે અને હજી સુધી આવ્યા નથી. મારી ભાભી આખો દિવસ રોયા કરે છે. મારા પિતાજીનો મારા ઉપરનો ગુસ્સો જતો રહ્યો છે અને ગરીબ ઘેટા જેવા થઇ જઇને તે બિચારા પણ નિસાસાઓ ઉપર નિસાસાઓ મૂક્યા કરે છે. માસ્તર, ઓ માસ્તર! મારી બહેન ક્યાં હશે? અને બાબુ? એ તો ભૂલ્યો ભૂલાતો નથી! કેવો હસતો રમતો ફુલ જેવો બાળક?"

"તમારી બધાંની તપાસ અધૂરી છે" ગોકુળે કહ્યું: "એક ચોક્કસ સ્થળે જમના હોવાનો મને વહેમ છે—"

"હેં? એ ક્યાં છે, તે તમે જાણો છો?"

"એ તેજ છે એવી મને ખાત્રી થતી નથી પણ જો તું મદદ કરે તો એ ખાત્રી થાય."

"તમે શું કહો છો એ હું નથી સમજી શકતી. માસ્તર, શું મારી બહેન ક્યાંક ભૂલી પડી છે? આટલા બધા દિવસ તે બિચારીનું શું થયું હશે! અને પેલો નાનોકડો બાબુ બિચારો અમારા બધાંના વિના કોની સાથે રમ્યો હશે!"

ગોકુલે સહવારની પોતાની વીતકની વાત, ડોશીના ગુસ્સાભર્યા શબ્દો, જુવાન બાળાની મૂકસ્થિતિ, અને બાળકની ગેરહાજરી વગેરે ગોદાવરીને કહીને સૂચના કરી: "જો તું મારી સાથે આવે તો આપણે બન્ને તે જગ્યાએ જઇએ; તે બાળાને મળીએ અને તે ખરેખર જમના છે કે કેમ તેની તજવીજ કરીએ."

ગોદાવરીએ પોતાનાં આંસુ લુછી નાંખ્યાં. તે ઉભી થઇ ગઇ અને બોલી: "ચાલો એ મારી બહેન હશે તો જરૂર હું તેને ઓળખીશ."

બન્ને જણ પગપાળાં ગામડા તરફ જવા લાગ્યાં. રસ્તામાં ગોકુલને આ બાબતમાં વધુ વિચાર કરતાં આનંદની કંઇક ઉર્મિઓ ઉઠી. તેને એમ લાગ્યું કે: "જો ખરેખર તે જમના જ હશે તો તેને તેનાં માતાપિતા સમક્ષ પાછી લાવી આપવાના મૂળ કારણરૂપ હું થઇશ; તેથી મારા ઉપરનો ગોપાળરાયનો તમામ રોષ ઉતરી જશે અને તેઓ મારી માગણી કબૂલ કરીને મને ગોદાવરી સાથે પરણાવવા મંજુરી આપશે."

આ વિચાર તેણે ગોદાવરીને જાહેર કર્યો. ગોદાવરીની આંખમાં તેથી અજબ ચમકાર દેખાયો: "હાશ, એ મારી બહેનજ હોય તો મને પોતાને પણ કેવો સરસ લાભ થશે!" એમ કહીને તે સ્ફુર્તિથી અને ઉતાવળી ચાલવા લાગી.

તેઓ બન્ને તે ગામડા આગળ આવી પહોંચ્યાં ત્યારે ગોકુળે ડોશી સાથેનો પોતાનો સંવાદ ધ્યાનમાં લઇને વિચાર કર્યો કે, એકદમ તેની આગળ જાહેર થઇને જમનાની માગણી કરવાથી, ડોશીએ કહ્યું હતું તેમ, તે, ગામના લોકોને બોલાવીને નાહક કોલાહલ મચાવી મૂકે, એ સંભવિત છે. એથી જમના હાથ આવે નહીં અને તેને પોતાની મારફત મેળવવાનો યશ ખાટી જવાને બદલે પોલિસની મદદથી મેળવવી પડે. આથી કોઈ ચાલાકી કરીનેજ જમનાને ઝુંપડી બહાર લાવવી જોઇએ.

જે ઝુંપડામાં સહવારે તેણે ડોશીને જતાં જોઇ હતી તેના તરફ આંગળી ચીંધીને માસ્તરે ગોદાવરીને કહ્યું: "એ બાળા આ ઝુંપડામાં છે. તું પ્રથમ જોઇ આવ કે, તેમાં કોણ કોણ છે? કોઇને પણ તારા આવવાની ખબર પડે નહીં એવી સાવચેતીથી જજે. કારણ કે, ડોશી ખરાબ સ્વભાવની છે એ મેં તને કહ્યું છે."

ગોકુલ ઝુંપડાથી જરાક દૂર ઉભો રહ્યો અને ગોદાવરી ઝુંપડામાં ગઈ. તે ઝુંપડાની આસપાસ સદ્‌ભાગ્યે કોઈ માણસનો અવરજવર ન હતો. માસ્તર આશરે બે ક્ષણ થોભ્યો હશે ત્યાં તો ગોદાવરી અને પેલી બાળા બન્ને જણ બહાર આવી પહોંચ્યાં.

"માસ્તર" ગોદાવરી બોલીઃ "નક્કી, આ મારી બ્હેન જમના છે. પણ તમે કહો છો તેમ મૂગી છે! હું ઝુંપડીમાં ગઇ ત્યારે ત્યાં તે બેઠેલી હતી અને એક પથારીમાં કોઇક માણસ સુતો હતો. મને જોઇને જમના તરતજ મને ભેટી પડી અને પોતાના મ્હોં તરફ આંગળી કરીને ડોકું ધુણાવતી અને હાથથી નકારનો ઇશારો કરતી રડવા લાગી. મેં તેને પૂછ્યું: "બ્હેન, શું તું ખરેજ મૂંગી છું?" તેણે હા પાડી. મેં બાપુની પૂછપરછ કરી; એટલે તો તે ખૂબ જ રડવા લાગી અને હાથ પહોળા કરીને તે હલાવતી આકાશ તરફ ઉંચા કરવા લાગી. મને કશી સમજ પડી નહીં એટલે એને તમારી પાસે લાવી છું."

માસ્તરે કહ્યું: "એ ઇશારાઓ મને કોઇક કુશંકા ઉપજાવે છે. એનો અર્થ હું મારા મનમાં કલ્પી શકું છું પણ અત્યારે એ સમજાવવાની જરૂર નથી. હાલ તુર્ત આપણે સૌથી પહેલું કામ કરવાનું છે તે એજ કે—અહીં હવે એક પળ પણ ઉભા રહેવું નહીં. ડોશી ઝુંપડામાંથી કાંઇક કામસર બહાર ગઇ હોવી જોઇએ. જો તે કદાચ હમણાંજ પાછી ફરશે તો આપણો અર્થ સધાશે નહીં. માટે કોઇ જાતની વાતચીત કર્યા વિના બસ એકદમ ઘર તરફ આપણે દોટ મૂકીએ."

ગોદાવરીએ આ વિચાર પસંદ કર્યો અને તે ત્રણે જણે દોડવા જ માંડયું. તેઓ આશરે ૦ માઇલ દોડયાં હશે એટલામાં સામેથી એક ઘોડાગાડી આવતી જણાઇ.

"એ ભાઇની ગાડી છે" ગોદાવરી બોલી ઉઠી.

તેઓ ત્રણે થોભી ગયાં. ગાડી નજદીક આવી. ખરેજ, તેમાં પ્રોફેસર બેઠેલો હતો. તેણે તેઓને ત્રણેને ગાડીમાં બેસાડયાં અને પૂછ્યું: "મારો બાપુ કયાં છે?" અને એ પ્રશ્ન થતાં જ મૂગી બાળાનું રૂદન શરૂ થયું. એ પોતાના વાળ પીંખવા લાગી. મ્હોં પર અત્યંત કરૂણાના ભાવ લાવીને આંસુભરી દયાર્દ્ર બનાવીને પોતાના કોમળ કર પોતાની છાતીએ પીટવા લાગી અને ઉંચે આકાશ તરફ આંગળીઓ કરવા લાગી.

ગોદાવરીથી આ દશ્ય જોઇ શકાયું નહીં. તે પણ રડવા લાગી. "આમ કેમ? ગોકુલ, આ બધું શું છે?" પ્રોફેસરે પૂછ્યું.

ગોકુલે કહ્યું: "મોટી મુંઝવણુ એ છે કે-જમના બ્હેન મૂંગાં થઇ ગયાં છે; અને તેઓનું આ કલ્પાંત તથા હાથના ઇશારાઓથી મને તો બાપુ સંબંધી અત્યંત અનિષ્ટ અને અમંગળ શંકા ઉપજે છે. તમે જાણુતા જ હશો કે, આવા ઇશારા બીજી કોઇ જ બાબતમાં ન થાય!"

"મૂંગી થઈ ગઇ છે?! અમંગળ શંકા?!" પ્રોફેસર ગણુ ગણ્યો. તેણે ગોકુળનો હાથ ઝાલ્યો અને કહ્યુ: "હું તારા ઉપર મારા પિતાજીની માફક કોઇ આરોપ મૂકતો નથી; પણુ કહે, થોડાક કલાક ઉપર ગોદાવરી સાથે તું કયાં નાસી ગયો હતો? અને અત્યારે તમે ત્રણુ જણુ ભેગાં થઇને મને મળ્યાં અને બાપુ તમારી સાથે નથી, એનું શું કારણુ?"

આ પ્રશ્નોએ ગોકુળના હૃદય પર આઘાત કર્યો. અચિંતી ધાડ પોતાની ઉપર જ આવશે, એવી તેને કલ્પના પણુ નહતી. તેણે તો માન્યું હતું કે, ગોપાળરાયના કુટુંબપરના પોતાના આભારોમાં એક વધુ બોજો જમનાની શોધથી તેણે ચઢાવ્યો હોવાથી તેના બદલામાં આભારના શબ્દોની લ્હાણી મળશે; પણુ આ તો ઉલ્ટું તેના પોતાના તરફ જ શંકાસાગરની છોળો ઉડવા લાગી! પણુ પ્રોફેસર શાન્ત અને સમજુ યુવક છે, એવું તે જાણુતો હતો તેથી તેને ધીરેથી સમજાવવાનો ઇરાદો કરીને તેણે પ્રોફેસરને પૂછ્યું: "આપને કોણે કહ્યું કે, હું ગોદાવરી સાથે નાસી ગયો છું?"

"મારા નોકરે. ગોદાવરીને તેણે ઘર બહાર જતી જોઇ હતી. તને એક ઝાડને ઓથેથી નીકળતાં તેણે જોયો હતો; અને આ દિશામાં તમે બે ગયાં હતાં, એ તેણે નિહાળ્યું હતું. મારા પિતાજીના ઉગ્ર સ્વભાવથી તે વાકેફ થઇ ગયો હોવાથી તેમને તેણે વાત કરી નહતી પણુ હું જયારે આગ્રેથી આવ્યો ત્યારે તેણે મને એ વાત કરી અને તેથી તેને લઇને હું આ તરફ આવતો હતો. એ નોકર ગાડી બહાર કોચમેનની સાથે બેઠો છે. તે આ વાતની સાક્ષી પૂરશે."

"ભાઈ," ગોદાવરી રડતાં રડતાં અધવચ્ચ બોલી: "નોકરની સાક્ષીથી કશી જરૂર નથી. એની વાત ખરી છે એ હું કબૂલ કરૂં છું પણુ ગોકુલ સાથે નાસી જવાના ઇરાદાથી હું બહાર નીકળી નહતી. આપણી મુંઝવણુના પ્રસંગથી તેને વાકેફ કરવા અને બ્હેન તથા બાપુને શોધવામાં તેને મદદગાર બનાવવાના ઈરાદાથી જ હું તેની પાસે ગઇ હતી. પિતાજી બારીમાંથી કદાચ અમને એકઠાં મળેલાં જોઇને ગુસ્સે થઈ જાય તે બ્હીકે હું તેને એકાન્તમાં લઇ ગઈ હતી. મેં તેને બધી વાત કહી અને પછી તો તેણે પોતે જે જાણુતો હતો તે મને કહ્યું, જેને પરિણામે અમે બહેનને શોધવા ગયાં."

"તે શું જાણતો હતો ? બ્હેનની આ સ્થિતિ કરવામાં શું તે સામેલ હતો ?"

હવે માસ્તરે ખુલાસો કરવાની જરૂર જોઇ. ગોદાવરીને જવાબ દેતી અટકાવીને તેણે આ આખીએ ઘટનાનો રજે રજ ખુલાસો પ્રોફેસર આગળ કર્યો અને ચોક્કસ તેની અસર પ્રોફેસર ઉપર તે ધારતો હતો તેવી થઈ. પ્રોફેસરે સ્નેહપૂર્વક તેનો હાથ ઝાલીને કહ્યું:

"ગોકુળ, બેશક તેં મારા કુટુંબપર એક વધુ ઉપકાર કર્યો છે. તને મેં સહેજ પણ વધારે પડતું કાંઈ કહ્યું હોય તો માફ કરજે. મને પોતાને તો તારા વિષે શંકા ન હતી પણ પિતાજીના દૃષ્ટિબિન્દુથી આ બનાવમાં જોયા સિવાય મારે માટે છૂટકોજ ન હતો. વારૂ; જમના તો મળી-બિચારી વાચા વિનાના મૂંગી; પણ મારો બાબુ ?...પણ...આ...શું ? જમનાની આ હાલત...કેમ ?"

તેઓની સર્વની નજર જમના પર પડી. તે બિચારી પોતાની જગ્યાએ જડવત્ પડી હતી. તેના શરીર ઉપરનાં વસ્ત્રોનું તેને ભાન ન હતું; તેના વાળ તેના ખભાની આસપાસ અને મ્હોં ઉપર વિખરાઇને છુટા પ્રસરી રહ્યા હતા.

પ્રોફેસરે તેના હાથ ઝાલીને તેને ઢંઢોળી અને "જમના! જમના!" એવી હાંકો મારવા માંડી; પણ તે બોલી નહીં.

ગોકુલે કહ્યું: "આઘાત, ગભરામણ અને મુંઝવણને લીધે તે બેશુદ્ધ થઈ ગઇ હોવી જોઇએ. જલદી એનું હૃદય તપાસો. નાડી તપાસો અને પછી એકદમ ગાડી દોડાવી મૂકીને આપને બંગલે લઇ જાઓ."

ગાડીના ખૂણામાં જડ જેવી પડેલા જમનાની નાડી પ્રોફેસરે તપાસી. તેને માલુમ પડયું કે-નાડી ચાલતી હતી. તેણે હૃદય તપાસ્યું. તે સ્હેજ ધડકતું હતું.

"ગોકુલ" પ્રોફેસરે પૂછ્યું: "તે બેશુદ્ધજ થઈ ગયેલી માલુમ પડે છે. હવે અત્યારે તેને શુદ્ધિમાં લાવવાનો શો ઉપાય કરીશું ? આપણે તો અહીંથી ૧૨ માઇલ દૂર છે. ડોકટરને બોલાવવા મોકલીશું તો કલાકોના કલાકો વીતી જશે."

"લગીરે ગભરાશો નહીં" ગોકુલ બોલ્યો: "સેવક અનેક ઘરગથ્થુ ઉપાયો જાણે છે. આપને બંગલે આપણે પહેલાં જઇએ. તે પછી બધી વાત."

કોચમેનને ગાડી બંગલા તરફ લેવાનો પ્રોફેસરે હુકમ આપ્યો.

ગાડી બંગલા તરફ ચાલવા માંડતાં પ્રોફેસરના હૃદયમાં ચિન્તાનું

આવરણ જવાબ જડ્યું. પોતે બહેનને લઇ જાય છે પણ તે કેવી દશામાં ? વાચારહિત અને બેશુદ્ધ ! ઉપરાંત પોતાનો જ પુત્ર કે જેને રમાડવા માટે તે જંગલ બહાર લઇ ગઇ હતી તે અત્યારે તેની પાસે નથી ! પુત્ર વિષેની હકીકત પૂછતાં તે અતિશય કલ્પાંત કરતી, આકાશ તરફ આંગળીઓ ચીંધતી બેશુદ્ધ થઇ ગઇ છે ! ગોકુલ અમંગળ શંકા કરે છે: શું બાળુ સ્વર્ગલોકમાં ગયો હશે ? પ્રોફેસરના હૃદયમાં એક જ પ્રશ્ન તરવરી રહ્યો કે: "મારી બિમાર પ્રેમાળ પત્નીને બાળુ વિષે હું શો જવાબ દઇ શકીશ ? જો ખરેજ આ દુર્દૈવી ઘટના બની હશે તો, એ બિચારીનું કુળું હૃદય એ આઘાત શી રીતે સહન કરી શકશે ?"

ચતુર શિક્ષક ગોકુલ પ્રોફેસરના મુખ ઉપરના શોકાતુર ભાવોથી તેના હૃદયમાંની ગડભાંગ સમજી ગયો. એ સમયસૂચક હતો. એ હિમ્મતવાન હતો. એણે કહ્યું: "ગુણવંતભાઈ, તમારા હૃદયમાં તમારી બહેન અને તમારા બાળક માટે અપાર ચિન્તા ચાલી રહેલી હોય એમ જણાય છે: પણ કશી જ મુંઝવણ ન રાખશો. આપણે પોલિસને ખબર આપીને તેઓનાં માણસોને સાથે લઇને એ ગામડાનાં એકેકે એક ઝુંપડાં તપાસાવીશું અને--

"પણ એ ઝુપડાં મારા બાળુના દેહ વિના ખાલી જ હશે તો ! એ કોમળ તંતુનો નિર્દોષ આત્મા જો પ્રભુના ધામમાં પહોંચી ગયો હશે તો ?"

"હેં ? શું બહેન એટલા માટે આકાશ તરફ આંગળીઓ કરતી હતી ?" ગોદાવરી અધવચ્ચ પૂછવા લાગી: "માસ્તર, માસ્તર, શું તમે એના ઇશારાઓનો એવો અર્થ કરો છો ?"

"હિમ્મત રાખો" ગોકુલ બોલ્યો: "તમે બન્ને જણ હિમ્મત રાખો. પૂરી તપાસ વિના આપણે કશો જ અર્થ નહીં કરીએ."

"પણ તમે કહેતા હતા ને કે, તમે તેનો અર્થ સમજ્યા હતા ! હવે પાછા જુદું બોલો છો ! માસ્તર, તમે મને ફોસલાવો છો."

માસ્તર શું બોલે ! જો ગોદાવરીને તેણે કદી ફોસલાવી હોય તો આ એકજ બાબતમાં પહેલીવાર અત્યારે ફોસલાવી છે, એ ખરી વાતને લીધે તે બોલી શક્યો નહી. જો આ ઘડીએ માસ્તર ચોક્કસ એમજ કહ્યા કરે કે, બાળક મરણ પામ્યું છે, તો ગોદાવરીનો આત્મા દુઃખી થાય અને તે અહીંને અહીં જ અપાર કલ્પાંત કરી મૂકે. 'સુડી વચ્ચે સોપારી' જેવા આ પ્રસંગે ગોદાવરીને ખોટી રીતે ફોસલાવ્યા વિના તેને છૂટકો જ ન રહ્યો. તેણે બેશક

એ ફેસલાણમણું આગળ ને આગળ ચાલુ રાખી અને સુજ્ઞ પ્રોફેસર પણ ગોદાવરી પર વધુ આઘાત ન થાય તે કારણે ગોકુલની ફેસલામણુમાં ભળી ગયો.

બંગલો આવી પહોંચ્યો. બંગલાનો રક્ષક, નોકરો અને કોચમેન વગેરેની મદદથી બેશુદ્ધ જમનાને ઘરમાં લેવામાં આવી અને હવે શું કરવું એની ગડભાંગ ચાલી. પ્રોફેસરે તત્કાળમાં ઘરગથ્થુ ઇલાજ કરવા સૂચના કરી અને ડાકટરને આવી પહોંચવામાં વિલંબ થવાની મુશ્કેલી રજુ કરી.

ગોપાળરાયે કહ્યું કે: "ગમે તેટલો વખત જાય તો ભલે પણ ડાકટરને આગ્રાથી બોલાવવો જ જોઇએ. કોઈ જાતનાં ઘરગથ્થુ ઇલાજ હું કામમાં લેવા માગતો નથી. ડાક્ટર કરતાં આપણે લોકો વધારે ડાહ્યા નથી."

પ્રોફેસરે આ સાંભળીને ગાડીવાળાને આગ્રાના એક ડાકટર ઉપર ચિઠ્ઠી લખી આપી અને મારતી ગાડીએ જઇને જલ્દીથી તેને બોલાવી લાવવા હુકમ આપ્યો. ગાડીવાન ગાડી સાથે તુરતજ વિદાય થયો.

ગોકુલ નિરાશ થયો. તેણે બંગલાના રક્ષકને દૂર લઈ જઇને પૂછ્યું: "અહીંથી એક માઇલ ઉપર જે ગામડું આવેલું છે તેના લોકો કેવા છે, એ તું જાણે છે?"

"હું એ લોકો માટે થોડું થોડું જાણું છું" રક્ષકે જવાબ દીધો. તેઓ ઘણા ભલા માણુસો છે. અને..." રક્ષકે પોતાને કાંઈક સાંભર્યું હોય તેમ કહ્યું: "એક બહુ હોશિયાર વૈદ ત્યાં રહે છે, ભાઈસાબ! જો મારૂં માનો તો શેઠ સાહેબને સમજાવીને એને બોલાવવા મોકલો. મારી બૈરી એક વાર માંદી પડી હતી ત્યારે મેં તે વૈદની દવા કરી હતી અને તેને મટી ગયું હતું. આગ્રાનો ડાકટર કોણ જાણે ક્યારે યે આવશે; પણ આ વૈદ તો સપાટામાં અહીં આવી લાગશે."

"એમ! ત્યારે એ ગામડામાં એક વૈદ રહે છે એ તું જાણે છે; ખરૂં કે?"

"ચોક્કસ જાણું છું"

"ચાલ, આપણે બે ત્યાં જઇએ અને તેને બોલાવી લાવીએ. શેઠ સાહેબને એ વાત કહેવાની કાંઈ જરૂર નથી. વૈદને આવેલો જોશે એટલે તેઓ આપોઆપ એની દવા કરવા હા પાડશે."

બંગલાનો રક્ષક તરતજ તૈયાર થયો અને ગોકુલ તથા તે બન્ને જણુ વૈદને ત્યાં જવા નીકળી પડયા.

રાત્રિ શરૂ થઇ ચૂકી હતી. ચોગરદમ અંધકાર છવાઇ ગયો હતો. એ વખતે શીખલ ગામ તરફ આ બે જણુ મુસાફરી કરવા લાગ્યા.

---

# પ્રકરણ ૨૨ મું.

## પરગજુ વૈદ્યરાજ.

"Oh Lord, teach me to be thy glad and willing and perfect instrument.

Let me be thy ploughshare to plough the fields of love and service and renunciation.

Let me be thy flute through which will speed the melodies of Bliss to the heart of man."

**ભાવાર્થ:**—"હે સર્વેશ્વર, મને તમારૂં રાજી ખુશીનું, આપ ઈચ્છાનું અને સંપૂર્ણ હથીઆર બનાવો.

મને આપના હળનો એક ભાગ બનાવો કે જેથી પ્રેમ, સેવા અને ત્યાગનાં ક્ષેત્ર હું ખેડું.

મને આપનું વાજીંત્ર બનાવો કે જેથી મનુષ્યનાં હૃદયમાં આશિષનાં સૂર હું પૂરી શકું."

---

પ્રોફેસરના બંગલાનો રખવાગી જાતનો એક ઠાકરડો હતો. તે અનેક વર્ષથી આ બંગલાની રખવાળી કરતો હતો અને આસપાસનાં ગામોનો ભોમીયો હતો. તેની ઉમ્મર ૪૦ અને ૫૦ ની વચ્ચેની હતી. તેણે આ અંધકારમય રાત્રિને વખતે સાવચેતીની ખાતર એક ઘોડો અને એક ફાનસ પોતાની સાથે રાખ્યાં હતાં. તેની કમ્મરે એક છરો તો હંમેશા તે રાખતો જ હતો.

માસ્તરે રસ્તામાં તેની સાથે વાતચીત કરવા માંડી કે જેથી રસ્તો કાપવામાં સરળતા લાગે. એણે પહેલી વાત પ્રોફેસરની છેડી. રખવાળના કહેવાથી તે જાણી શકયો કે, પ્રોફેસર અને તેની પત્ની બન્ને ઘણાં સારાં સ્વભાવનાં છે અને રખવાળે આજ સુધીની પોતાની ઉમ્મરમાં આવાં 'દેવ' જેવાં ધણી-ધણીઆણી જોયાં ન હતાં. બાદ તેણે જમના વિષે વાત કાઢી. રખવાળના કહેવા ઉપરથી માલુમ પડયું કે જમના અને બાબુના ગુમ થવા વિષેની પૂરી જાણ નોકરો સુદ્ધાંને પણ અપાઇ નથી! ફક્ત પ્રોફેસર અને તેના પિતા એ બે જણ જ આ ચાર પાંચ દિવસના અરસામાં વારંવાર ગાડી જોડાવીને આગ્રે જતા હતા; અને જ્યારે જ્યારે તેઓ જતા ત્યારે નોકરોને અને રખવાળને પૂરી સાવચેતીથી બંગલાની તપાસ રાખવા કહેતા હતા.

ગોકુળે આ હકીકત જાણીને અભિપ્રાય બાંધ્યો કે, આ ગામડાંઓ તરફ ત્યારે તો મુદ્દલે તપાસ જ થઈ નથી એટલે શી રીતે જમનાનો પત્તો લાગે !! પણ ગોકુલને એ જાણીને આશ્ચર્ય થયું કે-નોકરોને આ બે ગુમ થયેલાં સંબંધી તજવીજ કરવા કેમ કહેવામાં આવ્યું ન હતું અને બંગલાની ખાસ તકેદારી રાખવાની સૂચના પોતાની ગેરહાજરી દરમ્યાન આ પિતા-પુત્ર કેમ આપતા રહેતા હતા ? વિચાર કરતાં આ વિચિત્ર વર્ત્તન માટે તેને ગોપાળરાયનો સ્વભાવ દોષરૂપ લાગ્યો. જ્યારે પોતે ગોદાવરી સાથે મૂંગી જમનાને ગામડાના ઝુંપડામાંથી લઈ આવ્યો ત્યારે રસ્તામાં પ્રોફેસરે તેના ઉપર આક્ષેપાત્મક બે ત્રણ સવાલ કર્યા હતા તે તેને યાદ આવ્યા. ઉપરાંત તેણે તમામ ખુલાસો કર્યા પછી પ્રોફેસરે "મારા પિતાના દૃષ્ટિબિન્દુથી મારે આ બનાવ તરફ જોયા વિના છૂટકો ન હતો' એમ કહેલું તે યાદ આવ્યું. ગોકુલને લાગ્યું કે: "દૂધનો દાઝેલો છાશ ફુંકી ફુંકીને પીએ, એવી વહેમીલી પ્રકૃતિના ગોપાળરાયે ચોક્કસ મને જ આ બનાવના મૂળ કારણરૂપ લેખ્યો હોવો જોઈએ. આગલ્યે દિવસે હું ગોદાવરીને મળી ચૂકેલો હતો અને તે પછી જમના ગુમ થઇ એટલે ગોપાળરાય મને પકડાવવાની ધૂનમાં જમનાને ગુમ કરનાર હું જ છું એમ માની બેઠા હોવા જોઈએ." ગામડાંમાં તપાસ નહીં કરાવતાં કેવળ આગ્રામાં જ તપાસ કરાવી, એ ઉપરથી આ મુદ્દો ગોકુળને વધુ સાબીત થતો જણાયો. તેને ગોપાળરાયની દયા આવી. જુના જમાનાના માણસો પોતાની અમુક હઠને કારણે વહેમનું કેવું સામ્રાજ્ય ફેલાવી મૂકે છે અને પરિણામ કમનસિબે તેઓ પોતાની વિરૂદ્ધમાં જ કેવી રીતે ઉતારે છે, એ આ ઉપરથી તેને સ્પષ્ટ રૂપે સમજાયું. પોતે ખરેખર આ બાબતમાં સામેલ ન હતો તેથી અને પ્રોફેસરના દિલમાંથી પોતાના માટેની શંકા તે દૂર કરાવી શક્યો તેથી તે પોતાના ભાગ્યને સબળ ગણવા લાગ્યો. અત્યારે પોતે વૈદ્યને બોલાવવા જાય છે, એ પણ વિધિએ જ પોતાને સન્મતિ સુઝાડી છે એમ તેણે માન્યું. પણ હવે આ બનાવનો પૂરેપૂરો લાભ લેવા અને ગોપાળરાયના વહેમી મન રૂપી મજબૂત કિલ્લાને સર કરવા તેણે વધુ સાવચેત રહેવા નક્કી કર્યું.

રખવાળ સાથે એ પછી આડી અવળી વાતો કરીને તેણે રસ્તો ખુટાડ્યો. જ્યારે તેઓ ગામડા નજદીક આવી પહોંચ્યા ત્યારે રાત્રિનો પ્રથમ પ્રહર કદાચ પૂરો થયો હશે, એમ તેઓને લાગ્યું ઝુંપડાંઓમાં ચોમેર નિઃશબ્દતા છવાઈ રહી હતી.

બે–ત્રણ સિવાયે લગભગ તમામ ઝુંપડાંમાં અંધકાર હતો. રખવાળ વૈદના મકાનથી વાકેફ હતો એટલે કોઇને પૂછપરછ કરવાની તેને જરૂર પડી નહીં. વૈદનું મકાન ઇંટોના ચણતરનું હતું. તેનાં બારણાંનું કડું ખખડાવીને રખવાળે બૂમો મારીઃ “વૈદ બાપા, ઓ વૈદ બાપા!”

કોઇક સ્ત્રીએ અંદરથી પ્રશ્ન કર્યોઃ “કોણ હશે?”

“એ તો અમે કોલેજના માસ્તરના બંગલામાંથી વૈદ બાપાને તેડવા આવ્યા છીએ.”

એ પછી કાંઇ સામો પ્રશ્ન થયો નહીં; પણ દીવા સાથે એક આધેડ વયની સ્ત્રીએ ઉઘાડયું અને કહ્યું: “એ તો અહીં નથી.”

“ક્યાં ગયા છે, માજી?” બકુળે વિનયપૂર્વક પ્રશ્ન કર્યોઃ “એમની ઘણીજ તાકીદે જરૂર છે. એક જુવાન બાળા બિચારી મોત અને જીવન વચ્ચે ઝોલાં ખાઇ રહી છે. વૈદરાજ એને ઉગારે તો પુન્યનું કામ થશે.”

“તમે કહો છો એવા જ એક દરદીને જોવા માટે પાસેના ગામડામાંથી ચાર પાંચ ગામડીઆઓ તેમને તેડવા આવ્યા હતા અને થોડીક જ વાર ઉપર એમને ગાડામાં બેસાડીને લઇ ગયા.” તે બાઇએ જવાબ દીધો.

“કિયા ગામડામાં ગયા છે?” રખવાળે પ્રશ્ન કર્યો.

“અહીંથી બે ગાઉ દૂર આવેલું એ કોઇક ગામડું છે. નામ તો મને બરાબર યાદ નથી; પણ કમળાઉ કે કખળાઉં એવું કાંઇક એ ગામડીઆ બોલતા હતા.”

“હં. હં. કચરીઉં કરીને એક ગામ ઓતરાતી બાજુએ આવેલું છે, ખરૂં. ત્યાંજ વૈદ બાપા ગયા છે ને? હમણાં અમે ત્યાં જઇ પહોંચીએ છીએ.”

“ભાઈ, મારૂં કહ્યું માનો તો, એમને ન લઇ જશો. એક તો એમની અવસ્થા થઇ છે અને તેમાં વળી બેએક દિવસથી એ માંદા રહે છે તોયે પેલા ગામડીઆઓના કાલાવાલાથી ગયા છે.”

“બા, ‘દેવ’ જેવા માણસને કશુંયે ન થાય.” રખવાળે કહ્યું: “પારકાનું ભલું કરવાવાળાપર પ્રભુ નીધેઆની જ રાખે. પહોર મારા ઘરમાં મંદવાડ આવ્યો ત્યારે હું એમને બોલાવવા આવેલો અને જ્યાં એમનાં પગલાં મારે ત્યાં પડયાં કે, તરત મંદવાડ નાઠો! બા, એથી જ એમના જેવા પરગજુ પુન્યશાળીપર અમારા જેવાની ભક્તિ છે તો! એટલે એમને કશુંયે નહીં થાય.”

"આ ઠાકોરનું કહેવું ખરું છે" ગોકુળે તેને પુષ્ટિ આપી અને રખવાળને ખુશ કરવા તેનો પક્ષ તાણતાં ઉમેર્યું: "જ્યાં દરદીઓ અને તેમનાં ભલાં કુટુંબીઓને વૈદરાજ પર વિશ્વાસ હોય ત્યાંથી હમેશાં દરદ રૂપ રાક્ષસો નાસી જ જાય છે. આ ઠાકોરના કહેવાથી મને ખાત્રી થાય છે કે–વૈદરાજને હાથે યશરેખા છે."

"ઠીક ભાઇ" તે સ્ત્રીએ કહ્યું: "તમે કહો તે ખરું. બાકી, અમારો તો એટલો નિયમ છે કે–સૌનું સરખી રીતે ભલું કરવું અને દરદ પરખાયું કે, સારામાં સારી દવા તેને ઝટ આરામ થાય તે માટે આપવી."

"અમે રજા લઇશું, બા" રખવાળે કહ્યું. "અમારે ત્યાં જે બાઈ માંદી છે તે તમારા જ ગામ તરફથી—"

ગોકુળે રખવાળને આગળ બોલતો અટકાવીને તેનો હાથ ખેંચીને કહ્યું: "ઠાકોર, ચાલો, ચાલો, હવે આપણને વાર થાય છે."

રખવાળનું અધુરું વાકય પૂરું ન થયું અને ગોકુળ સાથે તે ચાલવા લાગ્યો. જે ગામ તરફ તેમને જવાનું હતું તેના રસ્તાથી પણ રખવાળ વાકેફ હતો. તેઓ બન્ને ઉત્તર દિશામાં ચાલવા લાગ્યા. જરાક દૂર ગયા પછી ગોકુળે રખવાળને ચેતાવ્યો કે: ભૂલેચૂકે વૈદરાજને અથવા આ તરફના કોઇ પણ ગામડીઆને એવું કહેવાની જરૂર નથી કે, જમના આ ગામમાં ડોસીને ત્યાં રહી હતી. રખવાળે તેનું કારણ પૂછતાં ગોકુળે તેને ડોસીના ધમકીના શબ્દો કહ્યા અને એ પછી રખવાળે સાવચેત રહેવા કબૂલ્યું.

કચરીઆ ગામ નજદીક તેઓ જ્યારે પહોંચ્યા ત્યારે વૈદરાજને લઇને પાછું ફરતું ગાડું તેમને સામું મળ્યું. તેઓએ તે ઉભું રખાવ્યું અને વૈદને આવવા વિનતિ કરી. પ્રથમ તો તેણે ના પાડી; પણ આખરે રખવાળના ખૂબ કાલાવાલાથી તે દયાળુ વૈદ પીગળ્યો અને તેણે આવવા કબૂલ કર્યું. ગોપાળરાય દેસાઇ કે જેઓ શ્રીમંતાઇના તોરમાં ગરીબોનો તિરસ્કાર કરતા હતા, તેઓ જો અત્યારે અહીં હાજર હોત તો તેમને માલુમ પડત કે, જાણે પોતાની દીકરીને જોવા માટે આવવા વૈદને આગ્રહ કર્યો હોય તેમ આ ગરીબ રખવાળે વૈદને કાલાવાલા કર્યા હતા.

વૈદે હા પાડી એટલે ગાડાવાળાએ તેમને પ્રોફેસરને બંગલે લઈ જવા આનાકાની કરી નહીં. ગોકુલ અને રખવાળ વૈદના ગાડામાં બેસી ગયા. તેમાં કચરીઆ ગામના ત્રણેક ગામડીઆ પણ વૈદને પાછો મૂકી આવવા માટે બેઠેલા હતા.

ગાડું પ્રોફેસરના બંગલાને રસ્તે ચાલ્યું એટલે તેમાંના ગામડીઆ અને વૈદ વચ્ચેની વાતથી ગોકુળે પોતાના મનમાં એક નોંધ કરી લીધી કે, આ ગામડીઆઓને બદલે કોઇ શહેરીઓ હોત તો કંઇને કંઇ દલીલો કરીને વૈદને અવશ્ય કહેત કે અમે તમને તમારે ગામ મૂકી જવા બંધાયલા છીએ કાંઈ પારકે સ્થળે જોવા લઈ જવા બંધાયલા નથી પરંતુ આ ભલાભોળા ગામડીઆઓ હતા અને વૈદ પ્રત્યે તેઓને એવી ભક્તિ એવી હતી કે; તેનો બોલ તેઓ આજ્ઞા સમો ગણતા; જેથી તેમણે વૈદની ઇચ્છા સામે એક હરફ પણ કહ્યો નહીં.

ગાડું જતું હતું તે દરમ્યાન માર્ગમાં કેટલાક ગામડીઆઓનું ટોળું તેમના જોવામાં આવ્યું. તે ટોળું ગાડા આગળ આવ્યું અને તેમાં વૈદ વગેરેને બેઠેલા જોઇ પાછું જવા લાગ્યું. વૈદે એક જણને કહ્યું: "ત્રિકમ, હજી સુધી તમને કાંઇ પત્તો લાગ્યો જણાતો નથી, ખરૂં ?"

તે માણસે જવાબ દીધો: "ના, વૈદ બાપા, અમે ખૂબ ખેતરો જોઇ વળ્યા; ઝાડીઓ; ઝાડવાં; ગરનાળાં બધુંયે તપાસી વળ્યા. એ બિચારી મૂંગીનો અમને કયાંયે પત્તો મળ્યો નથી !"

"મનુષ્ય યત્નઃ ઇશ્વર કૃપા" વૈદે કહ્યું: "કોટિ યત્ન મનુષ્ય કરે પણ ઇશ્વરની કૃપા ન હોય તો તે ફોકટ જ નીવડે. હશે, તમે યત્ન કર્યો છે, એ ઓછા સંતોષની વાત નથી."

"ખરૂં, વૈદ બાપા" એમ કહી ગામડીઆઓ વિદાય થયા. કચરીઆ ગામના ગામડીઆઓએ વૈદને આ બાબતમાં પૂછતાં તેણે જણાવ્યું કે: "અમારા ગામમાંથી એક મૂંગી છોકરી ખોવાઇ ગઇ છે. તેની શોધ કરવા આ બિચારાઓ ગયા હતા પણ તેમને યશ મળ્યો નહીં."

ગોકુલે આ વખતે રખવાળનો હાથ દાબ્યો કે જેથી તે કાંઇ બકી મારે નહીં. સુભાગ્યે એ વાત ત્યાંથી અટકી અને બીજી ત્રીજી વાતો ચાલી એટલે રખવાળને આ વિષયમાં કાંઇ બોલવાની જરૂર ઉભી થઇ નહીં.

જ્યારે મધ્યરાત્રિની લગભગ તૈયારી હતી ત્યારે આ ગાડું પ્રોફેસરના બંગલા આગળ આવી પહોંચ્યું. ગોકુલ સ્ફુર્તિથી પહેલો ઉતરી પડયો અને રખવાળને વૈદરાજને લાવવાનું કામ સોંપીને પોતે પહેલેથી પ્રોફેસરને સમજાવવા ગયો. જ્યાં જમનાને સુવાડવામાં આવી હતી, ત્યાં તે ગયો; તો તેણે પ્રોફેસરને અને તેની માતાને

ત્યાં જાગતાં બેસી રહેલાં દીઠાં. ગોપાળરાય ત્યાં નહતા. "હં...તેઓ સુઇ ગયા હશે;" એમ ગોકુળ સ્વગત ગણગણ્યો અને પ્રોફેસર પાસે જઇ પોતે નજદીકના ગામના એક હોશીયાર વૈદને બોલાવી લાવ્યો છે, એમ કહ્યું.

પ્રોફેસર અને તેની માતા બન્નેને તે સાંભળી આનંદ થયો. પ્રોફેસર વૈદનો સત્કાર કરવા બહાર આવ્યો, તે દરમ્યાન ગોકુળે ગોપાળરાય વિષે પૂછપરછ કરતાં પ્રોફેસરે કહ્યું: "એ પણ માંદા થઈ ગયા છે. વૈદરાજની સલાહ એમને માટે પણ લેવી પડશે ગોદાવરીને એમની પાસે બેસાડેલી છે."

વૈદરાજ જમનાના ખંડમાં આવ્યો અને તેના બિછાના આગળ જતાં તેનો ચહેરો જોતાંજ અચાનક ચોંકયો! ગોકુલ એ સંબંધમાં કાંઇ બોલવા જતો હતો પણ તેણે જોયું કે વૈદના મુખપરના અચંબાના ભાવ એકદમ શાન્ત થઈ ગયા અને ધીમેથી અને શાન્તિથી વૈદે જમનાની નાડી હાથમાં ઝાલી રાખીને પોતાની આંખો મીંચી દીધી.

ગોકુલને વૈદરાજ પ્રત્યે ઘણું માન ઉપજ્યું. આ માણસ ઘણોજ પાકટ, અનુભવી, ગંભીર અને અદ્ભુત સંયમી છે એવી તેને ખાત્રી થઇ. તેણે ક્ષણાર્ધમાં એના મુખ પર બે ભાવ જોયા હતા. પ્રથમ અચિંતુ આશ્ચર્ય અને પછી એકદમ શાન્તિ! આશ્ચર્યનું કારણ તે કળી ગયો. નક્કી જમનાને તેણે ડોશીના ઝુંપડામાં જોઇ હોવી જોઇએ અને અત્યારે જ્યારે ગામડીઆઓ એક બાજુ તેની શોધ ચલાવે છે ત્યારે બીજી બાજુ આ દશામાં તેણે તેને અહીં જોઇ તેથી તેને આશ્ચર્ય થયું હોવું જોઇએ. પણ એજ આશ્ચર્યને શાન્તિમાં તેણે એટલા માટે સંયમપૂર્વક ફેરવી નાખ્યું હોવું જોઇએ કે-તે પોતે અત્યારે મોત અને જીવન વચ્ચે ઝોલાં ખાતી એક બેશુદ્ધ બાળાનું ઔષધ કરવા માટે આવ્યો છે, જેથી એ કાર્ય પ્રથમ કરવાની તેને આવશ્યકતા સમજાઇ હોવી જોઇએ.

"ધન્ય છે આવા વૈદરાજોને! " ગોકુલ મનમાં બોલ્યો: "કે જેઓ પોતાની આડી અવળી જીજ્ઞાસા દાબી દઇને પણ, ભારે કુતૂહલ કોરણે નાંખી દઇને પણ, પ્રથમ પોતાની ફરજ તરફ દૃષ્ટિ રાખે છે."

વૈદ બાહોશ છે, એની ખાત્રી ત્યાં ઉભેલાં સૌને સહસા થઇ. નાડી જોઇ રહ્યા બાદ તેણે પોતાની ઝોળીમાંથી એક ડબ્બી કાઢી અને તેમાંથી ચણોઠી જેવડી એક ગોળી લઇને ગોકુલને આપતાં કહ્યું: "એ વાટીને આને પાણી સાથે પાઇ દો. પાંચ ક્ષણમાં તેને શુદ્ધિ આવી જશે."

વૈદનું ફરમાન અમલમાં મૂકાયું અને જમના તરફ સૌ જોઇ રહ્યાં. ત્રણ–ચાર–અને પાંચ મિનિટ થતાં તો જમનાએ આંખ ખોલી. તેની માતાને, તેના ભાઇને, વૈદને લાવનાર ગોકુલને અને રખવાળને અને બીજાં જે ઉભાં હતાં તેઓને આશ્ચર્ય સાથે આનંદ થયો.

જમના આમ તેમ જોવા લાગી. વૈદે તેના કપાળ પર હાથ ફેરવતાં ફેરવતાં માયાળુ સ્વરે પૂછ્યું: "પુત્રી, કેમ છે તને હવે?" જમનાએ વૈદનો હાથ ઝાલી લીધો અને તેના તરફ ઉપકારની નજરથી તે જોઇ રહી. "ગભરાઇશ નહી હોં!" વૈદે એજ સ્વરે કહેવા માંડયું: "બધું મટી ગયું છે. હવે તને કશું નહી થાય." વૈદે પ્રોફેસર, ગોકુલ વગેરે તરફ જોઇને કહ્યું: "એનું ચિત્ત પ્રફુલ્લ રાખજો. બસ. એ સિવાય એને કોઇ જાતના ઔષધની જરૂર નથી."

"પણ મારી દીકરી બિચારી બોલતી નથી એનું શું?" જમનાની માતાએ પૂછ્યું: "વૈદરાજ, પહેલાં તો તે બોલતી હતી. હવે અચાનક તે મૂંગી થઇ ગઈ છે."

ઘડીભર વૈદરાજ તેના તરફ જોઇ રહ્યો અને બોલ્યો: "એ તમારી પુત્રી થાય છે?"

પ્રોફેસરે તેની માતાને બદલે જવાબ દીધો: "હા. એ મારી બહેન છે અને આ અમારાં માતુશ્રી છે."

વૈદે કહ્યું: "આ બિચારી હેતાળ પણ દુર્ભાગી કન્યાની મૂક–અવસ્થાનો કશોજ ઇલાજ ચાલી શકે તેમ નથી. કોઇ એવું ઔષધ નથી કે જે વાચા લાવી શકે; પણ આચાર્ય મહાશય, મારે આપની સુંગાથે બીજી એક વાત એકાન્તમાં કરવાની છે."

"પધારો, આપણે એક બીજા ખંડમાં જઇએ."

વૈદ ઉઠયો. "હું આવી શકુ કે?" ગોકુલે પ્રોફેસરને પ્રશ્ન કર્યો. પ્રોફેસરે તેને સંમતિ આપી.

વાચકવૃન્દ! વૈદ અને પ્રોફેસરની વાત સંબંધી કશું લંબાણ કરવું જરૂરી નથી. આ તેજ વૈદરાજ હતો કે જે અનિરૂદ્ધની સારવારમાં હતો અને જે આ મૂંગી બાળા–જમનાનું ચીખલ ગામમાં જવું અને તેના પર વિપત્તિ પડવી વગેરે પ્રસંગોથી વાકેફ હતો. પ્રકરણ ૧૫ મામાં આ જ વૈદરાજે શ્રીધરશર્મા આગળ જમનાના ગુમ થવાની ઘટના વર્ણવી બતાવી હતી. અચાનક તેને અહીં બોલાવવામાં આવ્યો અને જ્યારે તેણે જાણ્યું કે–આ તો પ્રોફેસરની બહેન છે ત્યારે તેને પેલા નાનકડા બાળકના કમનસિબ અવસાનની વાત

કહેવાની જરૂર જણાઇ. જમના તો અવાક્ હતી એટલે એ બાળક વિષે તે કશું જ કહી શકી નહીં હોય એવું વૈદે અનુમાન કર્યું. તે પ્રોફેસરને તેથી એકાન્તમાં લઇ ગયો અને પ્રથમ થોડાક પ્રશ્નો પૂછીને તેણે જાણી લીધું કે—ખરેખર, એ બાળક સબંધી સત્ય વાતથી તે વાકેફગાર નથી; ત્યારે તેણે જમનાનો આખોએ પ્રસંગ પ્રોફેસરને વિગતવાર કહ્યો. પ્રકરણ ૧૧ મામાં ડોશીએ અનિરૂદ્ધને કહેલી ઘટનાની એ પુનરૂક્તિ હતી. એ ઉપરાંત વૈદરાજે પ્રોફેસરને અનિરૂદ્ધની માંદગીની અને જમના અને અનિરૂદ્ધ વચ્ચેના પ્રેમની તેમજ અનિરૂદ્ધ તેનો હાથ મેળવવા કેવો ઇન્તેજાર છે તે વિષેની વાત પણ કહી અને છેવટે ઉમેર્યું કે: “ મારા ગામમાં જઇને હવે હું તમામ ગામડીઆઓને આ કન્યાની ચિન્તાથી મુક્ત થવા કહી દઇને તેમનાં ઉદ્વેગભર્યાં ચિત્તને શાન્ત કરીશ.”

વૈદરાજે આ ખુલાસાથી પ્રોફેસરને શાન્તિ થશે એમ ધાર્યું હતું; પણ તેના બાળકના અવસાનથી તે તો ગમગીન બની ગયો. વૈદરાજ કોઈ મૂઢ આદમી ન હતો. તેણે તો “દ્વાદશપંજરિકા સ્તોત્ર” ચલાવ્યું: का ते कान्ता कस्ते पुत्रः संसारोऽयमतीव विचित्रः। વિગેરે વિગેરે શ્લોક ગાઇને તેણે મિથ્યા માયામોહની ભ્રમણામાં નહીં પડવા પ્રોફેસરને સમજાવ્યો. વસ્તુતઃ પ્રોફેસર કાંઇ એ શ્લોકોથી અજ્ઞાત ન હતો. અધ્યાપક ગોકુલ પણ તેથી અજાણ્યો ન હતો. પણ પ્રોફે-સરનો ખેદ કેવળ તેની માંદી પત્ની પર થનાર આઘાતને લીધે હતો એ વાતની જ્યારે તેણે વૈદરાજને સમજ પાડી ત્યારે વૈદ વિચારમાં પડી ગયો. એક જણ પર આઘાતનું પરિણામ તેની વાચારહિતતામાં તેણે અનુભવ્યું હતું. બેશક, એવું અન્ય કોઇ પરિણામ અનુભવવા તે રાજી ન હતો. તે દયાળુ હતો તેથી તેણે સહસા કહ્યું કે: “જો તમને વિશ્વાસ પડતો હોય તો તમારી પત્નીની ચિકિત્સા કરીને હું તેને મટાડવા કોશિષ કરૂં-જો કે મૃતમાં પ્રાણ મૂકવાનું ઔષધ અથવા તો જેનું મૃત્યુ નજદીક આવ્યું હોય તેને જીવાડવાનું ઔષધ ક્યાંયે નથી.”

વાતચીતની આખરે વૈદને પ્રાતઃકાલ સુધી આ બંગલામાં રાખવાનું; પ્રાતઃકાલ પડતાં ઈન્દુમતીની ચિકિત્સા તેની પાસે કરાવ-વાનું અને તેનું ઔષધ લેવાનું ઠર્યું. કચરીઆ ગામના ગામડીઆઓને વિદાય કરવામાં આવ્યા પણ તેઓ સાથે વૈદે ચીખલ ગામમાં પોતાની પત્નીને સંદેશો પાઠવ્યો કે, પોતે આવતી કાલે સહવારે ઘેર આવશે અને અત્યારે તદ્દન સ્વસ્થ અને કુશળ છે.

વૈદરાજે એ બાદ ગોપાળરાયની તબિયત જોઇ. તેને સહેજ તાવ આવેલો હતો. દવા આપીને પ્રોફેસર અને ગોકુલ સાથે વૈદ કંઇ કંઇ વાતોએ ચઢયો. કહ્યું છે કે, જ્ઞાનીઓનો જ્યાં મિલન-પ્રસંગ થાય ત્યાં જ્ઞાનની ચર્ચાની છોળો જ ઉછળે. આ ત્રણે સંબંધમાં તેમજ બન્યું.

રાત્રિના બે વાગ્યા પણ તેમની વાતો ખૂટી નહીં. આગ્રા ગયેલો ગાડીવાન એ સમયે પાછો ફર્યો. ડાકટર વિના જ તે પાછો આવ્યો હતો. પ્રોફેસરના પૂછવાથી તેણે જણાવ્યું કે-જેના ઉપર ચિઠ્ઠી લખી આપવામાં આવી હતી તે ડાકટર બહારગામ ગયેલો છે. બે બીજા ડાકટરોને ત્યાં જઇ તેઓને આવવા જણાવતાં તેમણે રાતને વખતે આટલે બધે દૂર આવવા ના પાડી; પણ તેમાંના એક ડાકટરે પ્રોફેસર ગુણવંતરાયને ત્યાંથી ગાડીવાન આવ્યો છે એમ જાણીને બેશુદ્ધિ મટાડવાની દવા આપી છે અને તે દવાના પૈસા માટે કાંઇ ચિન્તા નથી, એમ કહીને દવા સાથે બીલ આપ્યું છે!

ગોકુલે ચિકિત્સાની ખાતર બીલ જોવા માગ્યું તો રૂ. ૧૦ નું બીલ જરાક જેટલી એક દવા માટે પ્રોફે. ગુણવંતરાયને નામે કરવામાં આવેલું તેણે જોયું! વૈદરાજને શહેરવાસી ડાકટરો માટે ખેદ ઉપજ્યો. તેમણે કહ્યું: "એ ડાકટરો, એક તો નફફરા રહે છે અને તે ઉપરાંત બીલ પણ પુષ્કળ કરે છે. ભપકા સપકામાં અને મિજાજમાં જ તેઓ આમ પ્રજાની સાથે વર્ત્તાવ રાખે છે; છતાં શહેરવાસીઓને ડાકટરોનો મોહ જતો નથી!"

ગોકુલે વૈદરાજના કથનને ટેકો આપ્યો અને એકાદ માસિકમાં તેઓની ઝાટકણી માટે એકાદ લેખ અથવા તો કાવ્ય લખવાનો પોતાનો ઇરાદો જાહેર કર્યો.

એ પછી જ્યારે આ ત્રણે જણ આરામ માટે છૂટા પડ્યા ત્યારે ગોકુલ આજની આખીયે ઘટના પર વિચારો કરતો, મનમાંને મનમાં આનંદ પામતો, આશાવાદી બન્યો કે, પ્રોફેસરના બંગલામાં પોતાને પેસવાની મનાઈ છતાં પોતે આવી શકયો છે અને વળી પ્રોફેસર તથા તેની માતા તરફથી આવકાર પામવા ઉપરાંત અહીં આરામ પામી શકયો છે, તો હવે ગોદાવરી સાથેનું લગ્ન નક્કી હાથ-વેંતમાં જ છે!

શું એની એ આનંદોર્મિભરી આશા સફલ નીવડશે?

---

# પ્રકરણ ૨૩ મું.

## પ્રત્યાગમન.

કરમકી શાન દિખાયે ખુદાકી કુદરત હૈં,
નસીબે ખુફતા જગાયે ખુદાકી કુદરત હૈં.
હમારે ઘર વો આયે ખુદાકી કુદરત હૈં,
કભી હમ ઉનકો, કભી અપને ઘરકો, દેખતે હૈં.

"શું આવો ઉદ્ધતાઇ ભર્યો અને સ્વચ્છંદ ઠરાવ એ માથાફરેલ સ્ત્રીઓએ કર્યો?"

"હા. આખુંયે વાતાવરણ એવું ઉશ્કેરાયલું અને તોફાની હતું કે, સમજુ માણસોથી ત્યાં બેસાય જ નહીં."

"અને છતાંયે તમે ચાલી આવ્યા ત્યારે બીજા કેટલાક બેસી રહ્યા અને ઢંગધડા વિનાનાં ભાષણો સાંભળી રહ્યા?"

"હા. મારા તરફ કોઇએ સહાનુભૂતિ બતાવી નહીં!"

"ખરેખર, હળાહળ કળીયુગ વ્યાપી ચૂકયો!"

આ વાતચીત મુંબઇમાં મોહનરાય અને વ્રજલાલ શાસ્ત્રી વચ્ચે થતી હતી. પ્રકરણ ૧૪ મામાં માધવબાગમાં મળેલી જે સ્ત્રી-સભાનું વર્ણન છે, તે સભા સંબંધી આ વાતચીત હતી. વ્રજલાલ શાસ્ત્રીએ ત્યાં જે સાંભળ્યું હતું અને પોતાના પ્રત્યે હાંસી અને તિરસ્કારનું જે વર્ત્તન સ્ત્રી-સભાસદો તરફથી થએલું અનુભવ્યું હતું તે રજેરજ મોહનરાયને કહેતાં તેઓ ઘણાજ ગુસ્સે થઇ ગયા હતા અને તેથી તેમણે ઉપલા પ્રશ્નો શાસ્ત્રીને કર્યા હતા.

કળીયુગ બેસી ચૂકયાનો અભિપ્રાય આપીને મોહનરાયે ચૂપ નહીં રહેતાં આગળ કહેવા માંડયું: "શાસ્ત્રીજી, કયાં આપણો આર્ય-જમાનો અને કયાં આજનો વર્ણસંકર જમાનો! પૂર્વકાળમાં આપણા દેશમાં સ્ત્રીઓ તો હતી પણ આવી ઉદ્ધત ન હતી. રામાયણનું દૃષ્ટાંત લ્યો. સીતાજીને ભગવાન રામચંદ્રજીએ દૂષિત હોવા માટે દોષિત ઠરાવી કાઢી મૂકયાં પણ એમણે છૂટાછેડા માગ્યા ન હતા! રજપૂત જમાનામાં પણ આવી રીતે એકને બદલે બીજો પતિ માંગવા કોઇ વીરાંગના તત્પર થઇ ન હતી; સંસાર છેઃ દુઃખ સુખ હોય. કયાંક સારાં જીવન વીતે. કયાંક નરસાં વીતે. પણ તેથી શું આમ માથાફરેલ માગણી થાય? આધુનિક જમાનો મને તો કેવળ ઢંગધડા વિનાનો લાગ્યો છે! હું નથી માનતો કે, એ સ્ત્રી-સભામાં આવેલી દરેક સ્ત્રીનું જીવન નીતિમય જ વીતતું હશે. મોટા ભાગની એમાંની સ્ત્રીઓના

"પગ તળે રેલો" હશે અને છતાં તેઓ પુરૂષો પર દોષ નાંખીને છૂટાછેડાની માગણી કરવા તત્પર થઇ એ તો 'પારકાં છોકરાંને જતી' કરવા જેવી જ માગણી છે! એ આજ કાલની છોકરીઓ જે આપણા જેવા અનેક દીવાળીઓ જોઇ ચૂકેલાઓને શિખામણ આપવા નીકળી છે તેઓ ઉપર હું બિલ્કુલ વજન મૂકવા માગતો નથી. તેઓની સામે પડીને હું તેમને બતાવી આપીશ કે-તેઓ કરતાં આપણે વધારે સુજ્ઞ, વધારે નીતિમાન અને વધારે જ્ઞાનવાન છીએ."

વ્રજલાલ શાસ્ત્રી ડોકું ધુણાવવા લાગ્યા. એ જોઇને મોહનરાયે પ્રશ્ન કર્યો: "ત્યારે શું તમે સુરેખાને છુટાછેડા અપાવશો? એક ભવમાં એના બે ભવ કરશો? વાહ્! તમારામાં પણ કળીયુગ પ્રસરવા લાગ્યો જણાય છે!"

વ્રજલાલ શાસ્ત્રીએ કહ્યું: "આપણી પરાપૂર્વની પ્રણાલિથી હું એક રતિભાર પણ દૂર જવા માગતો નથી. ફક્ત મને આપના "સામે થવાના" અને પરછિદ્ર નિહાળવાના વિચારો સાથે મતભેદ છે—"

"હું પરછિદ્ર નિહાળતો નથી. જે સત્ય માનું છું તે જાહેર કરૂં છું."

"નીતિ અનીતિની વાત આપ કરો છો, એમાં સત્ય શું અને અસત્ય શું એનો નિર્ણય આપણે કયા આધારે આપી શકીએ? निर्दोष एको हरिः માણસમાત્ર ભૂલને પાત્ર છે. હું મારો દાખલો આપું. હું નથી માનતો કે-હું દોષમુક્ત છું."

"એવી દૃષ્ટિથી આ પ્રશ્ન તપાસવા બેસાય નહીં. એ રીતે તો આપણે કેવળ હતાશ થઇ જઇએ; નબળા ગણાઇએ અને જગતના લોક અને આવી અક્ષડ સ્ત્રીઓ આપણે માથે છાણાં થાપે!"

"સભામાંનો સ્ત્રીવૃન્દ જો કે સાહસિક હતો; એકપક્ષીય વિચારવાળો હતો; વિરોધીઓ પ્રત્યે અસહિષ્ણુતાવાળો હતો તોપણ એ સમસ્ત સ્ત્રીવૃન્દને અક્ષડ કે અનીતિમાન તરીકે કહેવા હું તૈયાર નથી-"

મોહનરાય કાંઇક કહેવા જતા હતા તેમને અટકાવીને શાસ્ત્રીએ કહ્યું: "મારૂં કહેવું સાંભળી લ્યો. સભામાંનાં ભાષણોપર મેં મનન કરી જોયું છે. ઉદ્દામ પ્રકારના ઠરાવને જો કે હું બહાલ રાખતો નથી તોપણ બોલનારાઓનું કેટલુંક કથન સત્યાંશવાળું હતું—"

"વાહ! શાસ્ત્રોનો એક અભ્યાસી આવું કહે છે એથી મને નવાઇ ઉપજે છે!" મોહનરાયથી અધવચ્ચ પોતાનો અભિપ્રાય જાહેર કર્યા વિના રહેવાયું નહીં.

શાસ્ત્રીએ આગળ કહેવા માંડયુંઃ " એ ભાષણોના થોડાક મુદ્દા ઉપર હું મારા વિચારો દર્શાવું. આર્યસંસ્કૃતિના આપણે પૂજક ગણાનારાઓની આજની કેટલીક ખામીઓ એ સભામાંની બહેનોએ બતાવી છે, તે ખરી છે."

" શું કહો છો !! તમે પલટાઇ ગયા લાગો છો, શાસ્ત્રીજી !"

" ના. હું લગીરે પલટાયો નથી. પણ જમાનો પલટાઇ ગયો છે એ જોઇને હું કહું છું. આપ સ્ત્રીઓનો દોષ જુઓ છો પણ આપણો પુરૂષવર્ગ દોષ વિનાનો નથી. કયાં આપણા પૂર્વકાલના ઋષિમુનિઓ અને કયાં આજના આપણે તેમના સંતાનો ! કયાં તે તપસ્વીઓના શુદ્ધ આચાર-વિચાર અને કયાં આજનાં આપણાં વિચિત્ર પ્રકારનાં વર્ત્તન ! " રાધાકૃષ્ણ " " સીતારામ " એ શબ્દોના ઉચ્ચાર સહિતજ એમનાં મહાન જીવન આપણી સમક્ષ ખડાં થાય છે. અત્યારની આપણી પ્રજામાં એ મહાજીવોના અંશ નથી એ વાત કેવલ સત્ય છે. સભાની એક સ્ત્રી-વક્તા કહેતી હતી કે, હિન્દુસમાજની એકંદર ખરાબ રૂઢિઓ સામેના તિરસ્કારની દરખાસ્તરૂપ આ ઠરાવ છે. જો આ કથન ધ્યાનમાં લઇએ તો, ઠરાવ જે સ્વરૂપે રજુ થયો છે તે નહીં વિચારતાં તેનો મૂળ હેતુ આપણે વિચારવો જોઇએ. હું કહીશ કે, એ હેતુ વાસ્તવિક છે-સ્વરૂપ બેશક ગેરવ્યાજબી છે. પણ આ ઉદ્દામ સ્વરૂપ કેવળ ભડકાવવા માટે રજુ થયેલું હોય એમ હું માનું છે. જેને એ સભાવૃન્દે હિન્દુસમાજ કહ્યો છે તે સમાજનો પુરૂષવર્ગ પોતપોતાના થોડાંક અનિષ્ટો દૂર કરવા તત્પર થાય તો એજ સભાનો સ્ત્રી-વૃન્દ સંતુષ્ટ થશે એવું હું નક્કી માનું છું. બાળલગ્નો, કન્યાવિક્રય, વરવિક્રય અને વૃદ્ધલગ્ન એ ચાર કુરૂઢિઓ સામે એ સભાના વિરોધી ઉદ્ગારો મને ગેરવ્યાજબી નથી લાગ્યા."

" ત્યારે તમે સ્ત્રીઓના પક્ષપાતી અને પુરૂષોના નિંદક છો, એમ કહોને !"

" હું ન્યાયનો પક્ષપાતી છું. સભાના બધાજ વિચારો મને માન્ય નથી એ મેં કહ્યું છે. દાખલા તરીકે, સભામાં મનુભગવાન સામે સ્ત્રી-વૃન્દે રોષ બતાવ્યો હતો એમાં મને મતભેદ છે. મનુભગવાને તો ઘણા શ્લોકોથી સ્ત્રીસમુદાયને ન્યાય આપ્યો છે. यत्रनार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता એ એકજ શ્લોક અત્યારના સ્ત્રીસમુદાયના અસંતોષને નિવારવા માટે પૂરતો છે. એનો પૂર્ણાંશે અમલ જો આપણા પુરૂષવર્ગે કર્યો હોત તો આજે સ્ત્રીસમાજ તરફથી તેને મ્હેણાં સાંભળવાં ન પડત. મનુભગવાને કન્યાવિક્રયની

સ્પષ્ટ ના પાડી છે. વિક્રય માત્રને તેમણે વખોડયો છે. न कन्यायाः पिता विद्वान् गृह्णीयाच्छुल्कमण्वपि । એવું તેમણે ફરમાવી દીધેલું છે, પણ દુર્ભાગ્યે, આજની આર્યપ્રજા, પૂર્વકાલના ઋષિમુનિગણસમ પ્રજા રહી ન હોવાથી મનુસ્મૃતિને પણ ઉવેખીને ગમે તેમ વર્ત્તી રહી છે! આપણા આવા આવા દોષ દૂર કરવા આપણે તત્પર થઇએ તો, મને ખાત્રી છે કે, સ્ત્રીઓને આપણા સામે રોષ રહેશે નહીં."

બન્ને પક્ષ પ્રત્યે નીરક્ષીરન્યાયે નિરીક્ષા કરીને આમાં શાસ્ત્રીએ વચલો માર્ગ બતાવ્યો. પણ આવો વચલો માર્ગ લેવો એટલે પોતાનું કડકપણું તજી દેવું અને જુવાનોને નમતું આપવું—આવો અર્થ કરીને મોહનરાયે કહ્યું: "તમે એમ દહીં-દૂધમાં પગ રાખવા જાઓ, એ ન ચાલે. હું તો એકજ વાત સમજું છું. અત્યારે આપણા જેવડી ઉમ્મરના વૃદ્ધો જે કાંઇ આચરી રહ્યા છે તે શું ખોટું છે કે-આ ટીચકુડીઆં જુવાનીઆં આપણને ઉપદેશ આપવા આવે છે! શાસ્ત્રીજી, તમે જેટલું શાસ્ત્રોનું દોહન કર્યું છે તેટલું તો શું પણ તેનાથી સહસ્રાંશનું દોહન પણ કરનાર તમે એ સભામાં કોઇને જોઇ હતી કે જોયો હતો? એ તો પશ્ચિમના સુસવાટાનો ભોગ થઇ પડેલાં બધાં મગજો ભેગાં થયાં હતાં! ટાપટીપ અને ફેશનમાં મોહેલાં અને સ્વચ્છંદતાપર રીઝેલાં થયેલાં પતંગીઆં એકઠાં થયાં હતાં! આપણે તેઓને કાબૂમાં રાખીએ છીએ; નીતિના કડક નિયમો પળાવીએ છીએ, એમના હિત માટે એમને બંધનરૂપ વર્તુલમાં ઘેરી રાખીએ છીએ, તે તેમને પસંદ નથી અને તેઓ અકળાયલાં, મુંઝાયલાં, તમારી સુરેખા જેવો એકાદ પ્રસંગ હાથ આવતાં, પોતાનો બધોયે રોષ હિન્દુસમાજ પર ઠાલવી દઇને બંધનમાંથી ચસકવા માગે છે! નીતિથી ચલિત થવાની અબાધિત છૂટ મેળવવા માટે આપણાં કાંડાં કપાવવા માગે છે! અને પોતાને ભ્રષ્ટ જીવન ગાળવું હોય છે તેથી કોઇ રડયાખડયા ભ્રષ્ટજીવનનું દૃષ્ટાંત આગળ લાવે છે! બાકી, આપણી જ્ઞાતિઓનો અને આપણા હિન્દુઓનો લગીરે દોષ નથી. આપણે શાસ્ત્રાનુસાર જ વર્ત્તીએ છીએ. આપણો વાંક કાઢવા જુવાનીઆંને કશોજ અધિકાર નથી."

"આપ તો ભારે આગ્રહી છો!" શાસ્ત્રીએ ટીકા કરી.

"બેશક. હું એટલો કડક છું કે, મારા વિચારોની વિરુદ્ધ એ લોકોનું રતિમાત્ર પણ હું ચાલવા દઇશ નહીં. મને એ સભાના ઠરાવની લગીરે પરવા નથી અને તે પાળવા માટે આપણે કોઇ કાયદાથી બંધાયલા નથી."

"હું આપ મુરબ્બીના વિચારોની સામે પડવા માગતો નથી પણ" શાસ્ત્રીએ કહ્યું: "મારું હૃદય એ સ્ત્રી-વર્ગ તરફ કડક થવા ના પાડે છે. મારી સુરેખાના દાખલા ઉપરથી હું કહી શકું છું કે, આપણા દેશમાં પુરૂષ-વર્ગથી અન્યાય પામેલી અનેક સ્ત્રીઓ વિદ્યમાન છે. તેઓનાં બળ્યાંઝળ્યાં હૃદયોને રાહત આપવી, એ આપણો ધર્મ છે."

"નહીં, નહીં. તમે ભરમાઈ ગયેલા છો! એ સ્ત્રીઓની જંગી સભા જોઇ ગભરાઈ ગયેલા છો! એમના તરફ લગીરે સમભાવ ન રાખશો અને જો ડાહ્યા હો તો, તમારી સુરેખાને હવેથી કદી પણ ઘર બહાર પગ મૂકવા દેશો નહીં. ખાસ કરીને એ સાકરવાળા કુટુંબની કન્યાઓ સાથે ભેળાવા દેશો નહીં. એના વિચારો તેઓ પલ્ટાવી દેશે અને તે ક્યાંક ન કરવાનું કરી બેસશે."

વ્રજલાલ શાસ્ત્રીને આ સાંભળીને મનમાં ને મનમાં હસવું આવ્યું. સુરેખા કેવી છે, એનો અનુભવ શાસ્ત્રીને મોહનરાય કરતાં વિશેષ હતો. સુરેખા હજી પણ પોતાના નાસી ગયેલા પતિ પર અનન્ય ભક્તિ રાખે છે અને રાત દિવસ એ પાછો આવે તે માટે ઈશ્વરપ્રાર્થના કર્યા કરે છે, એ શાસ્ત્રી સારી પેઠે જાણતો હતો. શું એના પર કડક થવું? શું માટીના કાચા ઘડા પર મેઘવૃષ્ટિ કરવી? શું કોમળ કદળીગર્ભ પર કુહારનો પ્રહાર કરવો? નહીં. એના પ્રત્યે ક્ષણભર પણ કડક થવાય જ નહીં. દુઃખીઆરીને વળી ડ્હામ દેવા જેવા મોહનરાયના એ વિચારો શાસ્ત્રીને ગમ્યા નહીં પણ તેણે એ સામે કાંઇજ ન કહેતાં ફક્ત તેને રીઝવવા એટલું જ કહ્યું કે: "આપની એવી જ ઇચ્છા છે તો એ સંબંધમાં બની શકતી સાવચેતી રાખીશ."

આ વાતચીતને બે ત્રણ દિવસ વહી ગયા પછી સ્ત્રીઓ તરફથી જબરૂં પ્રચાર-કાર્ય ચાલતું હોવાની ખબર મોહનરાયને અને શાસ્ત્રી વ્રજલાલને થઈ. દરરોજ પ્રકટ થતાં વર્ત્તમાનપત્રોમાં માધવબાગની સભાના ઠરાવની તરફેણમાં લેખો ઉપર લેખો પ્રકટ થવા લાગ્યા. વળી એ ઠરાવનાં હસ્તપત્રો પ્રકટ કરીને ઘેરઘેર વહેંચાવવામાં આવ્યાં અને કેટલીક યુવતીઓ જુદી જુદી ટુકડીઓમાં જુદા જુદા મહોલ્લાઓમાં ફરીને ઠરાવ ઉપર સ્ત્રી-પુરુષોની સહીઓ લેવા લાગી. મોહનરાયના સાંભળવામાં વળી એવું આવ્યું કે-ધારાસભામાં છૂટાછેડાનો ખરડો લાવવા માટે અને સરકાર મારફત તે કાયદા તરીકે પસાર કરાવવા માટે પણ હીલચાલ થઇ રહી છે અને ધારાસભાના એક સભાસદે એવો ખરડો તૈયાર કરવા માંડયો છે. મોહનરાયે તેની સામે હીલચાલ કરવાનો ઠરાવ કર્યો. તેણે મુંબાઇમાં રહેતા ધરાસભા-

ના કેટલાક સભાસદોની મુલાકાત લીધી. તેઓમાંના કેટલાકે આવા ઠરાવનો વિરોધ કરવા સંમતિ આપી પરંતુ કેટલાકે આનાકાની કરી. એ આનાકાની કરનારાઓની દલીલ એ હતી કે, પ્રજામતની વિરુદ્ધ જવું અમને પાલવી શકે નહીં. અત્યારે જે પ્રચાર–કાર્ય ચાલી રહ્યું છે તેમાં જો પ્રજાનો ટેકો જણાશે તો અમારાથી ઠરાવનો વિરોધ થઇ શકશે નહીં. મોહનરાયે તેઓને નિર્બળ મનના પુરુષો તરીકે જણાવ્યા; "પવન જોઇને પીઠ ફેરવનારાઓ" તરીકે ગણ્યા અને ધર્મને ડૂબાવનારા લેખ્યા.

ધારાસભાના સભ્યોની મુલાકાત લઇને તેણે સરકારના અધિકારીઓની મુલાકાત પણ લીધી. તે પોતે સરકારનિયુક્ત સભાસદ હતો; એટલે અધિકારીઓ આગળ તેનું વજન પડતું હતું. આ મુલાકાત દરમ્યાન મોહનરાયને નવો અનુભવ થયો. ઘણાક અધિકારીઓએ અને ખાસ કરીને એક ઉચ્ચ યુરોપીઅન અધિકારીએ તો હિન્દુ સમાજની ખૂબ ઝાટકણી કાઢીને સ્ત્રીઓ તરફ તે સમાજ સન્માનહીન અને વિવેકહીન છે, એવું કહ્યું.

"પણ આ ખરડાનું શું?" મોહનરાયે પૂછ્યું: "મહારાણી વિકટોરીઆના વખતથી સામાજીક કે ધાર્મિક બાબતોમાં દેશની અંદર હાથ નહીં નાંખવાનું વચન અપાયલું છે તેનું શું?"

આ પ્રશ્નનો ચોખ્ખો ઉત્તર કોઇજ અધિકારીએ મોહનરાયને આપ્યો નહીં. એ બાબત તો સરકારના હાથમાં છે પણ અમારાં અંતઃકરણ શા માટે આવા ખરડાઓની તરફેણમાં ન હોય?–આવો જવાબ તેને મળ્યો. જે ઉચ્ચ યુરોપીઅન અધિકારીએ મોહનરાય આગળ હિન્દુ સમાજની ઝાટકણી કાઢી હતી તેણે તો પશ્ચિમના દેશોનો દાખલો મોહનરાય આગળ ધર્યો અને અભિપ્રાય આપ્યો: "તમે હિન્દુઓ અમારા જેવા સુખી થાઓ, એવું હું તો ખાસ ઇચ્છું છું."

પશ્ચિમના દેશોના રીતરિવાજ સામે મોહનરાયને ઘણું કહેવાનું હતું; પણ ઉચ્ચ અધિકાર ઉપરના યુરોપીઅનની તેને શેહ પડી અને તે પોતાનું વિરોધી વક્તવ્ય કહી શક્યો નહીં.

એકંદરે એ તમામ મુલાકાતોનો સાર મોહનરાય કાંઇજ ઉપજાવી શકયો નહીં. સરકાર આવા ખરડાનો વિરોધ કરશે કે તેની તરફેણ કરશે એ તેનાથી સમજાયું નહીં અને ધારાસભાના સભાસદોમાં તેને મતભેદ માલુમ પડયાથી ખરડો ઉડી જશે કે મંજુર થશે, એની કાંઇ સમજ તેને પડી નહીં. પણ મોહનરાય હિમ્મત હાર્યો નહીં. પોતે સ્ત્રીઓના હક્કનો વિરોધી છે અને વિરોધી રહેશે જ એવું

તેણે ઠરાવ્યું. એટલુંજ નહીં; પણ વિરોધી પ્રચાર-કાર્ય પણ ઉપાડવાનો તેણે નિશ્ચય કર્યો.

તે સનાતન ધર્માવલંબી પંડિતો અને જ્ઞાતિ-પટેલોની મુલાકાત લઇ આવ્યો. તેઓએ તેના વિચારોને જોરશોરથી પુષ્ટિ આપી. આવો ખરડો ધર્મભ્રષ્ટતા વધારશે, એવા મોહનરાયના અભિપ્રાય સાથે તેઓ મળતા થયા.

આજ કાલની સ્ત્રીઓ સામે મોહનરાયે વાપરેલાં વિશેષણોથી પણ અતિઘણાં સખ્ત વિશેષણો વાપરીને માધવબાગમાં મળેલી સ્ત્રીઓની સભાના ઠરાવને સખ્ત શબ્દોમાં ધિઃક્કારી કાઢવા તેમજ સરકારને આવો કોઈ ખરડો પસાર નહીં કરવાની ચેતવણી આપવા માટે એક મોટું સંમેલન યોજવાનો વિચાર મોહનરાયે તેઓ આગળ જાહેર કર્યો. તેઓએ તેને સંપૂર્ણ સંમતિ આપી. મોહનરાયના પગમાં બમણું જોર આવ્યું, તેણે વિરોધી પ્રચાર-કાર્ય શરૂ કરી દીધું. હસ્ત પત્રકો મારફત "સનાતન ધર્મ સંમેલન"ની જાહેરાત કરી દીધી અને વર્ત્તમાનપત્રોના અધિપતિઓને તે મળ્યો. વર્ત્તમાનપત્રો સંબંધી તેને કંઇક ઔર અનુભવ થયો. મુંબાઇમાં નીકળતાં લગભગ દરેક દૈનિક વર્ત્તમાનપત્રમાં સ્ત્રીઓની સભાના ઠરાવની તરફેણમાં લખાણો આવતાં હતાં. એ વર્ત્તમાનપત્રોમાંનાં કેટલાકના અધિપતિઓએ તેને સલાહ આપી કે, આપ આ જુના સડેલા વિચારો પ્રસારો નહીં તો વધારે સારૂં. અત્યારે નવો યુગ બેસી ચૂકયો છે. તેને વેગ આપવાની અને અપનાવવાની જરૂર છે. મોહનરાયને પંડિતો અને જ્ઞાતિ-પટેલોની પૂંઠ હતી; એટલે, યુરોપીઅન અધિકારીઓ આગળ જેવી શેહ તે ખાઇ ગયો હતો તેવી તેણે વર્ત્તમાનપત્રોના અધિપતિઓ આગળ ખાધી નહીં. પોતાના વિચારોમાં મક્કમ રહીને તેણે તે વિચારો પ્રગટ કરાવવા માગ્યા અને તેની પાછળ જેટલું ખર્ચ થશે, તે કરવાનો નિશ્ચય જાહેર કર્યો. અધિપતિઓમાંના કેટલાકે તેનો એ નિશ્ચય જોઇને નમતું મૂકયું અને મોહનરાયની અને તેના જેવા વિચાર વાળાઓની નાણાંની કોથળીનો લાભ લેવો શરૂ કરી દીધો. પણ બધાંજ દૈનિકો વિષે આવો અનુભવ મોહનરાયને થયો નહીં. એક બે પત્રોએ તો જુના વિચારોનું નિકંદન કાઢવાની પોતાની મક્કમતા ચાલુ રાખવા જણાવી. બે-ત્રણ પત્રોએ જુના અને નવા બન્ને વિચારોને પોતાનાં પત્રોમાં સ્થાન આપવા જણાવ્યું. પણ મોહનરાયને ખરેખરી પુષ્ટિ બે સાપ્તાહિક પત્રોએ આપવા હિમ્મત ભીડી. એકંદરે મોહન-રાયને આ બધા સંજોગ આશાસ્પદ લાગ્યા.

એક બાજુ મોહનરાયનું વિરોધી પ્રચાર-કાર્ય અને બીજી બાજુ સ્ત્રી-વર્ગનું તરફેણનું પ્રચાર-કાર્ય, એ બે વચ્ચેની ખેંચાખેંચ મુંબાઇ નગરીમાં ચાલી રહી. પ્રથમ પક્ષમાં વૃદ્ધો ભળ્યા; ધર્મશાસ્ત્રોના ધુરંધર અભ્યાસીઓ ભળ્યા; અને બીજા પક્ષમાં અંગ્રેજી વિદ્યાનો પરિચય મેળવનારાઓ ભળ્યા; અનેક વકીલો અને ડાક્ટરો ભળ્યા; કોલેજોનો યુવક-વર્ગ ભળ્યો અને યુવતી જગતમાંની ભણેલી સ્ત્રીઓએ તેઓના સહકારથી જુદાં જુદાં કેં કેં ભાષણોની હારમાળાઓ ગોઠવી દીધી.

સનાતન ધર્મ સંમેલન મળવાનો નક્કી થયેલો દિવસ આવી લાગવાને ફક્ત એક રાત આડી રહી. મોહનરાય તે રાત્રે ઘેર રહ્યા નહી અને સંમેલનમાં રજુ થનારા ઠરાવો ઘડવા તથા તે ઠરાવો ઉપર ભાષણ કરનારાઓનાં નામો વગેરે નક્કી કરવા માટે સંમેલનની કાર્યકારિણી સભામાં ગયા.

રાત્રિના દશ વાગ્યાનો સમય છે. સુરેખા પાસે બેસીને તેના પિતા વ્રજલાલ શાસ્ત્રી ભાગવત વાંચે છે. એ વખતે " સરદાર સાહેબ, બારણું ખોલજો " એવો અવાજ બહારથી સંભળાયો.

વ્રજલાલ શાસ્ત્રીએ બારણું ખોલ્યાં; એટલે બે યુવકો તેમના જોવામાં આવ્યા. એમાંના એકે હાફકોટ અને પાટલુન પહેરેલાં હતાં પણ તેના માથા ઉપર તુર્કીશ ટોપી હતી. બીજા યુવકે બદનપર મુખમલનું અંગરખું, માથે મંડીલ, અને પગે રેશમી સુરવાલ તથા ભરત કામવાળી મોજડીઓ પહેરી હતી અને એક રેશમી દુપટ્ટો જમણા ખભા ઉપરથી નીચે આડો લટકાવીને ડાબી બાજુની કેડ તરફ તેની ગાંઠ વાળેલી હતી.

આ બન્ને યુવકોમાંના તુર્કીશ ટોપીવાળાને તો તુરતજ શાસ્ત્રી ઓળખી ગયા; પણ તેની સાથેના ભપકાદાર રાજશાહી ઠાઠવાળાને તેઓ તુર્ત વેળા ઓળખી શક્યા નહીં. તુર્કીશ ટોપીવાળાને ઉદ્દેશીને શાસ્ત્રીએ પૂછ્યું: " કેમ ડિટેક્ટિવ સાહેબ, કાંઇ પત્તો ? "

સાથેના યુવક તરફ આંગળી ચીંધીને તુર્કીશ ટોપીવાળાએ કહ્યું: " એજ આ ! "

" એમ ! ઓળખાતા જ નથી ને કાંઈ ?! આવો, આવો, અંદર આવો " એમ કહેતાં કહેતાં શાસ્ત્રીએ હર્ષઘેલા બની જઇને રાજશાહી ઠાઠવાળા યુવકનો હાથ ઝાલીને તેને ઘરમાં લીધો.

બન્ને યુવકોને મોહનરાયના દિવાનખાનામાં બેસાડીને શાસ્ત્રીએ પોતાની પુત્રીને હાંક મારી: " બેટા સુરેખા, આમ આવ તો ? જો, આ કોણ આવ્યું છે ? પ્રભુએ તારાપર કેવી કૃપા કરી છે ? "

સુરેખાને ખબર ન હતી કે–કોણ આવ્યું છે. તે દિવાનખાનામાં આવી અને તરતજ લજ્જાથી ઘુંઘટ તાણીને તે પાછી જતી રહી.

આ જોઇને તુર્કીશ ટોપીવાળો બોલી ઉઠયો: "શાહબાશ! ઔરત વો હય જિસ્મે શર્મ હો" તેણે રાજવંશી ઠાઠવાળા યુવક તરફ જોઇને કહ્યું: "જો નાદાન! આ મારી બહેન તારા તરફ હજી પણ કેવા માનથી નિહાળે છે? કયાં તું ઉલ્લુ અને કયાં એ પાક ઔરત!"

"હશે; હશે; મિયાં સાહેબ!" શાસ્ત્રીએ તેને કહ્યું: "એમને હવે કશું કહેશો નહીં. એ ક્ષેમકુશળ પાછા આવ્યા એટલે અમને તો બધુંએ મળ્યું. મારી પુત્રી તો એમની ચરણરજ છે. એમના વિના એને બિચારીને કયાં આરો છે?"

"અમારા લોક તો આવાને એકદમ તલાક આપી દઇને દુનિયામાં તેને એવો ગેરઆબરૂવાળો બનાવી મૂકે કે, ફરીથી કોઇ ઓરત સાથે નિકાહ કરવાની ખો ભૂલી જાય."

"હોય. હોય. એ તો રિવાજે રિવાજોમાં ફેર છે ને ભાઇ?"

સુરેખા એ વખતે ચ્હાના પ્યાલા લાવી. તેણે પોતાના મ્હોં પર ઘુંઘટ તાણેલો રાખ્યો હતો. બન્ને યુવકોની આગળ પ્યાલા મૂકીને સુરેખા અંદરના ભાગમાં જતી રહી અને બારણાની આડમાં ઉભે ઉભે એ મંડીલધારી મહાશયનું વદન નિરખતી રહી અને બે હાથ જોડીને પ્રભુનો આભાર માનતી રહી કે: "હે દયાળુ દેવેશ્વર! આખરે તેં મારી અરજ સાંભળી ખરી!"

વાચકોને ભાગ્યેજ આ બન્ને યુવકોની ઓળખાણ આપવી પડશે. તેમાંનો મંડીલધારી યુવક મુકુન્દ છે અને તુર્કીશ ટોપીવાળો દાદુમિયાં છે!

મુકુન્દનું પ્રત્યાગમન કેવી રીતે થયું, એ હવે પછીનું પ્રકરણ વાંચવાથી સમજાશે.



## પ્રકરણ ૨૪ મું.

### એક અબળાને ખાતર!

**તીવ્ર શસ્ત્રથી અંગ ભલે છુંદાઇ જાતાં,**
**ધનતન વૈભવ રાજ્ય ભલે નહીં જેવાં થાતાં;**
**પણ અબળાનું દુઃખ નિવારૂં માથા સાટે,**
**ભયથી પાછો હટે અમર તો પૃથ્વી ફાટે.**

(અમરસત્ર.)

પ્રકરણ ૧૬ મામાં જણાવ્યા મુજબ, આગ્રાથી ચીખલ નામના ગામડામાં જવા માટે મુકુન્દ, સરદારના વેષમાં બળદગાડીમાં બેસીને પ્રયાણ કરી રહ્યો હતો તેવામાં માર્ગમાં બદમાશોએ તેને ગુફામાં લઈ જઇને હંટરનો માર મારીને તેની પાસેથી નીકળેલી ચેક-બુકમાંનું અંગ્રેજી નામ જાણવા માગતાં તેણે તે આપ્યું નહીં એટલે તેને વિશેષ માર મારવા માંડયો. તેને એ માર પડતો હતો ત્યારે ગુફાના બારણા આગળ કાળા ઝભ્ભાવાળી એક આકૃતિએ આવી પહોંચીને પોતાના હાથમાંની રિવોલ્વરની નળી બતાવીને તેઓને સૌને તાબે થવા કહ્યું; જેથી તેઓ સરદારને માર મારતા થંભી ગયા.

રિવોલ્વર બતાવનાર વ્યક્તિ ત્યાં એકલીજ આવી નહતી. તેની સાથે એક પોલિસ-ઇન્સ્પેક્ટર અને પાંચ-છ પોલિસનાં માણસો પણ હતાં. તેઓને તેણે ગુફામાં પ્રવેશ કરવા હુકમ આપ્યો. સિપાઇ-ઓએ બદમાશોને ઘેરી વળીને તેમને હાથકડીઓ પહેરાવી દીધી. સરદાર મહાશય તો ખૂબ માર પડયો હોવાને લીધે હોશકોશ વિનાના બની ગયા હતા.

કાળા ઝભ્ભાવાળી વ્યક્તિએ તેને શુદ્ધિમાં લાવવા સિપાઇઓને હુકમ કર્યો અને તે દરમ્યાન તેણે તથા પોલિસ-ઇન્સ્પેક્ટરે બેંકની ચોપડી તથા ચેક-બુક તપાસ્યાં. તે બન્ને ઉપર "ચાર્લ્સ વિલિયમ્સ" નામે એક યુરોપીઅનનું નામ હતું. તેનું શરનામું એજ યુરોપીઅન હોટેલનું હતું કે જ્યાં સરદાર યુરોપીઅન તરીકે ઉતર્યો હતો. આ બેંકની ચોપડી અને ચેક-બુકની વધુ તપાસ કરતાં એમ માલુમ પડયું કે-ખાતામાંથી ત્રણ દિવસ ઉપર રૂપીઆ ૧૦૦૦ ચેક મારફત ઉપાડવામાં આવ્યા હતા અને ચેક તથા બેંકની ચોપડીમાં તેની તારીખ અને રકમ બરાબર મળી રહેતાં હતાં. આ જોઇને પોલિસ-

ઈન્સ્પેક્ટર બોલ્યો: "બસ; ફરીઆદીના કહેવા મુજબ જ આ બુકો બરાબર મળી આવી; પણ રૂપીઆ ?"

"તે શુદ્ધિમાં આવશે એટલે તે વિષે તેને પૂછીશું."

મુકુન્દ શુદ્ધિમાં આવ્યો, એટલે કાળા બુરખાવાળી વ્યક્તિએ તેને ઉદ્દેશીને કહ્યું: "કેમ દોસ્ત ? મારી આગળ તેં હાંકેલી બધી બડાશો ક્યાં ગઈ ? તું તો એક યુરોપીઅન પેઢીમાં નોકર હતો ને ?"

પોતાની આસપાસ પોલિસના માણસો હતા, એવું મુકુન્દે જોયું; પોતાને માર મારનાર બદમાશો પોલિસના તાબામાં પકડાઈ ચૂકેલા છે એવું પણ જોયું અને જે કાળા ઝબ્ભાવાળો પોતાને ઉદ્દેશીને બોલતો હતો તેના હાથમાં તેણે બેંકની ચોપડી અને ચેક બુક જોયાં. તેનો અવાજ અને તેના માર્મિક પ્રશ્નથી તે તેને ઓળખી ગયો. તેણે પૂછ્યું: "કોણ દાદુમિયાં ? મિત્ર, ઠીક થયું કે, તેં મને આ બદમાશોના હાથથી બચાવ્યો !"

"પણ પોલિસ ખાતાના હાથમાંથી હું તને બચાવી શકું તેમ નથી" કાળા ઝબ્ભાવાળો કે જે ખરેજ દાદુમિયાં હતો, તેણે પોતાનો ઝબ્બો ઉતારી નાંખીને જવાબ દીધો: "કારણ કે, તેં એક નહીં પણ વધુ ઠગાઈઓ કરી છે. આ બદમાશોમાંના બેને બનાવટી ડાક્ટર અને કંપાઉન્ડર બનાવીને તેં તારા મિત્ર અનિરૂદ્ધના બિમાર ગુરૂદેવને ઠગ્યા હતા; તેમના રૂપીઆની ચોરી કરી હતી. આ બધું તેં વેષ ધારી સરદાર તરીકે કરેલું કે જે વેષમાં તું અત્યારે છે. સરદારના વેષમાંથી તેં યુરોપીઅનનો વેષપલટો કર્યો અને હોટેલમાં 'ચાર્લ્સ વિલિયમ્સ' નામના એક યુરોપીઅનની ખોલીમાં ઘુસીને તેં તેના ખિસ્સા ાથી રૂા. ૧૦૦૦) ની નોટો અને તેની બેંકની ચોપડી તથા ચેક-_, ચોરી લીધાં. તેણે તુરતનાજ એ રૂપીઆ બેંકમાંથી આણેલા હતા. એ યુરોપીઅનને તાત્કાળિક કદાચ એ રૂપીઆની જરૂર નહીં હોય એટલે તે દિવસે તેનું ધ્યાન તે તરફ ગયું નહી પણ ગઇ કાલે સાંજે તેણે પોલિસ ખાતાને ખબર આપી કે, તેના કોટમાંથી ચોરી થઇ છે. પોલિસ તરફથી તપાસ માટે આ પોલિસ-ઇન્સ્પેક્ટર ગઇ કાલે રાત્રે હોટેલમાં આવ્યા. એ દરમ્યાન મારે તેઓની મદદ તારા સંબંધમાં જોઇતી હતી તેથી મારા ઓદ્ધાની રૂએ મેં તેમની મદદ માગી—"

"તારો ઓદ્ધો ? શું તું કોઈ ઓદ્દેદાર છે !" મુકુન્દે દાદુમિયાંને પૂછ્યું.

"હા. હું મુંબઇની છુપી પોલિસમાં સબ-ઇન્સ્પેકટર છું. તારી જ પાછળ મને મોહનરાયે અને તારા સસરાએ તપાસ કરવા મોકલ્યો હતો!"

"તું છુપી પોલિસનો અધિકારી છે? તો શું ગણિકાઓને ત્યાં જુગાર રમવાના ગુન્હામાં અપવાદ રૂપે તને એવો અધિકારી બનાવેલો છે!"

દાદુમિયાંએ જવાબ દીધો: "જેટલી વખત હું મુંબઇમાં સુલક્ષણા ગણિકાને ત્યાં જુગાર રમવા આવતો તેટલી વખત એક કે તેથી વધુ બદમાશોની પાછળ ભમતો રહેતો હતો અને એ દરેક વેળા મને કાંઇને કાંઇ વિશેષ બાતમીઓ તેઓના સંબંધમાં મળતી. ગુન્હેગારને પકડવા માટે અમારે કોઇપણ વેષ લેવો પડે; અને કોઇપણ જાતનો ધંધો કરવો પડે. આગ્રામાં યુરોપીઅન હોટેલમાં મારૂં વસવું કેવળ તું કે જે ગુન્હેગાર છું તેને પકડવા માટે ખાતર થયું હતું. ત્યાં વસવાથી હું તારી અનેક ઠગાઇઓ જાણી શકયો. તારી પૂંઠ પકડીને મેં વીશીવાળા સાથે તને વાત કરતો સાંભળ્યો; બદમાશોમાંના એકની પૂંઠ પકડીને તેઓના બેત જાણ્યા અને તેઓની પૂંઠે અહીં આવતાં તો તારી આગલી ઠગાઇઓ ઉપરાંત ચાર્લ્સ વિલિયમ્સના ખાતાની ઠગાઇની વાત પણ જાણી! કહે, હવે આમાં તું મને કઇ રીતે દોષિત ઠરાવવા માંગે છે?"

મુકુન્દે કપાળ કુટયું. દાદુમિયા ડીરેક્ટિવ ખાતાના માણસ તરીકે પોતાનો મિત્ર થઇને રહ્યો હશે એની તેને ખબર જ નહતી. તે તો એમજ માનતો હતો કે—આ કોઇ પાકકો મવાલી મિયાં હશે. હવે તેણે જાણ્યું કે–તે તો પોલિસ-સબ-ઇન્સ્પેકટરનો ઓદ્ધો ધરાવે છે!

"તને પકડવાનું માન કદાચ અત્યાર અગાઉ હું ખાટી ગયો હોત." આગ્રાના પોલિસ-ઈન્સ્પેક્ટરે કહ્યું: "પરંતુ જે ગુરૂ ઉપર તેં સરદારના વેષમાં પ્રભાવ પાડયો હતો, તે ગુરૂએ તને પોતાના રૂપીઆની ચોરી માટે શકદાર ગણ્યો નહીં અને ફરિયાદ માંડવા ના પાડી એટલે મેં સત્તાવાર તપાસ છોડી દીધી હતી અને ચાર્લ્સ વિલિઅમ્સની તપાસનું કામ માથે લીધું હતું. સારે નસિબે આ મુંબાઇના છુપી પોલિસ ખાતાના અમલદારની મદદથી હું તને પકડી શકયો. બોલ, હવે તારી ઉપરના આરોપો સંબંધી તું શું કહે છે? ગુન્હેગાર કે બિનગુન્હેગાર?"

મુકુન્દને પોતાના ગુન્હા કબૂલ્યા સિવાય છૂટકો ન રહ્યો. ચાર્લ્સ વિલિયમ્સની ખોલીમાંથી ચોરી કર્યાની વાત તેણે કબૂલ કરી અને જણાવ્યું કે-શ્રીધરશર્મીની કોથળીમાંથી મને રૂા. ૪૦૦ મળ્યા હતા પણ તે યુરોપીઅન હોટેલમાં રહેવાને સબબે મને તદ્દન ઓછા પડયા અને વધુ રૂપીઆની જરૂર જણાઇ; તેથી હોટેલમાં જ રહેતા તે યુરોપીઅનની ગફલતનો લાભ લઈ તેની રૂમમાંની તેની ટૂંક ગેરહાજરીમાં મેં આ ચોરી કરી છે. હું બેંકની ચોપડી અને ચેક-બુક લેવાનો નહતો પણ તેની સહીનો એક કાગળ તેની ઓરડીમાંથી મારા હાથમાં આવ્યો; જે ઉપરથી ભવિષ્યમાં તેના જેવી નકલી સહીથી હું તેના ખાતામાંથી રૂપીઆ ઉઠાવી શકીશ, એ મતલબે મેં તે ચોપડીઓ લઇ લીધી. રૂપીઆ મારા દુર્ભાગ્યે, મારે દાદુમિયાને તેના અંગત લ્હેણા બદલ આપી દેવા પડયા ! એટલે :હવે તો હું ખાખી બંગાળી થઇ ગયો છું ! બેંકની ચોપડીઓ અને ચેક-બુકમાં મેં કશી ગડમથલ કરી નથી."

મુકુન્દનાં છેલ્લાં વાકયો સાંભળીને દાદુમિયાંના મનમાં મોટી ગડભાંગ થઇ રહી. પોતાના અંગત લ્હેણા રૂપીઆ, આ બદમાશની કબૂલાત પ્રમાણે ચોરીના રૂપીઆ ઠર્યાથી જતા કરવા કે તેને જુઠ્ઠો ઠરાવીને એ રૂપીઆ વસુલ કરેલા રાખવા, એ સવાલોએ તેને મુંઝવી નાંખ્યો. અત્યારે મુકુન્દ 'ચોર' ઠર્યાથી તેની ઇજ્જત કાંઇ રહેલી નથી; જેથી તેને તે બેલાશક જુઠ્ઠો ઠરાવી શકે; પણ તેણે તેમ કર્યું નહીં. તેને સુરેખા યાદ આવી. જ્યારે મોહનરાય અને વ્રજલાલ શાસ્ત્રીએ તેને મુકુન્દને શોધવાનું કામ સોંપ્યું હતું ત્યારે સુરેખા ત્યાં હાજર હતી. તેનું મ્હોં દયાભર્યું હતું, તેની આંખોમાં આસુ હતાં; અને કેવળ નિર્દોષતાની મૂર્ત્તિ સમી તે લાગતી હતી. ઉપરાંત તેના પર મુકુન્દે વરસાવેલા સિતમની કહાણીઓ પણ તેણે વ્રજલાલ શાસ્ત્રી મારફત સાંભળી હતી. આ તમામ બાબતો ધ્યાનનાં લઇને દાદુમિયાંએ નિર્ણય કર્યો કે-કોઇને ખાતર નહીં તો સુરેખાની ખાતર આ બદમાશને બચાવવો જોઇએ-તેને બીજા ગુન્હાઓમાંથી છોડાવવો જોઇએ-તેની પાસેથી વચન લેવું કે, તે હવે પોતાનો ભવિષ્યનો ગૃહસંસાર સુલેહશાન્તિથી ચલાવશે અને અને તેની પત્નીને તે સુખી કરશે. આ ચોરીના ગુન્હામાંથી તેને મુક્ત કરાવવાની અનેક બારિકીઓ હતી અને તે અમલમાં મૂકવાનો ઠરાવ કરીને દાદુમિયાંએ આત્મ-ત્યાગવૃત્તિથી પોલિસ-ઇન્સ્પેકટરને જવાબ દીધો કે: "એ રૂપીઆ ચોરીના છે એટલે હું તે ફરીઆદી ચાર્લ્સ વિલિયમ્સને સોંપી દેવા ખુશી છું."

મુકુન્દને કાંઇ આ ઉપકાર લાગ્યો નહીં. તે બોલ્યો: "એ તો તમારે આપવા જ પડશે ને ! મારી પાસે તે રૂપીઆની પહોંચ છે; એટલે હું અદાલતમાં રજુ કરી શકીશ."

"પણ તેથી તું ચોરી માટે ગુન્હેગાર તો ઠરીશ જ."

"એ તો હવે દેખીતું જ છે."

મુકુન્દને ખબર નહતી કે–ચોરી માટે પણ અદાલત સમક્ષ તેને ઉભો કરવામાં ન આવે એવી એક બારિકી દાદુમિયાં અજમાવવા ધારતા હતો. દાદુમિયાંએ એ વિષે અત્યારે કાંઇ ઉલ્લેખ નહીં કરતાં પોલિસ–ઇન્સ્પેક્ટર આગળ બીજા બદમાશો વિષે વાત કાઢી. તેણે પૂછ્યું: "આ બદમાશો પર આપ શો આરોપ મૂકવા ધારો છો ?"

"આ વેષધારી સરદારને સતાવવાનો; અને તે પહેલાં તેઓ માંના બેએ ડાક્ટર અને કંપાઉન્ડરનો વેષ લઇને આ વેષધારી સરદાર પાસેથી રૂ. ૫૦) લાંચ લઇને શ્રીધરશર્માનાં નાણાંની ચોરીમાં આડકતી રીતે મદદ કર્યાનો."

દાદુમિયાંએ હસીને જણાવ્યું કે: "શ્રીધરશર્માએ તો ફરીઆદ કરવા ના પાડી છે."

"પણ તમે મોજુદ છો ને ? તમે બદમાશોની પાછળ જઇને તેઓની વાતચીત સાંભળી હતી. એમાંથી આ મુદ્દાના આરોપનો પુરાવો મળી રહેશે અને આરોપી સરદારે એ ખરી હકીકતનો ઉલ્લેખ હમણાં જ આપણી આગળ કર્યો છે, તેને આધારે તેને ગુન્હેગાર ઠરાવી શકાશે."

આ સંબંધમાં પણ અમુક બારિકીઓ દાદુમિયાના ધ્યાનમાં આવી. એ વિષે અત્યારે કાંઇ ઉલ્લેખ કરવો નકામો ગણીને તેણે બદમાશોને તથા મુકુન્દને આગ્રાના પોલિસ–થાણા પર લઇ જવા દીધા.

તેણે પોલિસ–ઇન્સ્પેક્ટરને સૂચવ્યું કે: "હું ચીખલ ગામમાં જઇ શ્રીધરશર્મા સાથે વાત કરી આવું છું અને તે જો ફરિયાદ કરવા તત્પર થાય છે, તો તેને લઇને આગ્રા આવી પહોંચું છું."

એક બાજુ બદમાશોને અને મુકુન્દને લઇને પોલિસ–ટુકડી વિદાય થઇ ત્યારે બીજી બાજુ દાદુમિયાં ચીખલ ગામમાં પહોંચ્યો. પૂછપરછ કરીને તેણે ડોશીના ઝુંપડામાં શ્રીધરશર્માને બિમાર અનિરૂદ્ધની પથારી પાસે બેઠેલા શોધી કાઢ્યા. સરદારની વાત તેણે છેડી. શ્રીધરશર્માએ તો તેનાં વખાણ કરવા માંડયાં. એ સાંભળીને ધીરે

રહી. હાદુમિયાંએ મુકુન્દની વાત છેડી. ગુરૂએ તેના વિષે ખરાબ અભિપ્રાય આપ્યો. તે ચોર છે, એમ કહ્યું. "કેવી રીતે?" હાદુમિયાંએ પૂછ્યું. વર્ષો પૂર્વે મુકુન્દે મોહનશેઠના ખિસ્સામાંથી મધ્ય રાત્રે રૂા. ૧૦) ચોર્યા હતા અને તે ઉપરથી તેને કાઢી મૂકવામાં આવ્યો હતો, એ વાત શ્રીધરશર્માએ કહી.

એકજ માણુસ વિષે આ બે અભિપ્રાય આ ભલા માણુસે આપ્યા. ખરા મુકુન્દને તેણે ચોર કહો; પણ તેના ખોટા સ્વરૂપ, સરદારને તેણે વખાણ્યું! બદમાશો કેવી સફાઇથી ભલા માણુસોની આંખને અને હૃદયને છેતરે છે, એનો આ સજ્જડ પુરાવો હતો.

હાદુમિયાંએ શ્રીધર શર્માને સૂચવ્યું કે: "એ મુકુન્દ રૂ. ૩૦૦) ની ચોરી કરવા માટે આગ્રામાં હમણાં પકડાયો છે. ગુન્હેગારનું ભૂતકાળનું જીવન પણ ચોરીમાંજ વીત્યું છે, એવું પુરવાર કરી આપવા માટે આપ ન્યાયાસન સમક્ષ જુબાની આપવા પધારશો તો ન્યાયને આપે મદદ કરેલી ગણાશે."

શ્રીધરશર્માને અદાલતનો કંટાળો હતો, પરંતુ ન્યાયને મદદ કરવા માટે સાક્ષી આપવા જવાનું હતું એટલે તેમણે હા પાડી. હાદુમિયાંએ કહ્યું: "આપ જાણો છો કે એણે કેવી સફાઇથી આ રૂપીઆ ચોર્યા છે! એક રાત્રિએ આગ્રામાં મૂસળધાર વરસાદ પડતો હતો ત્યારે એક ભલા વૃદ્ધ મહારાજના સાથીદાર તરીકે તે એક વીશીમાં રહેતો હતો. બિચારા મહારાજ માંદા પડયા. તેમની માંદગીનો લાભ લઇને તેમની પેટીમાંથી તેણે રૂપીઆ ચોરી લીધા અને પછી ડાક્ટરને ત્યાંથી દવા લાવું છું એમ કહીને તે પસાર થઇ ગયો! એ એનો પછીથી મેળાપ થયો નથી; પણ એ ભાઇસાહેબ તે પછી પકડાયા છે."

"તમે કોની વાત કરો છો!"

"મુકુન્દની જ."

"મને પણ આવો જ અનુભવ એક સરદારના સંબંધમાં થયો છે."

હાદુમિયાંએ અજાણપણું બતાવ્યું અને શ્રીધર શર્માએ પોતાની વીતક કહી. હાદુમિયાં હસ્યો અને બોલ્યો: "એજ એ મુકુન્દ!"

"શું વેષધારી સરદાર અને મુકુન્દ એકજ છે?"

"હા જી. આપ તેને જોશો ત્યારે આપને જરૂર ખાત્રી થશે."

"જો તેજ મુકુન્દ હોય તો સરદાર વિષેનો મારો અભિપ્રાય મારે અવશ્ય ફેરવવો જોઇશે."

"મને ભય છે કે, મુકુન્દને સહેજ બે-ત્રણ વર્ષની સખ્ત કેદની સજા થશે; પણ તેમ થતાં બિચારી સુરેખાની ખરાબ દશા થશે. તેના પિતા વ્રજલાલ શાસ્ત્રીને ખેદ થશે; અને શ્રીમાન મોહનરાયને પણ દુઃખ થશે."

"એમ કેમ ! તમારૂં એ કહેવું મને સમજાયું નહીં."

દાદુમિયાંએ મુકુન્દના લમ્પિત જીવનની કહાણી કહી અને પોતાને મોહનરાયે મુકુન્દને પાછો લાવવા મોકલ્યાનું જણાવ્યું. આ સાંભળીને શ્રીધર શર્માએ કહ્યું: "હું સાક્ષી આપવા આવવા ના પાડું છું."

"આપથી તેમ ન થઈ શકે. ન્યાયના કામમાં મદદ કરવા ના પાડયાના આરોપસર આપની સામે કામ ચાલી શકે."

"ત્યારે તો બિચારી સુરેખાની અને મારા મિત્ર વ્રજલાલ શાસ્ત્રીની આપત્તિ હું શી રીતે ટાળી શકું ? મારા મિત્રના જમાઇને ગારે ચોર તરીકે ઠરાવીને સજા કરાવવી ? ! મારૂં અંતઃકરણ તેમ કરવા ના પાડે છે." શ્રીધરશર્મા સ્વગત બળાપો કરવા લાગ્યા: "મુકુન્દ ! મુકુન્દ ! તું આટલો બધો દુષ્ટ હોઇશ, એવી મને ખબર નહતી !"

તેઓ અનિરૂદ્ધની પથારી પાસે બેસીને આ પ્રલાપ કરતા હતા. પ્રાતઃકાળનો સમય હતો. દરદી અનિરૂદ્ધની તબિયત કાંઈક સ્વસ્થ હતી. "મુકુન્દ, મુકુન્દ" એવા શબ્દો સાંભળીને તેણે આંખો ઉઘાડી અને કહ્યું: "ક્યાં છે એ મુકુન્દ ?"

શ્રીધરશર્માએ અત્યારે સૌથી પહેલીજવાર અનિરૂદ્ધને સ્વસ્થ સ્થિતિમાં બોલતો સાંભળ્યો, તેથી તેમને હર્ષ થયો. તેમણે તેને શાન્ત રહેવા સૂચના કરતાં કહ્યું: "વત્સ, તું એના વિષે કશીજ ચિન્તા કરીશ નહીં. તારી તબિયત સુધારવા માટે તારે કેવળ આરામની જરૂર છે."

"પણ આપે હમણાં તેને દુષ્ટ કહ્યો અને તેના વિષે બળાપો કર્યો. એમ કેમ ? શું એણે સરદારના વેષમાં તમને દગો દીધો ?"

શ્રીધરશર્માને અનિરૂદ્ધના પ્રશ્નોનો જવાબ દેવો કે કેમ એની સમજ પડી નહીં; પણ દાદુમિયાં આ પ્રશ્નો ઉપરથી સમજી ગયો કે, મુકુન્દના વેષાન્તરની અનિરૂદ્ધને ખબર હોય એમ લાગે છે. તેણે પૂછ્યું: "સરદાર કોણ છે એ શું આપ જાણો છો ?"

"એ મુકુન્દજ છે. એ ક્યાં ગયો ? બોલાવો એને મારી પાસે."

દાદુમિયાં અને શ્રીધરશર્મા બન્ને આ સાંભળીને એક બીજા સામે જોઈ રહ્યા. અનિરૂદ્ધની જાણ બહાર મુકુન્દનો વેષાન્તર રહ્યો નથી એવી તેમને ખાત્રી થઈ. અનિરૂદ્ધ આમતેમ જોવા લાગ્યો અને થોડીવાર પછી બોલ્યોઃ "ગુરૂદેવ, આપણે વીશીમાં નથી. પેલી ઝુંપડીમાં છીએ. આપ અહીં ક્યાંથી ? અને પેલી બાળા ? અવાક્ દીનહીન કોમળ પ્રેમ–મૂર્તિ બાળા ક્યાં ? ડોશીમા લક્ષ્મી ક્યાં છે ?"

શ્રીધરશર્મા ઝુંપડીમાં આમતેમ ડોશીને શોધવા લાગ્યા. તે ત્યાં નહતી. થોડીવાર પહેલાં દાદુમિયાં આવ્યો ત્યારે તે ઝુંપડીમાં હતી પણ વાતચીત દરમ્યાન તે ક્યારે બહાર જતી રહી એની તેમને કાંઇ ખબર પડી નહતી. મૂંગી બાળાને લગતો ખુલાસો કરવાનું પોતાને માથે આવ્યું એવું જોઇને શ્રીધરશર્માએ કહ્યુંઃ "તેઓ બન્ને બહાર ગયાં છે. હમણાં આવશે. પણ વત્સ, હું તને વિનતિ કરૂં છું કે, તારી તબિયત ઘણીજ ગંભીર છે, માટે તું અન્ય કોઈ વિચારો કરીશ નહીં અને મન સ્વસ્થ રાખ."

"પણ આપ અહીં કેવી રીતે આવ્યા ? હં......મારી ચિઠ્ઠી આપને મળી હશે. ઠીક થયું કે, આપ પધાર્યા. હવે—"

આ વાક્ય તેનાથી પૂરૂં થયું નહીં; કેમકે ઝુંપડી આગળ મોટો કોલાહલ સંભળાઇ રહ્યો. તે ત્રણેના કાન કોલાહલ તરફ સરવા થયા. "બસ એને ખૂબ મારજો." એવો ડોશીનો સ્વર શ્રીધરશર્માએ સાંભળ્યો. "એણેજ એ છોડીને કયાંક સંતાડી હશે." એવો સ્વર વળી કોઈ પુરુષનો સંભળાયો. "મારો, મારો. બીજી વાત નહીં." એવા અવાજો પણ સંભળાયા.

"આ શું છે !" એમ બોલતો દાદુમિયાં પોતાની જગ્યાએથી ઉઠવા ગયો તેવામાં ઝુંપડીના બારણા આગળ ડાંગો સાથે અનેક ગામડીઆઓનું દળ દેખાયું. તેને મોખરે ડોશીમા હતી. તેણે તેઓને ઉદ્દેશીને દાદુમિયાં તરફ આંગળી ચીંધીને કહ્યુંઃ "આ રહ્યો એ લુચ્ચો માણસ !"

આ સાંભળીને દાદુમિયાંની આંખ ક્રોધથી લાલચોળ થઇ ગઇ. અંગારા વરસાવતી મોટી આંખોથી તે તેઓના તરફ જોઇ રહ્યો. એક ગામડીઆએ તેને સંબોધીને પૂછ્યુંઃ "તું કોણ છે બદમાશ ? શા માટે અમારા ગામમાં આવીને વારંવાર અમને સતાવે છે ? બહાર આવ."

દાદુમિયાં ઉભો થઇ ગયો અને ઝુંપડીના બારણા આગળ જઇ પ્રશ્ન કરનારને એક લપડાક ચોઢી કાઢીને બોલ્યોઃ "બદમાશ કહેતાં પહેલાં વિચાર કરતો નથી ?"

"મારો, મારો" એવા અવાજો થઈ રહ્યા અને દાદુમિયાના શરીરપર એક જણે પોતાની ડાંગ લગાવી. એ મારનારની ડાંગ દાદુમિયાંએ ઝાલી લીધી અને બળપૂર્વક તે ખેંચીને તેના હાથમાંથી વછોડાવીને પોતાના હાથમાં લઇ લીધી. એજ ડાંગથી એનો બરડો એ ધોવા માગતો હતો તેવામાં ગુરૂદેવે ઉભા થઈને બૂમ મારી: "ઈશ્વરને ખાતર સૌ થંભી જાઓ. શા માટે આ અજાણ્યા ગૃહસ્થ ઉપર તમે ગુસ્સે થયા છો?"

"તમારી કોઈ મોટી ગેરસમજ થાય છે." અનિરૂદ્ધ પણ પોતાના બિછાનામાંથી બોલ્યો. પણ એ એના અવાજો નક્કામા નીવડયા. કારણકે મારામારી શરૂ થઇ ગઇ હતી. દાદુમિયાં ઝુંપડીની બહાર નીકળી પડયો હતો અને તેણે પોતાને ડાંગ મારનારને માથામાં એવો તો ઘા કર્યો કે, તે બિચારો જમીનપર પટકાઈ પડયો. અને એ જોઇને બીજા ગામડીઆઓએ પોતાની ડાંગો દાદુમિયાંને લગાવવા કોશિશો કરી. પણ દાદુમિયાંના શરીરને એક પણ ડાંગ અડકી નહીં. પોતાની આસપાસના ગામડીઆઓની વચમાં રહીને તેણે પોતાના હાથમાં આવેલી ડાંગ આડીઅવળી અને ગોળ ચક્કરમાં એવી તો વીંઝવા માંડી કે, ગામડીઆઓને તેનાથી પંદર-વીસ કદમ દૂર હઠી જવું પડયું.

"આવો, આવો, જેનામાં હિમ્મત હોય તે આવો. આ તો મુંબાઇનું પાણી છે!" દાદુમિયાં બોલવા લાગ્યો અને હાથમાંની ડાંગના ખૂબ અટાપટા ખેલતો રહ્યો.

શ્રીધરશર્મા ઝુંપડીના બારણામાં ઉભા ઉભા મનમાંને મનમાં મુંઝાઇ રહ્યા હતા. આ મારામારી તેમને બિલકુલ ગમતી ન હતી. તેમણે વારંવાર બૂમો પાડીને કહ્યા કર્યું: "ભાઈઓ, શાન્ત થાઓ. શાન્ત થાઓ. એ તો અમારો મિત્ર છે. તમારી કોઇ જબરી ગેર સમજ થાય છે." કંઈક વાર સુધી આમ કહ્યા છતાં જયારે તેમનું કહેવું સંભળાયું નહીં ત્યારે અનિરૂદ્ધને બિછાનામાં બેઠે બેઠે ચેન પડયું નહીં. તેણે ગુરૂદેવને એ આગન્તુક વિષે પ્રશ્નો કર્યા અને તેમણે ટૂંકમાં તેને સમજાવ્યું કે-મુંબાઇથી તારા પિતાએ મુકુન્દની તજવીજ માટે મોકલેલો એ માણસ છે અને એણે મુકુન્દને શોધી કાઢયો છે. અનિરૂદ્ધે આ સાંભળીને કહ્યું: "ત્યારે એ તો આપણો માણસ છે. આ ગામડીઆઓ તદ્દન અવિચારી જણાય છે. એમનું ધાંધળ અટકાવવું જોઈએ." ગુરૂએ કહ્યું: "પણ એ તો કોઇ સાંભળતા જ નથી." અનિરૂદ્ધે સૂચવ્યું: "તમે ડોશીમાને બોલાવો. એ આ

ધાંધળ શમાવશે; કારણ કે એ જ બધાને બોલાવી લાવી છે." ગુરૂદેવ ડોશીમાને શોધવા માટે ઝુંપડી બહાર નીકળ્યા એટલે અનિરૂદ્ધે ઝુંપડીની અંદર આમ તેમ જોયું. થોડીકવાર સુધી કાંઇક વિચાર કરી જોયો અને પછી પથારીમાંથી તે ઉઠયો. ઉઠીને તે એકદમ ઝુંપડી બહાર ધસ્યો અને જ્યાં ગામડીઆઓ અને દાદુમિયાં વચ્ચે ડાંગોનું યુદ્ધ ચાલતું ત્યાં ગયો. એક-બે ક્ષણ થોભીને તે ગામડીઆ-ઓના કુંડાળાની અંદર ઘુસ્યો અને વચ્ચો વચ્ચ જઇને પોતાના બન્ને હાથ ઉંચા કરીને ઉભો રહીને તે બોલ્યો: "લગાવો, તમારી ડાંગો મારાપર ખુશીથી લગાવો. તમારા ગામનો એક માંદો મિજબાન આ નિરર્થક ધાંધળમાં બલિદાન રૂપે હોમાશે નહીં ત્યાં સુધી તેનો અંત આવશે નહીં."

૨૫ ફીટનું ખુલ્લું વર્તુલ અનિરૂદ્ધની આસપાસ હતું. વચ્ચો વચ્ચ એકલો દાદુમિયાં પોતાની ડાંગ વીંઝતો હતો અને ગામડીઆઓ-માંના કેટલાક વર્તુલાકારે રહીને પોતાની ડાંગો ઉંચી કરી રહ્યા હતા. તેઓ લાગ જોઇને દાદુમિયાને લગાવવા મથતા હતા. એ વર્તુલની અંદર ઘુસીને જ્યારે અનિરૂદ્ધે ઉપલાં વાક્યો કહેવા માંડયાં ત્યારે સૌનું ધ્યાન તેના તરફ ગયું. દાદુમિયાંની નજર પણ તેના તરફ ગઇ. તેણે તરતજ પોતાની ડાંગ વીંઝવી બંધ રાખી. ગામડીઆઓએ પણ "એ...લા...રોકાઈ જાઓ." "આ તો પેલા અનિરૂદ્ધ ભાઈ છે" "એમને ના મારશો" એમ બોલીને પોતાના હાથમાંની ડાંગો નીચી નમાવી દીધી.

૨૫ ફીટનું વર્તુલ સંકોચાઈ ગયું. તેનો ગોળાકાર છિન્નભિન્ન થઇ ગયો. સૌ કોઇ અનિરૂદ્ધ તરફ દોડી ગયા. તેઓ પાસે આવ્યા એટલે અનિરૂદ્ધ બોલ્યો: "શા માટે તમે અચકાયા ? શા માટે થોભી ગયા ? મારા એક મિત્રને મારતાં તમે શરમાયા નહીં તો મને મારતાં શા માટે શરમાઓ છો ? તમારો ક્રોધ બેલાશક મારી ઉપર ઢાલવો.'

"એ તમારો મિત્ર છે ? તમે એને ઓળખો છો ?" ગામડી-આઓએ છોભીલા પડી જઇને પ્રશ્નો કરવા માંડયા.

"હા. મારા પિતાજી તરફથી એ સંદેશો લાવ્યો છે. મારા ગુરૂદેવ તમને કયારના શાન્ત થવા કહી રહ્યા છે પણ તમે તો મારામારી કરવાના મતના હોવાથી કયાં સાંભળો છો ?"

દાદુમિયાં, અનિરૂદ્ધ અને ગામડીઆઓ વચ્ચેની વાતચીત સાંભળી રહ્યો હતો. અનિરૂદ્ધે આ ધાંધળ શમાવવા માટે અજમાવેલો

ઉપાય તેના દિલમાં આશ્ચર્ય ઉત્પન્ન કરી રહ્યો. અનિરૂદ્ધ માંદો માંદો પણ અહીં મોતના કુંડાળામાં ધસી આવ્યો અને હિમ્મતપૂર્વક તેણે લાઠીઓના પ્રહાર ઝીલવા ખુશી બતાવી, એ જોઇને દાદુમિયાંના મનમાં અનિરૂદ્ધના ઉચ્ચ પ્રકારના મનોબળ માટે માન ઉપજ્યું. પણ અનિરૂદ્ધ માંદો હતો અને તેને આરામની જરૂર હતી. તે વખતે તેણે આવી રીતે બહાર આવીને પોતાની તબિયત વધુ બગાડવાનું જોખમ વહોરી લીધું, એ ઠીક થયું નથી, એમ વિચારીને દાદુમિયાંએ પોતા હાથમાંની ડાંગ વેગળી નાંખી દીધી અને અનિરૂદ્ધને પોતાના બન્ને હાથથી ઉચકીને તેણે "હટી જાઓ, દૂર થાઓ" એમ બોલતાં બોલતાં ગામડીઆઓની વચ્ચે થઇને તેને ઝુંપડીમાં આણ્યો અને તેની પથારીમાં બેસાડ્યો.

શરમિંદા બનેલા ગામડીઆઓ હવે ઝુંપડીમાં જવાની હિમ્મત કરી શક્યા નહીં. તેઓ માંહોમાંહે પ્રશ્નો કરવા લાગ્યા કે, "આપણી ભૂલ થઈ કે શું?" "પણ ડોશી આપણને બોલાવવા આવી હતી ને!" તેઓ અભિપ્રાય આપવા લાગ્યા: "એ ડોશીજ આ ધાંધળનું મૂળ છે" "એણેજ સૌને અથડાવી માર્યા" "હવેથી એની વાતો કદાપિ માનવી નહીં." 'સાઠી બુદ્ધિ નાઠી' એવી એ મૂરખ ડોસલી છે વિગેરે વિગેરે.

તેઓ આ પ્રમાણે વિચારોમાં પ્રવૃત્ત હતા તેવામાં ગુરૂદેવ ડોશી સાથે તેઓ પાસે જઇ પહોંચ્યા. ડોશી આ મારામારી દરમ્યાન ટોળાંમાં ભળી જઇને ગામડીઆઓને શૂર ચઢાવતી હતી. ત્યાંથી ગુરૂદેવ તેને જરાક દૂર લઈ ગયા હતા અને તેને દાદુમિયાં સંબંધી બધો પરિચય આપ્યો હતો. "આંધળે બહેરૂં કુટાઈ મર્યું. હાય! હાય!" આવો પશ્ચાત્તાપ કરતી તે મારામારી અટકાવવા ગુરૂદેવ સાથે ગામડીઆઓ પાસે પાછી ફરી હતી. પણ તેને જોઇને તો ગામડીઆઓએ પોતાનો ગુસ્સો તેનાપર ખાલી કર્યો. પોતાને નક્કામા હેરાન કર્યા એવો તેને ઠપકો આપીને તેઓએ ડોશીને કહી દીધું કે: "હવેથી કોઇવાર તારા કહેવા ઉપર આધાર રાખીને અમે કોઇને માર મારવા તૈયાર થઇશું નહીં."

ડોશી પસ્તાઇ. પોતાની ભૂલ તેણે કબૂલ કરી. ગામડીઆઓ હવે વીખરાવાની તૈયારીમાં હતા એટલામાં વૈદરાજનું ાડું આવી પહોંચ્યું. વૈદરાજની સાથે પ્રોફેસર ગુણવંતરાય અને તર ગોકુળ પણ આવેલા હતા. ગાડામાંથી ઉતરીને વૈદરાજે ગામડીઆઓને ખબર આપી કે, આપણા ગામમાં જે છોડીને આપણે આશ્રય આપ્યો હતો અને જે મૂંગી થઈ ગઇ હતી, તે આ આચાર્ય

મહાશયની બહેન હતી. તેનો પત્તો લાગ્યો છે. અહીંથી એક ગાઉ પર આચાર્ય મહાશયનો બંગલો આવેલો છે તેમાં તે કુશળ છે માટે હવે આપણે કોઇ જાતની ચિન્તા કરવાની રહી નથી."

ડોશીને આ સાંભળીને આનંદ થયો પણ ગામડીઆઓનો ક્રોધ ડોશી તરફ ઉલટો વધ્યો. "રાતે નક્કામા અમને સૌને આ ડોશીએ ભટકાવી માર્યા હતા. વળી અત્યારે પણ તેણે અમને એક સારા માણસની સાથે લડાવી માર્યા ! હવેથી એનો વિશ્વાસ જ કરવો નહીં" એમ કહીને તેઓ સૌ વીખરાઇ ગયા.

ગુરૂદેવનો અને પ્રોફેસરનો પરિચય વૈદરાજે કરાવ્યો. પ્રોફેસરે તેમને નિમંત્રણ આપ્યું કે: "અનિરૂદ્ધ ભાઇને મારા બંગલામાં લઇ જવા અને આપને પણ ત્યાં પધારવા નિમંત્રણ આપવા હું આવ્યો છું. મુરબ્બી મોહનરાય ભાઇના પુત્ર, હું નજદીકમાંજ વસતો હોઉં અને ગામડાની ઝુંપડીમાં હાડમારી ભોગવે, એ તો મારે શરમાવા જેવું ગણાય."

ગુરૂદેવે નિમંત્રણ સ્વીકાર્યું પણ એ શરત કરી કે–"મૂંગી જમનાનો પરિચય અનિરૂદ્ધને આપવો નહીં. અને બંગલામાં અનિરૂદ્ધ રહે ત્યાં સુધી તેની નજરે તેને પડવા દેવી નહીં. ખાસ કરીને અત્યારે તો એ બાળાની પિછાન અનિરૂદ્ધને આપવી જ નહીં."

વૈદરાજે અનિરૂદ્ધની તબિયતની સ્વસ્થતાને ખાતર આ સૂચના વ્યાજબી જણાવી; જેથી સૌ તેમાં સંમત થયાં અને ડોશીની ઝુંપડીમાં ગયાં.

દાદુમિયાં સાથે અનિરૂદ્ધ એ વેળા વાતો કરતો પથારીમાં બેઠો હતો. અનિરૂદ્ધે સૌ આવનારાંઓમાંથી ગુરૂદેવને પહેલો જ પ્રશ્ન એ કર્યો કે: "ગામડીઆ ફરીથી દાદુમિયાંને મારવા માગે છે કે ?"

"નહીં નહીં" શ્રીધરશર્માએ જવાબ દીધો: "સઘળો ખુલાસો થઇ ગયો છે અને ગામડીઆઓ હવે પસ્તાઇને પાછા ગયા છે."

દાદુમિયાંએ એ વસ્તુસ્થિતિ અનિરૂદ્ધના પ્રતાપે આવેલી જણાવી. ગુરૂદેવને એ વાતની ખબર નહતી; જેથી અનિરૂદ્ધે સૌની વચ્ચે આવીને નિર્ભયતાથી આગ્રહપૂર્વક ઉભા રહીને પોતાની પર લાઠી–પ્રહાર ઝીલવાની બતાવેલી તત્પરતા વિષેનું બ્યાન દાદુમિયાંએ કહી બતાવ્યું.

સર્વને એથી આશ્ચર્ય જ થયું. "અહો !" ગુરૂદેવે કહ્યું: "આ તો આપણા પૂર્વકાળના પ્રહ્‌લાદની યાદ આપનારૂં મનોબળ ગણાય. હિરણ્યકશિપુ સામે બાલભક્ત પ્રહ્‌લાદ આવા જ સત્ય કારણને

ખાતર આગ્રહ ધરી રહેતો અને આખરે તે તેમાં વિજય સાધી શકતો હતો. અનિરૂદ્ધે પણ તેમજ કર્યું."

"ગુરૂદેવ!" અનિરૂદ્ધે જવાબ દીધો: "આપે જે દૃષ્ટાંત આપ્યું તેની તો મારા દાખલામાં તુલના જ ન સંભવે; પણ મેં જે લાગણીથી ત્યાં જવાનો નિર્ણય કર્યો તે એકજ હતી કે, આટલા બધા ગામડીઆઓ કેવળ અવિચારીપણે લડાઇમાં પ્રવૃત્ત થયા હતા. એમાં પણ નિર્દોષ પર અન્યાય ગુજરતો હતો. એ ક્યારે અટકત અને એનું પરિણામ કેવું આવત, તે કલ્પી શકાતું નહતું. મારામારી કરનારાઓમાં ભળીને નિરર્થક લોહી રેડાવવું, એના કરતાં તે અટકાવવા માટે કોઇ પણ ઉપાયની જરૂર હતી. હિંસાનો આ મામલો અટકાવવા માટે કેવલ અહિંસક આત્મબલિદાન આપવાની જ આવશ્યકતા મને લાગ્યાથી મેં તત્કાળ તેવો નિર્ણય કર્યો અને પરિણામ સફલતામાં આવ્યું એ પ્રભુનો આભાર."

"અસ્તુ" વૈદરાજે કહ્યું: "પણ ભાઇ, તમે લીધેલો આ માનસિક અને શારીરિક શ્રમ કદાચ તમારી તબિયતમાં બિગાડો કરશે."

"વૈદરાજ" અનિરૂદ્ધ આંખમાંથી કોઇ અજબ તેજ ફેંકતો બોલ્યો: "કદાપિ મારો પ્રાણ એમાં ગયો હોત તોપણ મને પરવા નહતી."

વૈદરાજ તો આશ્ચર્યથી અવાક્ બની ગયો. તેણે અનિરૂદ્ધની તબિયત તપાસવાનું કાર્ય હાથ ધર્યું. ચિકિત્સા કરતાં તેને અનિરૂદ્ધની તબિયતમાં ઠીક સુધારો લાગ્યો. અત્યારે તેના શરીરમાં બિલકુલ તાવ નહતો. કદાચ ઔષધનું એ પરિણામ હોય કે કદાચ હૃદયની પ્રફુલ્લતાનું એ પરિણામ હોય. તેણે અભિપ્રાય આપ્યો કે: "મારા ધારવા કરતાં ઔષધની ટીકી તમને ઠીક લાગી છે; એટલે વહેલો આરામ થઇ જાય એવો સંભવ છે. શ્રમ લેવાનું માંડી વાળશો અને લાગણીઓ ઉશ્કેરશો નહીં તો મક્કમપણે તબિયત સુધરતી જશે."

એ બાદ પ્રોફેસરના નિમંત્રણથી તેને ગુરૂ શ્રીધરશર્માએ વાકેફ કર્યો. વૈદરાજે ત્યાં જવામાં કશી હરકત નથી એવો અભિપ્રાય આપ્યો અને પોતે વારંવાર ત્યાં પ્રોફેસરની પત્નીની દવા માટે આવનાર છે, એવું જણાવ્યું.

અનિરૂદ્ધે એ સાંભળીને કહ્યું: "હું પ્રોફેસર સાહેબને ત્યાં ખુશીથી આવત; પણ મારૂં અહીંનું કાર્ય પૂરૂં થયું નથી. ગુરૂદેવ, મેં આપને અહીં શા માટે તેડાવ્યા હતા ? મારા શરીરની માંદગી માટે નહીં ! મારા હૃદયની માંદગી માટે. એ અબોલ અબળા કયાં છે ? ડોશીમા, કૃપા કરીને એને બોલાવો. મારા ગુરૂદેવને હું એની વિપત્તિની વાત કહું; મારા અને તેના આત્માની એકતાની વાત કહું અને ગુરૂદેવનો આશીર્વાદ મેળવી એની સાથે લગ્ન કરૂં."

પ્રોફેસર, ગોકુળ, વૈદરાજ, ડોશી વગેરે સૌને ગુરૂદેવે તો આજ્ઞા કરી હતી કે, એ બાળાની વાત અનિરૂદ્ધને કોઇએ કરવી નહીં. પણ અનિરૂદ્ધે જ તે વાત છેડી. હવે એને શો ઉત્તર દેવો ?

"વત્સ" ગુરૂદેવે કહ્યું: "એ બાબતમાં આપણે પ્રોફેસરને બંગલે જઇને યોગ્ય વિચાર કરીશું. અત્યારે તો તું ત્યાં ચાલ."

"નહીં" અનિરૂદ્ધ બોલ્યો: "એનો નિર્ણય અત્યારે અને અહીં જ થવો જોઇએ. એ સિવાય હું અહીંથી ખસવા માગતો નથી. મારે જો જીવવાનું હોય તો કેવલ તે અબળાને ખાતર—નહીંતર ભલે આ ઝુંપડામાં મારૂં મોત થાય. આ મારો અંતિમ નિર્ણય છે અને તે નહીંજ ફરે."

ગુરૂદેવ સમક્ષ ભારે મુંઝવણનો પ્રસંગ ઉભો થયો. તેઓ એ મુંઝવણ ટાળશે કે ?

અધ્યાપક, લેખક અને કવિ ગોકુળને આ પ્રસંગ પરથી અનેરી પ્રેરણાઓ મળી.

એક અબળાને ખાતર અનિરૂદ્ધે આદરેલા આગ્રહમાંથી દાદુમિયાંને પણ પોતાના પ્રયત્નો સંબંધમાં પ્રેરણાઓ મળી. અનિરૂદ્ધ એક મૂંગી અબળાને પરણવા ચાહે છે. દાદુમિયાં હિન્દુ સંસારની એક દુઃખી અબળાને બચાવવા માગે છે. તેના પતિને પાખંડપ્રવૃત્તિમાંથી પલ્ટાવીને પુન્ય માર્ગે લઇ જવા માગે છે.

અનિરૂદ્ધ મોત પસંદ કરે છે. દાદુમિયાંએ નિર્ણય કર્યો કે હું પણ ચાહે તે આફતો સહન કરીશ પણ જે અબળાને મેં સુખી કરવા ધારી છે, તેને સુખી કરીશ જ.



# પ્રકરણ ૨૫ મું.

## પતિની પૂજારણ.

તન પ્રેમકી રાખ લગા કે તું વહાં જોગન બનકર જાનાહય,
અય જાન આજ રગોંકે તારોંપે ઉલ્ફતકા રાગ સુનાના હય;
અય આંખોંકી ગંગા જમના સ્વામીકા ચુલાના હય,
દિલ લે ચલ અપને દાગોંકો મોહનપર ફુલ ચઢાના જાય;
મય બલ બલ જાઉં મુખડે પર, તુમ ઉન ચરનોંપર વારી હો,
મંય તબ જાનું પૂજારી હો, જબ રાજી વો ગિરધારી હો.

(ખ્વાબે હસ્તી.)

દાદુમિયાં આગ્રે ગયો. જે હોટેલમાં ચાર્લ્સ વિલિયમ્સ રહેતો હતો ત્યાં જઇને તે તેને મળ્યો અને જણાવ્યું: " આપના ચોરાયલા રૂપીઆ સલામત છે."

"પૂરેપૂરા ?" ચાર્લ્સ વિલિયમ્સે પૂછ્યું.

"હા. પાઇએ પાઇ મોજુદ છે; પણ જે આરોપી તેની ચોરી માટે પકડાયો છે તે યુનિવર્સિટીની કેળવણી પામેલો છે. તેણે કાંઇક મુંઝવણોને લીધે ચોરી કરી હતી. હવે તે પસ્તાય છે. આપની બેંકની ચોપડી અને ચેક-બુકમાંથી કશી જ ગરબડ થઇ નથી. તે બન્ને વસ્તુઓ તે આપને પાછી આપી દે, અને આપની મારી માગે તો આપ તેની સામે ફરિયાદ નહીં માંડવા કૃપા કરશો ?"

એ યુરોપીઅનને તેના રૂપીઆ મળતા હતા અને બેંકની ચોપડી તથા ચેક-બુક પણ મળતી હતી એટલે તેણે દાદુમિયાની સૂચનાને સંમતિ આપી. દાદુમિયાંને આથી હિમ્મત આવી. તેણે પોલિસ-ઇન્સ્પેક્ટરને ફક્ત એટલી જ ખબર આપી કે: " ફરીઆદી ફરીઆદ પાછી ખેંચી લે છે!"

પોલિસ-ઇન્સ્પેક્ટર કરડી આંખે થોડીવાર તેના તરફ જોઇ રહ્યો અને પછી પૂછવા લાગ્યો: " શા માટે ફરીથી ધૂળ પર લીંપણ કરાવો છો ? ફરીઆદ નહીં કરવાનું કારણ શું ?"

"એટલું જ કે, મારો ઇરાદો આ આરોપીને તેનાં કુટુંબીઓ સમક્ષ નિર્દોષ હાલતમાં સોંપવાનો છે. તેનો દોષ ફક્ત તેણે વગર વાંકે તેની પત્નીને તજી દીધી એટલો જ હોય એમ હું ચાહું છું."

"એમ તે કાંઇ કોલસો સફેદ થશે ?"

"અરે, બળતો અંગારો રાખ વળવાને લીધે ઘડીભર સફેદી ધારણ કરશે ને ?"

"એ નકામું આશ્વાસન છે. જેને ગુન્હાની ટેવ પડી તે ગુન્હા તરફ જ વલણુ દાખવશે"

"ઠીક છે. મને યત્ન કરવા દો. ગુન્હેગારની પ્રકૃતિ સુધરે છે કે કેમ એ જોવા દો."

દાદુમિયાંએ ચાર્લ્સ વિલિયમ્સને રૂ. ૧૦૦૦ ની નોટો ગણી આપી; તેની ચોપડીઓ તેને સ્વાધીન કરી અને મુકુન્દે તેની માફી માગી. પરિણામે પોલિસ ખાતાને આ મુદ્દામાં તેની સામે કામ ચલાવવાની જરૂર રહી નહીં.

હવે રહ્યો બદમાશોને લગતો મુકદ્દમો. દાદુમિયાં કાચી જેલમાં બદમાશોને મળ્યો. તેઓમાંના ડાક્ટર અને કંપાઉન્ડર કોણુ બન્યા હતા, તે તેઓ પાસેથી જાણ્યું; તેઓએ રૂ. ૫૦) મુકુન્દ પાસેથી લીધા હતા તે પણુ જાણ્યું. ચોરીમાં તેઓ સામેલ નહતા એ તો દાદુમિયાં જાણુતો હતો. તેઓ મુકુન્દની ચોરીના રૂપીઆમાંથી અથવા મુકુન્દ પાસેનાં નાણાંમાંથી ભાગ પડાવવા ખાતર જ, બેશક, તેને ગુફામાં લઇ ગયા હતા; પણુ દાદુમિયાં ત્યાં જઈ પહોંચ્યાથી તેઓ તેમની મુરાદમાં ફાવી શક્યા નહતા. આ બદમાશોને દાદુમિયાંએ પૂછ્યું: "કહો, તમારે છૂટવું છે?" તેઓએ જવાબ દીધો: "એવું કોને ન ગમે?"

દાદુમિયાંએ તેમને પૂછ્યું કે: "જે રૂ. ૫૦ તમે મેળવ્યા છે, તે મુકુન્દને સ્વાધીન કરી દેવા પડશે; અને અકેકેક વર્ષના સારી ચાલચલગતના હાથમુચરકા લખી આપવા જોઇશે."

તેઓ તેમ કરવા કબૂલ થયા; દાદુમિયાં મુકુન્દને મળ્યો. તેણે તેને સૂચવ્યું કે: "જો તારે છૂટવું હોય તો તારા ગુન્હાઓ બદલ પોલિસ ખાતાની માફી માગવી જોઇશે; બદમાશો તરફથી જે રૂ. ૫૦ તને આપવામાં આવે તે તારે ધર્માદામાં આપવા માટે પોલિસને સ્વાધીન કરવા જોઇશે અને એક વર્ષને માટે સારી ચાલચલગતના હાથમુચરકા લખી આપવા જોઇશે." મુકુન્દે તે શરતો મંજુર કરી.

આ ગોઠવણોને પરિણામે દાદુમિયાં પોલિસ ઇન્સ્પેક્ટર પાસે ગયો. ચાર્લ્સ વિલિયમ્સે ફરીઆદ નહીં કરવાનું કબૂલ્યું હતું તે તેને જાહેર કર્યું અને બદમાશોની તથા મુકુન્દની બાબતમાં જે શરતો ઠરી હતી તે તેને વિદિત કરી. આવું સમાધાન થાય, એ પોલિસ-ઇન્સપેક્ટરને રૂચ્યું નહીં. બદમાશો આથી છૂટા રહે છે અને કદાચ હાથમુચરકાનો ભંગ કરીને પણુ બદમાશી કરવા પ્રેરાય એવી સ્થિતિમાં રહે છે એ મુદ્દો તેણે રજુ કર્યો.

દાદુમિયાંએ કહ્યું: "તેઓને ચાર છ માસની સજા આપ કરાવો તે પછી પણ તેઓ ગુન્હો નહીં કરે એવું આપ કહી શકો છો? ગુન્હેગાર કદી સુધરી શકે નહીં એવી આપની જ માન્યતા ધ્યાનમાં લઇએ તો, તેઓને થતી સજાઓ બધી જ પથ્થર પર પાણી જેવી નીવડવાની. પણ તેઓ જ્યારે ગુન્હા કરે ત્યારે આપ તેઓને સજા કરાવી શકો તેમ છો." આમ છતાં પોલિસ-ઇન્સ્પેક્ટરના મનનું સમાધાન થયું નહી. દાદુમિયાંએ હવે અનિરૂદ્ધે અમલમાં મૂકેલી આત્મ-બલિદાનની ભાવનાનું અનુકરણ કર્યું. તેણે પોલિસ-ઇન્સ્પેક્ટરને જણાવ્યું કે: "એક કમનસિબ હિંદુ બાળાનો ઘરસંસાર સુખરૂપ ચાલે એની ખાતર જ હું આ ભાંજગડ કરૂં છું. જો આપ મુકુન્દને સજા કરાવવા માટે આગ્રહી જ હો, તો હું આ કેસમાં અદાલત સમક્ષ બેશક હાજર થઇશ પણ એક નિવેદન-પત્ર રજુ કરીશ કે, મારે કાંઇ જ કહેવાનું નથી. મારૂં અંતઃકરણ દુઃખાય છે તેથી એક પણ શબ્દ મારે આરોપીઓ સામે કહેવાનો નથી. મને જે સવાલો પૂછાશે તેમના જવાબ હું નહીં આપું. આપ કહેશો કે, એમ કરવાથી મને પોતાને અદાલતના તિરસ્કાર માટે સજા થશે. હું તે સજા સહન કરવા તૈયાર છું. મારી નોકરી જશે તો જવા દેવા પણ તૈયાર છું."

પોલિસ-ઇન્સ્પેક્ટરે આ સાંભળીને આશ્ચાર્યચકિત થઇ પૂછ્યું: "પણ આમાં એટલું બધું ગંભીર જોખમ તમે શા માટે ખેડવા તૈયાર થાઓ છો, એ હું સમજી શકતો નથી."

"એટલા જ માટે કે, એક ભલી બાળાનો ઘરસંસાર ભાંગી જાય છે, તે મારાથી જોઇ શકાતું નથી. મુકુન્દ તેની નેક ઓરતને તજીને નાસી આવ્યો છે. તેને પાછો લઇ જવાનું કામ મને સોંપાયલું છે. જો તેને સજા થાય છે તો હું પાછો લઇ જઇ શકતો નથી. મારી આ મુંઝવણ ટાળવા માટે મને એક જ રસ્તો સાફ દેખાય છે અને તે એ કે, બીજા ગુન્હાઓમાં તેને થતી સજા અટકાવવી. એ સજાઓ અટકાવવા માટે મારે ભોગ આપ્યા સિવાય છૂટકો નથી."

દાદુમિયાં પરાર્થે આપભોગ આપવા ઇચ્છે છે અને તેની દાનત સાફ છે એવું જોઇને પોલિસ-ઇન્સ્પેક્ટરે નમતું મૂક્યું અને કહ્યું: "તમે સૂચવેલી શરતો મુજબ ગુન્હેગારો કબુલાત આપે તો ન્યાયનો હેતુ સરે છે. તમારે નોકરી છોડી દેવા જેવું સાહસ કરવાની આમાં કશી જરૂર નથી."

"આપનો આભાર" દાદુમિયાંએ જવાબ દીધો. આખરે તેણે સૂચવેલી શરતો મુજબ ગુન્હેગારો પાસેથી હાથમુચરકા લખાવવાની તેમજ તેઓની પાસેથી રૂપીઆ લેવાની વગેરે ઘટતી વિધિ થઇ. પોલિસ-ઇન્સ્પેક્ટરે વળી એક વધુ સાવચેતીનું પગલું પણ ભરી લીધું. બદમાશોના ફોટા પાડી લીધા અને તેઓનાં નામ કાળી-યાદીમાં નોંધી લીધાં. મુકુન્દ વિષે પણ તેમજ થયું. બાદ બદમાશોને તથા મુકુન્દને પોલિસ-થાણામાંથી વિદાયગિરી આપવામાં આવી.

મુકુન્દ ખુશખુશાલ વિદાય થતો હતો ત્યાં દાદુમિયાંએ તેનું કાંડું પકડીને પૂછ્યું: "જાય છે કયાં? હજી તો તારે મારી સાથે મુંબઇ આવવું જોઇશે!"

"હું મુંબાઇ આવવા માગતો નથી."

"શું તારી સ્ત્રીને કાયમને માટે તરછોડી દઇને તું ભટકેલ જિંદગી ગુજારે એટલા માટે મેં તને છોડાવ્યો છે કે? નહીં જ. તારો ઘરસંસાર તારે ફરીથી માંડવો જોઇશે. તારી પ્રેમાળ પત્ની કે જે તારા પગના અંગૂઠાને ધોઇને પીવા તૈયાર છે તેને સુખી અને સંતુષ્ટ બનાવવી જોઇશે."

"હું તેમ કરવા બંધાયલો નથી" મુકુન્દ બેપરવાઇથી જવાબ દીધો.

"હજી તારો મિજાજ ઉતર્યો નથી શું?" દાદુમિયાંએ તેને ખખડાવવા માંડયો: "શું તું એમ ધારે છે કે, તું હજી આગ્રાની પોલિસના હાથમાંથી છૂટયો છે? તારી ભૂલ થાય છે. કોઇપણ જાતનાં ગુજરાનનાં સાધન વિનાના ભટકતા માણસ તરીકે તને પોલિસ આગળ ઉભો કરીને હું જેલમાં પૂરાવી શકીશ. એના કરતાં તારા સસરા, અને મોહનરાય તને સુખી કરવા માગે છે તો શા માટે આનાકાની કરે છે?"

"મને મોહનરાયની ખાત્રી નથી થતી."

"તે ખાત્રી તું મારી સાથે આવીશ એટલે થશે; કારણ કે તેમણે જ તને શોધવાનું કામ મને સોંપ્યું છે."

ભટકેલ માણસ તરીકે જેલમાં જવા મુકુન્દ રાજી ન હતો અને મોહનરાય તરફથી કશા ઠપકાની બ્હીક, દાદુમિયાંના કહેવા મુજબ, રહેતી ન હતી. એટલે મુકુન્દે મુંબાઇ જવા ખુશી બતાવી.

પરિણામે દાદુમિયાં તેને લઇને મુંબાઇ આવી પહોંચ્યો અને રાત્રિના દશ વાગે મોહનરાયને ત્યાં લઇ ગયો, એ હકીકત ૨૩ મા પ્રકરણમાં વાંચકોએ વાંચી છે.

દાદુમિયાંએ આ તમામ હકીકત વ્રજલાલ શાસ્ત્રીને વિદિત કરી. તે સાંભળીને શાસ્ત્રીએ દાદુમિયાંને કહ્યું: "તમે ઉચ્ચ ભાવનાઓથી પ્રેરાઈને આ દાખલામાં કામ કર્યું છે. તમે જાતે મુસલમાન છો. વળી પોલિસ–ખાતાના અમલદાર છો. સામાન્ય રીતે આવી સ્થિતિમાં બીજાઓ જે તુમાખથી વર્ત્તે તે તુમાખ તમે બતાવ્યો નથી. એ માટે મારા ખરા અંતઃકરણથી હું તમને ધન્યવાદ આપું છું."

એ મુસલમાન અને એ પોલિસ અમલદારે આ સાંભળીને દિવાનખંડની બાજુના ઓરડા તરફ આંગળી ચીંધીને કહ્યું: "મુરબ્બી, મારા આ વર્ત્તનનું મૂળ કારણ તમારી પુત્રી અને આ સિતમગારની રાંક પત્ની છે કે જે હમણાં જ એ ઓરડામાં ગઈ છે. આપે મને આ કામ સોંપ્યું ત્યારે એનો પવિત્ર ચહેરો જોતાં મને એવી લાગણી થઈ આવી કે–એ મારી ધર્મની બ્હેન છે. મને લાગ્યું કે: મુકુન્દ પાછો આવે એવું એ ખરા દિલથી ચાહે છે. એને સુખી કરવાના મારા દિલથી મેં સોગંદ લીધા અને ખુદાનો અહેશાન માનું છું કે, જહેમતોમાંથી આખરે હું આ જેલના પંખીડાને જેલ જતું અટકાવીને અહીં લાવ્યો છું."

"મિત્ર" મુકુન્દ બોલ્યો: "હવે કૃપા કરીને મારા માટે ગુસ્સાનાં વિશષણો ન વાપર. તેં જ્યારે ભલાઇ કરી છે ત્યારે હવે હું એવો નઠોર નથી કે, તે વિસરી જાઉં. નક્કી માનજે કે આવતી કાલે પ્રભાતથી તું મને એક સુધરી ગયેલો માણસ જ જોશે."

"શું કહે છે?!" દાદુમિયાંએ આશ્ચર્યથી પ્રશ્ન કર્યો. મુકુન્દ સાચું બોલતો હોય એવી તેને ખાત્રી થઇ નહીં.

"હું જાણું છું કે, તને સોગંદની ચીઢ છે." મુકુન્દે કહ્યું: "એટલે હું સોગંદ લેતો નથી પણ ફક્ત એટલું જ કહું છું કે–હવે સાદું અને પવિત્ર જીવન ગાળવાની મેં મારા મનથી ચોક્કસ પ્રતિજ્ઞા લીધી છે."

આ શબ્દો સાંભળીને કોને આનંદ ન થાય! વ્રજલાલ શાસ્ત્રીને આનંદ થયો; દાદુમિયાંને આનંદ થયો; અને અંદરના ઓરડામાં બારણાની ઓથે રહીને ઇશ્વરસ્તવન કરતી સુરેખાને પણ આનંદ થયો. પોતાના પતિના મુખમાંથી આવાં સુંદર વાકયો સાંભળીને એનાં ચરણમાં પડવાની એને ખૂબ જીજ્ઞાસા થઈ રહી અને પોતાનાં તન મન સર્વ તે જ પોતાના પ્રતિપ્રભુમાં ડૂલ કરવા તે તત્પર બની રહી.

---

# પ્રકરણ ૨૬ મુ.

## સનાતન ધર્મ સંમેલન.

કળિયુગ આવ્યો કોપતો હો બહુચરી!
કરવા શુભ-સંહાર
લાજ મર્યાદા લોપતો હો બહુચરી!
ભ્રષ્ટ કર્યા આચાર
દુર્મતિ દીધી દેશને હો બહુચરી!
સુમતિ કરાવી ત્યાજ્ય
વિપરીત ધારી વેશને હો બહુચરી!
કળી કરે છે રાજ્ય.

(શ્રી વલ્લભ ભટ્ટજીનો 'કળીયુગનો ગરબો')

મુકુન્દે પોતાનું હવે પછીનું જીવન સુધારવા કહ્યાથી તેની પત્નીને, અને તેના સસરાને આનંદ થયો. દાદુમિયાંને જો કે એનાં વાક્યો સાંભળીને હર્ષ થયો તોપણ તેના મનમાં હજી શંકા રહ્યા કરી કે, આ ભાઇ હાલ તુર્ત તો મીઠાં વેણુ નહીં કહેતા હોય? આ શંકાને અત્યારે તેણે પ્રકટ નહીં કરતાં હર્ષ દાખવ્યો. અને એ પછી વ્રજલાલ શાસ્ત્રીને તેણે પૂછ્યું: "મોહનરાયભાઈ અહીં કેમ દેખાતા નથી?"

"તેઓ એક સભામાં ગયા છે."

"શેની સભા છે?" મુકુન્દે પૂછ્યું.

"આવતી કાલે અહીં માધવબાગમાં સનાતન ધર્મ સંમેલન મળવાનું છે તેની કાર્યકારિણી મંડળીની સભામાં ગયા છે."

દાદુમિયાંએ મુકુન્દને લગતી હકીકતોમાં અનિરૂદ્ધ સંબંધીની જે હકીકત કહી હતી તે ઉપરથી મુકુન્દે ધીમે રહીને નારદ—વિદ્યાથી એક વિચાર રજુ કર્યો: "હું ધારૂં છું કે, મુરબ્બી મોહનરાય કાકાને અનિરૂદ્ધ ભાઇની હકીકતથી અત્યારે ને અત્યારે વાકેફ કર્યા હોય તો ઠીક. અનિરૂદ્ધ ભાઇ જેને પરણવાની હઠ લઈ બેઠા છે તે એક મૂંગી છોકરી છે. શું એક શ્રીમાન, કુળવાન અને વિદ્વાન યુવક એક મૂંગી કન્યાને પરણે એ ઠીક છે?"

"ઓહ! એમાં શું?" દાદુમિયાં બોલ્યો: "મિયાં બીબી રાજી તો કયા કરે કાજી? એ બાબતમાં મોહનરાય ભાઇને ખબર કરવાની શી જરૂર છે?"

વ્રજલાલ શાસ્ત્રીને મોહનરાયની કડક પ્રકૃતિ યાદ આવી. મુકુન્દે જે મુદ્દાપર ધ્યાન ખેંચ્યું હતું તે નજીવો ન હતો. એ મૂંગી કન્યા જો કે ગોપાળરાયની પુત્રી હતી તોપણ તે મૂંગી હોવાને કારણે ગોપાળરાયની શરમ મોહનરાય રાખે નહીં અને એની સાથે અનિરૂદ્ધના લગ્નને મંજુરી આપે નહીં, એ તદ્દન બનવા જોગ હતું.

ગોપાલરાય તો પોતાની મૂંગી છોકરી ઠેકાણે પડી એ હેતુથી અનિરૂદ્ધની હઠ પૂરી પાડે એ પણ બનવા જોગ હતું. મોહનરાય કદાચ એમાં મુકુન્દે કહ્યો તેજ પ્રશ્ન ઉઠાવીને ના પાડે તો મોહનરાય અને ગોપાળરાય વચ્ચે તેમજ મોહનરાય અને અનિરૂદ્ધ વચ્ચે અણુરાગ ઉત્પન્ન થાય. આથી મોહનરાયને અત્યારેજ આ વાત કહીને ભવિષ્યની તકરારનો સંજોગ અટકાવવો ઇષ્ટ છે, એવો સંકલ્પ મનમાં કરીને વ્રજલાલ શાસ્ત્રીએ મુકુન્દને ઘેર રહેવા કહ્યું અને પોતે તથા દાદુમિયાં માધવબાગમાં જવા નીકળ્યા.

એક વખતનો પાપી પતિ જે હવે સુધરી ગયેલું જીવન ગાળનાર હતો, તેની એકનિષ્ઠ પ્રેમઘેલી પૂજારણને પતિ સાથેની એકાન્તથી આનંદ થયો.

માધવબાગમાં પહોંચીને જ્યાં વ્રજલાલ શાસ્ત્રીએ મુકુન્દ પાછો આવ્યા વિષેના અને હવે તદ્દન સુધરી ગયેલું જીવન તે ગાળનાર હોવા વિષેના સમાચાર મોહનરાયને કહ્યા એટલે તો તેમનો આનંદ અંતરમાં સમાયો નહી. સનાતન ધર્મ સંમેલનના મોક્કા ઉપર જ મુકુન્દનું પ્રત્યાગમન થયું એટલે આખાયે સંમેલનની અચૂક ફત્તેહ થઇ એમ તેમને લાગ્યું. તેમણે કાર્યકારિણી સભાને ઉદ્દેશીને કહ્યું: "ધર્મપ્રિય ભાઇઓ, જુઓ આપણી ફત્તેહનો ડંકો વાગ્યો છે. જેનો પ્રશ્ન લઇને સુધારકોએ મોટું ધાંધળ મચવ્યું છે અને આપણને આપણા ધર્મને દૂષ્ટ થતો બચાવવા આવતી કાલે મહાસંમેલન યોજવાનું કારણ પ્રાપ્ત થયું છે તેજ યુવક પાછો આવ્યો છે; એટલુંજ નહીં પણ હવેથી તે પોતાનો ઘરસંસાર સંભાળી અત્યંત નીતિમય, ધર્મમય અને શાંતિસુલેહભર્યું જીવન ગાળનાર છે. પ્રભુની આપણા ધર્મ પર કેટલી બધી અનુકંપા છે એનો આ પ્રત્યક્ષ પુરાવો છે. મિત્રો, સનાતન ધર્મની જય છે—ચોક્કસ જય છે."

ધર્મપ્રેમીઓની છાતી આ સાંભળીને ગજ ગજ ફુલી ગઇ. છુટાછેડા કરાવવા માગનારાઓ અકાણ્ડતાણ્ડવ કરે છે અને ભૂલથી આડે રસ્તે ગયેલાઓને ફરીથી સુધરવાની તક નહીં આપતાં તેમના લગ્નિત જીવનને અવિચારીપણાથી જ નષ્ટભ્રષ્ટ કરી નાંખે છે, એ

તે સાનો અભિપ્રાય થઈ ગયો. તેઓને પોતાની ઝુમ્બેશમાં મુકુન્દનું પ્રત્યાગમન એક મહા ગઢ સમું થઇ પડયું; અને એ ગઢની ઓથે રહીને હવે સુધારકોના લશ્કર પર પોતાની મ્હોંરૂપ તોપોમાંથી વચન રૂપ ગોળાઓનો સખ્ત મારો ચલાવવાનો તેઓએ નિર્ણય કર્યો. સભામાં વેદ અને શાસ્ત્રોના આધારથી અનેક ઠરાવો નક્કી થયા હતા. એમાંના છૂટાછેડા સામેના ઠરાવને હવે વધારે કડક શબ્દોમાં સખ્ત બનાવવામાં આવ્યો; અને સંમેલન આવતી કાલે પ્રાતઃકાળમાં આઠ વાગે મળશે એવું નક્કી કરીને સૌ સનાતન ધર્મની જય-ગર્જનાઓ ત્રણત્રણ વાર બોલાવીને વીખરાયા.

હવે વ્રજલાલ શાસ્ત્રીએ જમના અવાક્ બન્યાના પ્રસંગની વાત મોહનરાયને કહી. "જમના મૂગી બની ગઈ છે!" આશ્ચર્યથી મોહનરાયે પૂછ્યું અને પછી ઉમેર્યું: "ત્યારે તો અનિરૂદ્ધ માટે દુઃખ સહિત એની ના પાડવી પડશે."

"પણ જનાબ," દાદુમિયાંએ કહ્યું: "અનિરૂદ્ધભાઈ તો એનેજ પરણવાની હઠ લઇ બેઠા છે!"

"હમ્...એના શા ભાર છે કે હું બેઠાં એવી હઠ કરે? આજ કાલનું છોકરૂં!" મોહનરાયે ખૂબ તિરસ્કારની લાગણી મ્હોં ઉપર લાવીને કહ્યું: "એ તે શું સમજે આવી મહત્વની બાબતોમાં? એને હું કાગળ લખી દઇશ કે કોઇ જાતની તારી ગરબડ ચાલશે નહી. ગોપાળરાયને પણ હું લખી દઉં છું કે, તમારી જમનાનું લગ્ન મારા અનુ સાથે નહીં થાય."

વ્રજલાલ શાસ્ત્રીએ દાદુમિયાં તરફ અર્થસૂચક નજર ફેંકી; જાણે તેઓ એમ કહેતા હોય કે "હું નહોતો કહેતો? આ કડક સ્વભાવનો બાપ એ દીકરાની હઠને ટેકો નહી આપે."

દાદુમિયાંને ખેદ થયો. એણે અનિરૂદ્ધની સહૃદયી લાગણીનો પ્રત્યક્ષ પુરાવો જોયો હતો. એણે અનિરૂદ્ધમાં સત્ય પ્રત્યે આગ્રહની ઉચ્ચ પ્રકારની વૃત્તિ પણ નિહાળી હતી. એ અનિરૂદ્ધનો નિર્ણય પણ સાંભળીને આવ્યો હતો. એને લાગ્યું કે, આ બાપ દીકરા વચ્ચે જબરૂ ધમસાણ ઉભુ થવાનો સંભવ છે.

"જનાબ," તેણે કહ્યું: "આપ થોડો વખત થોભી જાવ તો!"

"શા માટે?" મોટો ઘાંટો પાડીને મોહનરાયે પૂછ્યુ: "ગોપાળરાયની પેઠે મુરખ બનવા કે? તેની એક દીકરી તેનાજ શિક્ષક સાથે વંઠી જવાની તૈયારીમાં છે એવો તેને શક ગયો તોયે તે બણુચકની માફક થોભી ગયો અને પછી વાત વધી ગઇ એટલે

એને દોડાદોડ કરવી પડીને ! મારે એવા બણુચક નથી બનવું. મિયાંસાબ, તમે આવી બાબતમાં મારા કડક વિચારો ન સમજી શકો. માટે મહેરબાની કરીને ઢીલી દોરી મૂકવાની કોઈ સૂચના કરશો નહી."

દાદુમિયાં દંગ થઇ ગયો. આવા મિજાજી માણસની સાથે તેની પોતાની અંગત બાબતમાં નાહક પોતે શા માટે રંજ કરવી એમ ધારીને તે બેપરવા બન્યો અને રસ્તામાંથીજ તેણે વિદાયગીરી માગી.

"મિયાંસા'બ" મોહનરાયે મુકુન્દ સંબંધમાં આભારવૃત્તિ દાખવતાં કહ્યું: "તમે આજ હમારી લાજ રાખી છે. મુકુન્દને તમે ચાલાકીથી શોધીને એક ખરેખર મોકા પર પાછો લાવ્યા છો. હું એ બદલ તમારે ઘણો આભારી થયો છું. બે ત્રણ દિવસ પછી ફુરસદે મારી પાસે જરૂર આવી જજો અને પોલીસ કમીશ્નર સાહેબને મારા ઘણાઘણા માનપૂર્વક સલામ કહેજો."

મોહનરાયે વ્રજલાલ શાસ્ત્રીને અનિરૂદ્ધના અને જમનાના પ્રસંગો વિષે દાદુમિયાંએ કહેલી હકીકત રજેરજ કહેવા જણાવતાં તેણે તે કહેવા માંડી. રસ્તામાં એ રીતે વાતો કરતા તેઓ બન્ને ઘેર આવ્યા ત્યારે મોહનરાયના હૃદયમાં અનિરૂદ્ધ માટે ખૂબ ગુસ્સો છાઇ રહ્યો હતો.

મુકુન્દ તેને પગે લાગ્યો. અત્યારે તો તેનું પાછા ફરવું ઘણુંજ ઉપયોગી થઇ પડયું હોવાથી તેના પ્રત્યે મોહનરાયને સ્નેહની લાગણી થઈ આવી. તેમણે તેને સ્નેહપૂર્વક કહ્યું: "તારૂં આવું પરિવર્તન મને બહુ ગમ્યું. વડીલો પ્રત્યે માન રાખીને તારા સર્વ ધર્મો તું બરાબર બજાવીશ તો મને વ્હાલો હીમ જેવો લાગીશ, ભાઇ !"

"હું હવે બરાબર શિખાયો છું." દીનતાથી મુકુન્દે કહ્યું: "મેં ખૂબ ઠોકરો ખાધી છે. હવે સ્વપ્ને પણ હું અધર્મનો આશ્રય લઇશ નહીં."

"શાબાશ." એમ કહીને મોહનરાય પોતાના લખવાના ખંડમાં ગયા અને અનિરૂદ્ધ ઉપર તથા ગોપાળરાય ઉપર કાગળો લખવા બેઠા. વ્રજલાલ શાસ્ત્રીને પૂછવાથી મુકુન્દે જાણ્યું કે-જમના અને અનિરૂદ્ધના લગ્નને મોહનરાય નાપસંદ કરે છે અને સખ્ત કાગળો લખી નાંખવા તેઓ અત્યારે બેઠા છે. મોહનરાયને વધુ પ્રિય થઇ પડવા મુકુન્દે દોઢડહાપણ કર્યું. તેણે તેમની પાસે જઇને સૂચવ્યું કે: "આપ પત્રો લખો છો તે ભલે; પણ અત્યારે જ જો તાર કર્યો હોય તો તે જલ્દીથી મળશે. આપની આજ્ઞા હોય તો હું હમણાં જઇને ખાસ બેવડા દરનો તાર કરાવી આવું."

મોહનરાયને એ સૂચના ઘણી ગમી. તેમણે ગોપાળરાય પર તારનો સંદેશો લખી આપ્યો અને મુકુન્દ તાર કરાવવા ગયો. જતાં જતાં તે હર્ષથી સ્વગત બોલ્યો: "બાપ દીકરા વચ્ચે ઠીક જામી છે! હવે આ તકરાર વધારે ભયંકર સ્વરૂપ લે તો જ આપણાં માન વધવાનાં!"

બીજે દિવસે પ્રાતઃકાળમાં ૮ વાગે માધવબાગમાં સનાતન ધર્મ સંમેલન મળ્યું. એમાં હાજરી આપનારાઓમાં મુંબાનગરીના પ્રતિષ્ઠિત ગણાતા કેટલાક શ્રીમંત વેપારીઓ હતા; શાસ્ત્રવિદ્ પંડિતો હતા; ધાર્મિક સંસ્થાઓના પ્રતિનિધિઓ હતા; ધારાસભાના ધર્મપ્રિય સભાસદો હતા; હિંદુ સરકારી નોકરો હતા અને આધેડ વયનો સ્ત્રી-વર્ગ પણ હતો.

આ સંમેલન માટે બાંધેલા મંડપના પ્રવેશ-દ્વાર ઉપર મોટા અક્ષરે લખવામાં આવેલું હતું કે: "વેદધર્મને માન્ય રાખનાર, આચાર્યો અને શાસ્ત્રોની આજ્ઞાઓને શિરસા વંદન કરનાર અને વાહીઆત વિચારોને નહીં પોષનાર હિંદુ સ્ત્રી-પુરુષોએ જ ફક્ત આવવું." એક બીજા પાટીઆમાં લખેલું હતું કે: "સંમેલનમાં કોને આવવા દેવા અને કોને નહીં તેની મુનસફી સભાપતિની રહેશે" મંડપમાં એ સિવાય સ્થળે સ્થળે વેદવાક્યો અને શ્રુતિસ્મૃતિઓની આજ્ઞાઓનાં પાટીઆં લટકાવેલાં હતાં. પૂજ્ય ધર્માચાર્યોની છબીઓને પુષ્પહાર પહેરાવીને ઉચ્ચ સ્થાનપર ટીંગાડવામાં આવી હતી. ચોગરદમ અગરબત્તીઓનો ધુપ મંડપમાં પ્રસારવામાં આવ્યો હતો.

સભાપતિ તરીકે એક મઠના પૂજ્ય શંકરાચાર્યને બિરાજમાન કરવામાં આવ્યા હતા. એમનું નામ ત્રિલોકભૂષણાશ્રમતીર્થ મહારાજ હતું. તેઓશ્રી સભાસ્થાનમાં એક કલાક અગાઉ પધાર્યા હતા અને જેઓ સર્વ સંમેલનમાં આવતાં તેઓ તેમને વંદન કરતાં હતાં. આવનારાંઓનું સ્વાગત કરવા માટે પ્રવેશ-દ્વાર આગળ શરણાઇ સાથે નોબત બેસાડેલી હતી અને મોહનરાય તથા બીજા કેટલાકો પ્રવેશ-દ્વાર આગળ ઉભા રહીને કોને આવવા દેવા અને કોને નહીં તેની પસંદગી કરતા હતા. કોઈ પ્રકારનું ધાંધલ થાય તો તે શમાવી દેવા માટે પોલિસના માણુસોની એક ટુકડી મંડપ આગળ એક સ્થળે હાજર રાખવા આવી હતી.

બરાબર ૮ વાગ્યા સુધીમાં પ્રવેશ-દ્વાર ઉપર ઉભેલાઓને નહીં આવવા દેવા જેવા ફક્ત દશ-બાર જુવાનીઆઓ લાગ્યા હતા, જેઓને તેમણે મનાઈ કરી હતી પણ તેથી કાંઇ ધાંધલ થયું ન હતું.

વેદમંત્રો અને ઇશ્વરસ્તુતિ સંમેલનની શરૂઆતમાં લલકારવામાં આવ્યા પછી સ્વાગતાધ્યક્ષ તરીકે મોહનરાય ઉભા થયા અને પોતાનું ભાષણુ તેણે આરભ્યું.

ભાષણુની શરૂઆતમાં તેમણે સંમેલનમાં ધર્મરક્ષાર્થે સૌને હાજર રહેલાં જોઇને આનંદ પ્રકટ કર્યો અને અત્યારે જ્યારે હળાહળ કળીયુગ વ્યાપી ગયો છે તેમજ ચોગરદમથી જુવાન મંડળમાં વંઠેલપણું અને વાહીઆત વિચારો પ્રસરી ગયેલા છે ત્યારે ધર્મના રક્ષણુ માટે વારંવાર આવી રીતે મળતા રહીને પોતાની ફરજ બજાવતા રહેવાનો સૌને આગ્રહ કર્યો. એ પછી તેમણે સનાતન હિંદુ ધર્મનું મહત્ત્વ બતાવ્યું. યુગ યુગથી અનેક હુમલાઓ આપણા દેશ ઉપર થયેલા હોવા છતાં પણુ અચળ અને અવિચળ દુર્ગ રૂપે એકલો આ જુનો ધર્મ જ ટકી રહ્યો છે અને તેના પ્રસ્થાપિત કરેલા સિદ્ધાંતો વેદવારાના હોવાથી તેમજ મહા જ્ઞાની અને તપસ્વી ઋષિમુનિઓએ દીર્ઘદષ્ટિથી તે નક્કી કરેલા હોવાથી અખંડતાથી તે સિદ્ધાંતોની જડ સૈકાંઓથી પેઢી દર પેઢીએ ટકી રહી છે, એ મુદ્દા ઉપર ભાર મૂકીને તેમણે ભગવદ્‌ગીતાના શ્લોકથી સૌને સલાહ આપી કે—આ ધર્મમાં રહેવું એજ શ્રેયસ્કર છે અને પરધર્મને મચક નહીં આપવી જોઇએ. આગળ વધીને તેમણે કહ્યું કે—આ સનાતન વેદધર્મને ખાતર આપણે પ્રાણુ આપવો પડે તો આપીને દુશ્મનોને પાછાં હઠાવવા જોઇએ. સનાતન ધર્મની મહત્તા સ્થાપિત કરતાં તેમણે ધાર્મિક આચાર વિચારોની ખુબીઓ બતાવી અને વર્ણાશ્રમધર્મ ઘણાજ દીર્ઘદષ્ટિથી રચાયલા જણુાવ્યા. ઉચ્ચ આચાર વિચારોના દષ્ટાંતોમાં તેમણે સભામાં બિરાજેલા પૂજ્ય સભાપતિ મહારાજ તથા અનેક વિદ્વન્મણિ બ્રાહ્મણુ શ્રેષ્ઠોને વંદન કરીને જણુાવ્યું કેઃ આપના દૈનિક વિશુદ્ધ અને સદાચારી નિષ્કામ કર્મોને લીધે જ આ પૃથ્વી ટકી રહી છે અને અધર્મીઓનો હ્રાસ થાય છે. પરંતુ કમનસીબે કળીયુગ માણુસોને ભમાવી નાંખે છે અને પાશ્ચાત્ય પવનનો ઝપાટો એ કળીયુગી ભ્રમિતોના મગજને ચક્રાવે ચઢાવી દઇને ધર્મથી વિમુખ બનાવવામાં સહાયભુત બને છે. આવા ઘોર સમયમાં આપણે સૌએ જાગૃત રહીને ધર્મનો લોપ થતો અટકાવવા માટે આવાં સંમેલનો મારફત યત્નો યોજતા રહેવું જોઇએ. આચાર્યો અને શાસ્ત્રવિદો પ્રત્યે પોતાની ભાવના આ મુજબ દર્શાવ્યા બાદ સ્વગતાધ્યક્ષે હિંદુ સમાજ પર થતા આક્ષેપોના રદીયા આપવા માંડ્યા. એમણે એ રદીઆના પ્રારંભમાં એક વાત પોતાના કડક સ્વભાવ મુજબ કહી દીધી કે, આક્ષેપો કરનારાઓની જરાકે યોગ્યતા ન

હોવાથી તેમજ તેઓ શાસ્ત્રોના અભ્યાસી નહીં હોવાથી તેઓના આક્ષેપોનો જવાબ દેવાને આપણે બિલ્કુલ બંધાયલા નથી પરંતુ જનસમાજને ધર્મ અને અધર્મ વચ્ચેનો વિવેક બતાવવા ખાતર એ આક્ષેપો ખોટા છે એવું સિદ્ધ કરી આપવું જોઇએ.

તેમણે શ્રુતિસ્મૃતિઓની આજ્ઞાઓ વાજબી જણાવીને હિંદુ જ્ઞાતિઓ મજબુતાઇથી તે આજ્ઞાઓ બરાબર પાળે છે તેનો દાખલો આપતાં બાળલગ્નના વિષયમાં જણાવ્યું કે-બાળલગ્ન શબ્દ સુધારકોએ પ્રયોજ્યો છે. વસ્તુતઃ દ્વિજ જ્ઞાતિઓમાં ૧૦ થી ૧૧ વર્ષની વયની કન્યાઓનાં થતાં લગ્ન મનુસ્મૃતિ પ્રમાણે છે. રજસ્વલા થતાં પહેલાં કન્યાને પરણાવી દેવી એ તેનું ખાસ કારણ છે. ઉપરાંત બીજું કારણ કન્યાના શિયળ-સંરક્ષણનું છે. એક કન્યાને લગ્નથી એક વર સાથે સંયોજવામાં આવ્યાથી તેનું ચિત્ત તેના પતિમાં જ રમી રહે છે. જો તેને બદલે હાલના સુધારકો જેમ ૨૦ અને ૨૧ વર્ષ સુધી કન્યાઓને કુંવારી રાખે છે તેમ કરવામાં આવે તો તેનામાં માનસિક શિયળભંગ અને જરાક આગળ વધીને કહીએ તો તેથીયે ભ્રષ્ટ પ્રકારનાં શિયળભંગના દાખલા બનવાનો સંભવ છે. મોહનરાયે ભાર મૂકીને જણાવ્યું કે, પાશ્ચાત્ય રિવાજ મુજબ કન્યાઓને ઘણી મોટી કરવામાં આવતાં, મેં એવા ઘણા દાખલા જોયા છે, જેમાં Wooing, facinating, એટલે કે-જુદા જુદા જુવાનોને વ્હાવાનું તેમજ આકર્ષણ કરવાનું વગેરે વગેરે પ્રકારના ખોટા કુચ્છંદ વધી પડે છે. ગમે તે જુવાનોની સાથે હસીખેલ કરવો, કલબોમાં અને ટેનિસોમાં તેઓ સાથે જવું, મોટરોમાં તેમની સાથે ફરવું અને પછી એવા જુવાનોમાંથી ફાવે તેની સાથે પરણવાનું ઠરાવવું-આ બધું હિંદુ ધર્મના સંયમના મહાન્ સિદ્ધાંતથી વિરૂદ્ધ છે. એવા માનસિક અસંયમને માનસિક વ્યભિચાર કહેવો જોઇએ. ધર્મનાં દશ મુખ્ય લક્ષણમાં ઇન્દ્રિયનિગ્રહ મુખ્ય છે. તદનુસાર નિયત કરવામાં આવેલી, કન્યાઓ માટેની રજસ્વલા થતા પૂર્વેની લગ્નની વય, હિંદુ ધર્મના દીર્ઘદષ્ટિના આશીર્વાદાત્મક સિદ્ધાંત તરીકેજ સાબીત થાય છે. કન્યાવિક્રય અને વરવિક્રય સંબંધી સ્વાગતાધ્યક્ષ મોહનરાયે જણાવ્યું કે, એ રિવાજોનો મારે બચાવ કરવાનો નથી કેમકે મનુસ્મૃતિએ તેની ના પાડેલી છે. પણ એ રિવાજોથી આખો હિન્દુસમાજ ઘેરાયલો હોવાનું કહેવામાં આવે છે, એ અતિશયોક્તિ છે. દ્વિજ તરીકે ગણાતી ઉત્તમ જ્ઞાતિઓમાં એ રિવાજ સેંકડે ૫ ટકા હશે. આનું કારણ એ કલ્પી શકાય છે કે-કન્યાઓની અને વરની અછત. જ્યાં કન્યાવિક્રય

થતા હશે ત્યાં કન્યાની અને વરવિક્રય થતા હશે ત્યાં વરની અછત હશે. તેવી જ્ઞાતિઓમાં દેખાદેખીની ટેવ પ્રસરી ગઈ છે. એક જણે વિક્રય કર્યો હોય ત્યારે બીજાઓ બોલે નહીં અને આંખઆડા કાન કરે તથા પોતાનો સમય આવે ત્યારે એ પહેલાનું અનુકરણ કરે, એથી તે રિવાજો પ્રસરે છે. જ્ઞાતિઓના પટેલો જરાક સાવધાની રાખે તો આ રિવાજો દૂર થઇ શકે. આ કાંઈ અનિવાર્ય ખામી નથી અને એ ખામી કાંઈ ખૂબ ફેલાયલી નથી; તેમજ તેનાથી હિંદુ સંસાર ખરાબમાં ખરાબ સંસાર છે એવો આક્ષેપ થઈ શકે નહીં. વૃદ્ધલગ્ન વિષે ઉપરની બાબત પેઠે કહી શકાય. એક જ્ઞાતિમાં ૧૦૦ માણસો છે એમ કલ્પી લઇએ. એમાંથી ૨૦ વૃદ્ધો હોય તો તે વીસે જણ કાંઇ લગ્ન કરતા નથી. રડયા ખડયા એકાદ બે તેમ કરતા હશે. ઇંગ્લાંડ અમેરિકા જેવા દેશોમાં પણ એમ બને છે. કન્યાના પિતા સાવધાની રાખે તો આવાં લગ્ન અટકી શકે છે.

મોહનરાયે તે પછી પુનર્લગ્ન અને છુટાછેડાના વિષયમાં જણાવ્યું કે-હિંદુ શાસ્ત્રોએ આ રિવાજો દ્વિજવર્ણોમાં નથી નિર્મ્યા; પરંતુ શુદ્રવર્ણોમાં તે છે. બ્રાહ્મણોમાં અને વણિકોમાં આ બે રિવાજ નથી. ક્ષત્રિયો તરીકે પૂર્વે જે વર્ણ ઓળખાતી તેમાં આજે ઘણા વિભાગો પડી ગયા છે અને તેમાંની કેટલીકમાં આ બે રિવાજો છે. ઘણાક માને છે કે, એકંદરે સમગ્ર હિંદુ વસ્તીમાં ૮૦ ટકા પુનર્લગ્ન અને છુટાછેડાના રિવાજને અનુસરે છે. તેઓમાં નાતરાં એટલે છતે ધણીએ બીજો ધણી કરવાનો અને એકની ફારગતી લઇને બીજાને વરવાનો રિવાજ છે. જે ૨૦ ટકા એટલે બ્રાહ્મણો તથા વણિકોમાં આ બે રિવાજ નથી તેઓએ સંયમને ખાતર અને ઉચ્ચ આચારને ખાતર પોતાની મેળે એ રિવાજો દાખલ કરેલા નથી. સુધારકોને અમો સનાતનીઓનો પ્રશ્ન છે કે, સંયમ પાળવા પોતાની મેળે જે તત્પર છે તેઓમાં તમે ભ્રષ્ટતા-અસંયમ-દાખલ કરવાનું શા માટે કહો છો? તેઓને શા માટે ભ્રમિત કરો છો? તમને ચાહે તો તમે તમારાં ભ્રષ્ટજીવન ગાળો; પણ શા માટે બીજા સંયમીઓને આકર્ષો છો? સ્રીનું ભૂષણ લજ્જા છે. પુરુષનું ભૂષણ સંયમ છે. હિંદુ શાસ્ત્રોએ તે બન્ને ભૂષણને અવલંબીને ચાર આશ્રમ નિર્મ્યા છે. એ ચારે આશ્રમમાં તેમણે માનવીઓની લાગણીઓ લક્ષમાં રાખી છે. હિંદુ શાસ્ત્રોની એ આશ્રમપદ્ધતિને અનુસરનારને પુનર્લગ્ન કે છુટાછેડાની જરૂર જ રહે નહીં. ૨૫ વર્ષ સુધી પૂર્ણાંશે બ્રહ્મચર્ય પાળનાર જ્યારે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશે છે ત્યારે તેના ગૃહસ્થ જીવનમાં તે અનેરાં અને

ઇચ્છિત સુખ મેળવી શકે છે. એ આશ્રમને બરાબર અનુસરનાર વાનપ્રસ્થી થાય છે અને પછી સંન્યસ્ત લે છે. પુરુષો માટે આ પ્રકારે નિર્માયલા આ ચાર આશ્રમોની પેઠે સ્ત્રીઓને માટે પણ ૧૬ વર્ષથી આશ્રમોના પ્રકાર પાડેલા છે અને તે યથાવિધિ પાળનારને પુનર્લગ્ન કે છુટાછેડાની આવશ્યકતાજ ઉભી થતી નથી. સુધારકો ખોટી ઘેલછાથી એની જરૂર બતાવે છે. અમે સનાતનીઓ તે જરૂર સ્વીકારતા નથી અને કોટિ ઉપાયે પણ તે સ્વીકારીશું નહીં. અમારા મત ઉપર અને ધર્મ ઉપર આઘાત કરીને જો એ રિવાજો દાખલ કરવામાં આવશે તો અમે તે દાખલ કરનારની સામે થઇશું. હાલમાં સરકાર મારફત છુટાછેડાનો કાયદો ઘડાવવાની તૈયારીઓ સુધારકો કરે છે. તે જાણીને અમે સનાતનીઓ નારાજ થયા છીએ અને સરકારને ચેતવણી આપીએ છીએ કે–મહારાણી વિકટોરીઆના સમયથી અમારા ધર્મમાં હાથ નહીં નાંખવાનું જે વચન અમને અપાયું છે તે તેણે પાળવું–નહીંતર ધર્મ ઉપર આઘાત થવાથી અમારાં હૃદય કોપી ઉઠશે અને તેનો કોપાગ્નિ કયાં ફેલાશે તે અમે કહી શકતા નથી. ધર્મપર આઘાત થવાને પરિણામે દેશમાં અશાન્તિ અને અંધાધુધી ફેલાશે અને રાજતંત્ર જોખમમાં આવી પડશે. એવે વખતે ધર્મપ્રેમીઓપર તે માટે આક્ષેપ મૂકાશે તો અમે તેનો સ્વીકાર કરીશું નહીં.

છુટાછેડાની જરૂર અમારા ધર્મમાં છેજ નહીં. કોઇ રડયાખડયા પ્રસંગમાં ધણી બગડે અથવા સ્ત્રીને તજે તો તે સ્ત્રી ધીરજ ધારણ કરીને રહેતાં તેનો પતિ અવશ્ય સુધરીને પાછો ફરે છે. સુધારકોએ હમણાં એકાદ દાખલા ઉપરથી છુટાછેડાનાં ખૂબ ઢોલ બજાવ્યાં પણ એ દાખલામાં પતિ સુધરીને પાછો ફરવાથી સુધારકોનાં ઢોલ ફાટી ગયાં છે અને તેમની પીપુડીઓ બેસુરી બની ગઈ છે!

અંતમાં મોહનરાયે સર્વ વેદધર્મપ્રેમીઓને ધર્મરૂપી કિલ્લો દૃઢ કરવા ભલામણ કરીને ઇશ્વરપ્રાર્થના કરી કે–જેઓ કુમાર્ગે વહીને કુધારકો બની ગયાં છે તેઓને કળીયુગનાં પાશમાંથી બચાવીને પ્રભુ સન્મતિ આપે.

મોહનરાયના ભાષણ પછી શંકરાચાર્ય મહારાજને પ્રમુખસ્થાન અર્પવામાં આવ્યું. તેમણે પ્રમુખસ્થાનેથી ટૂંકુ ભાષણ કરતાં જણાવ્યું કે–અમે વેદધર્મ પાળનારી વર્ણાશ્રમધર્મી પ્રજાને એજ મહત્ત્વની આજ્ઞા કરીએ છીએ. ઇષ્ટદેવ, ગુરૂ, આચાર્ય અને શાસ્ત્રોની કદીપણ અવગણના કરવી નહીં અને જેઓ અવગણના કરતા હોય તેમનો

સંસર્ગ રાખવો નહીં. પુનર્લગ્નને શાસ્ત્રો કદી સંમતિ આપતાં નથી. દેશકાલ પ્રમાણે પણ તેની આવશ્યકતા નથી. છુટાછેડાથી દેખીતી શીલભ્રષ્ટતાનો પરવાનો આપવા જેવું થાય છે. અમે પશ્ચિમ દેશના છુટાછેડા વિષે કેટલુંક વાંચ્યું છે. ત્યાં વિચિત્ર અને નજીવાં કારણો માટે પણ સ્ત્રીઓ છુટાછેડા લે છે. કોઇ એવું કારણ આપે છે કે, રાતના રોજ ૧૨ વાગે મારો ધણી ઘેર આવે છે તે મને ગમતું નથી, માટે છુટાછેડા આપો. બીજી એમ કારણ આપતી હોય છે કે–મારા અને તેના સ્વભાવમાં મળતાપણું નથી માટે છુટાછેડા આપો. ત્રીજી કહેશે કે, રોજ મારા બૂટની દોરી મારો પતિ બાંધતો પણ થોડાક દિવસથી નથી બાંધતો માટે છુટાછેડા આપો. ચોથી સ્ત્રી અદાલતને અરજ કરશે કે, મારો ધણી મારા કુતરાને તેનું મ્હોં ચાટવા દેતો નથી માટે છુટાછેડા આપો ! આવાં આવાં નજીવાં, બેહુદાં અને હાસ્યાસ્પદ કારણો માટે તે દેશોમાં છુટાછેડા લેવાય છે. એવું આંધળું અનુકરણ કરીને લગ્નની પવિત્ર ભાવનાને હિંદુઓએ બગાડવી જોઇ નહીં. લગ્નનું બંધન જીવતરમાં એકજ વાર સ્વીકારાય. પવિત્ર વસ્તુની અદલાબદલી શી રીતે થઈ શકે ? પવિત્રતાનો તેથી નાશ થાય છે અને અસંયમનું સામ્રાજ્ય પ્રસરી રહે છે. માટે સ્વપ્નમાં પણ એ કુમાર્ગનો આશ્રય લેવો નહીં, એવા આ ગુરૂસ્થાનની આજ્ઞા છે.

આ બે ભાષણો થઇ રહ્યા શછી સંમેલન બપોર ઉપર મુલતવી રહ્યું. આશરે ૧૦॥ વાગ્યાનો સમય થયો હતો; અને સંમેલનમાં આવેલાઓ વીખરાવા માંડયા હતા. તે વખતે માધવબાગ આગળ યુવાનો અને યુવતીઓનું એક મોટું ટોળું જમા થયેલું તેઓના જોવામાં આવ્યું. તેઓનાંના કેટલાકના હાથમાં જાડાં પુઠાંઓ ઉપર હસ્તાક્ષરે અનેક માગણીઓ કરનારાં વાકયો લખવામાં આવેલાં હતાં; જેવાં કે "સ્ત્રીઓને સમાન હક્ક આપો." "સ્ત્રીઓની અવગણના ન કરો; કારણકે સ્ત્રી શક્તિનો અવતાર છે." "નારી રત્નની ખાણ છે, જેમાંથી ધ્રૂવ અને પ્રહલાદ જેવા તથા શ્રીકૃષ્ણ અને રામચંદ્રજી જેવા મહાપુરુષો જન્મ્યા હતા." "ભ્રષ્ટ ભટકેલ પતિની લાચાર અબળાઓને છુટાછેડાના હક્ક આપો." "બાળ લગ્નનો ભોગ થઇ પડેલી વિધવાઓને પુનર્લગ્નની છૂટ આપો." "હિંદુસમાજ નરકની ખાણ છે." "હિંદુ જ્ઞાતિઓ શયતાની જાળ છે—તેમને ભાંગી ફોડીને કાપી નાખો." "ધર્મના થાંભલા તરીકે પોતાને ઓળખાવતા ભદ્રંભદ્રોના દંભ ખુલ્લા પાડો." ઇત્યાદિ ઇત્યાદિ.

એ ટોળામાંનાં કેટલાંક ઉત્સાહીઓ મોટા સ્વરે ઉપર્યું સૂત્રો એક સામટાં બોલી રહ્યાં હતાં અને સંમેલનમાંથી બહાર નીકળનારાઓ તરફ આંગળીઓ ચીંધી રહ્યાં હતાં. કેટલાંક યુવકો અને યુવતીઓ છૂટથી હસ્તપત્રિકાઓ વહેંચતાં હતાં. રમુજી વ્યંગચિત્રો પણ તેઓના તરફથી ફેલાવવામાં આવતાં હતાં.

યોગરહમ એ વખતે એટલી બધી મેદની જામી ગયેલી હતી કે, સંમેલનમાંથી બહાર નીકળનારાઓને પોતાના માર્ગ કરવાની મુશ્કેલી પડતી હતી. એ જામી ગયેલી મેદનીમાં પ્રેક્ષકો તરીકે જેઓ હતા, તેઓનું વલણ યુવકો અને યુવતીઓ તરફ હોય તેમ જણાતું હતું; કેમકે તેઓ પણ ફીફીઆરીઓમાં ભળીને સંમેલનમાં ગયેલાઓનો ઉપહાસ કરવામાં પ્રવૃત્ત થતા હતા.

આ ટોળાની પ્રવૃત્તિ મોહનરાયે માધવબાગમાંથી બહાર નીકળતાં નીકળતાં જોઇ. સંમેલનમાંથી ઘેર જનારાઓને ધક્કામુક્કી કરીને માર્ગ કરવો પડે છે એવું તેમણે જોયું. એ ધક્કામુક્કી એટલી બધી વધતી જતી હતી કે, કોઇક અશક્ત શરીરવાળાઓ અને કોઈ વૃદ્ધો પડી આખડી જતા હતા તો તે વખતે તેઓને ઉઠવામાં મદદ કરવાને બદલે ટોળે મળેલાઓ તેમની હાંસી કરતાં હતાં. મોહનરાયના મગજમાં ક્રોધનો પારો ૧૦૮ ડીગ્રી ઉપર વધી ગયો. લાલઘુમ આંખ કરીને મોહનરાયે આ ધાંધલ અટકાવવા અને તોફાનીઓને બરાબર પાઠ શીખવવાનો ઇરાદો કર્યો. એક વૃદ્ધ પુરૂષની પાઘડી ધક્કામુક્કીને પરીણામે નીકળી પડી એટલે તે પાઘડીને ટોળાના લોકોએ પગની અડફટે ચઢાવી. વૃદ્ધ બિચારો પાઘડી લેવા આમતેમ દોડવા લાગ્યો ત્યારે તેને મૂરખ બનાવવા માટે તેનો હુર્યો બોલાવવામાં આવ્યો. મોહનરાય તરતજ એ ટોળા તરફ ધસી ગયો. તેના હાથમાં રૂપાની મૂઠવાળી એક જાડી લાકડી હતી. એક યુવક જેણે તે વૃદ્ધની પાઘડીને પગથી ઠેબે મારી હતી તેની ગળચી પકડીને મોહનરાયે પોતાની લાકડીના બે–ચાર ફટકા તે યુવકને લગાવી દીધા. આનું પરિણામ ખરાબ આવ્યું. તે યુવકના સાથીદારો ગુસ્સે થઇ ગયા અને તેઓએ મોહનરાય ઉપર હુમલો કર્યો. લશ્કરી ખાતામાં પોતાની જુવાની ગાળનાર મોહનરાયે હુમલો કરનારાઓની લગીરે દરકાર નહીં કરતાં પોતાની લાકડી ચલાવ્યેજ રાખી અને દાંત કચકચાવીને કાંડાંના મજબુતીથી પોતાની આસપાસના દરેક જુવાન પર પ્રહાર કરવા માંડયા. એના પર હુમલો થયેલો જોઇને સંમેલનમાંના બીજાઓ પણ ત્યા ધાઇ આવ્યા અને મારામારીનો મામલો વધી ગયો.

આ ધાંધલ જોઇને ત્રણ યુવતીઓ તે સ્થળે આવી પહોંચી. તેઓ ત્રણેએ હિમ્મતથી ટોળાની વચ્ચે દાખલ થઇને પોતાના હાથ ઉંચા કરીને કહેવા માંડયું: "યુવક ભાઇઓ! શરમ છે તમને કે, તમે મારામારી કરીને આપણો હેતુ ધૂળમાં મેળવવા તૈયાર થયા છો. મારામારી બંધ કરો." મોહનરાયની એક લાકડીનો ફટકો એ ત્રણ યુવતીઓમાંની એક ઉપર પડયો તે યુવતી "શાન્ત થાઓ. મારામારી બંધ કરો." એવા પોકારો પાડવા ચાલુ રાખીને પોતાની નજદીકના બે યુવકોના કોટ ખેંચીને જમીન પર બેસી ગઇ. યુવકોએ તેની તરફ જોયું એટલે તેણે તેમને કહ્યું: "બેસી જાઓ અને બધા યુવકોને બેસી જવા કહો." તે યુવકોએ પોતાની આસપાસનાઓને બેસી જવા કહીને તે યુવતીનું અનુકરણ કર્યું. બે ક્ષણની અંદર એ તોફાની ટોળાનો રંગ પલટાઇ ગયો. એક પછી એક યુવકો બેસવા માંડયા અને ધીમેધીમે ચોગરદમ તમામ યુવકો અને યુવતીઓ જમીન પર બેસી ગયાં. હવે પ્રથમની ત્રણ યુવતીઓમાંની જે એકને માર પડયો હતો અને જે બેસી ગઇ હતી તે ઉભી થઇને જોરથી કહેવા લાગી: "ભાઇઓ અને બ્હેનો, આપણે તોફાન કરવા અહીં આવ્યાં ન હતાં. આપણો ઉદ્દેશ આપણા મતનો પ્રચાર કેવળ વાણીથી અને લખાણથી કરવાનો હતો. શાન્તિ આપણું સૂત્ર હતું અને તેમાં બીજી કોઇ લાગણીને આપણે સ્થાન આપવાનું નહતું. જેઓએ વૃદ્ધો પર હુમલા કર્યા હતા તેઓએ અવિચારીપણે આપણા કાર્યને ધોકકો પહોંચાડયો છે. તમારી અવિચારી મારામારીનો સુન્દર બદલો મને એક લાઠી-પ્રહારથી મળી ચૂકયો છે! મેં તે ખુશીથી સહન કરી લીધો છે. એ પ્રહાર કરનારે જોકે સ્ત્રી-સન્માનનો સિદ્ધાંત જાળવ્યો નથી, તોપણ શાન્તિનો સિદ્ધાંત આપણે ચુકયાં એટલે આપણે ઉલ્ટાં શરમિંદા બન્યાં છીએ. અને તેથી હું લગીરે આનાકાની વિના આપણી શરમિંદગી કબૂલ કરૂં છું. તેમજ તમો સૌની વતી હું અહીં ઉભેલા સનાતની ભાઇઓની માફી માગું છું અને જાહેર કરૂં છું કે અમારો ઉદ્દેશ મારામારીનો હતો નહીં; માટે તેઓએ હવે મારામારી કરવાને બદલે ખામોશી પકડવી જોઇએ—જો કે અમારો મતભેદ અને વિરોધ સનાતની ભાઇઓના સિદ્ધાંતો સામે કાયમજ છે અને કાયમજ રહેશે."

મોહનરાયનું ધ્યાન એ બોલનાર યુવતી તરફ ગયું. તે યુવતીને તેમણે ઓળખી. તે કુમારી સુવિદ્યા સાકરવાળા હતી. તે ગૌરવ ભરી રીતે અદબ વાળીને ઉભી ઉભી મોહનરાય તરફ જોઇ રહી હતી. તેના જમણા ખભા ઉપરના વસ્ત્રમાંથી સહેજ લોહી બહાર નીકળતું હતું. હવે કોઇ હાંસી ઠઠ્ઠા કરતું નહતું એટલે મોહનરાયે કશુંજ નહીં

બોલતાં ત્યાંથી ચાલવા માંડયું અને તેમનું અનુકરણ કરીને સંમેલનમાં આવેલાઓ જે પોતાને ઘેર જવા બાકી રહ્યા હતા તેઓએ પણ જવા માંડયું.

તે સૌ પસાર થઇ ગયા ત્યાં સુધી જમીન પર બેઠેલાંઓ ચૂપકીદી ધારણ કરી રહ્યાં અને એ બાદ કુમારી સુવિદ્યાએ તેઓને સૌને ઉદ્દેશીને કહ્યું: "ભાઇઓ અને બ્હેનો, મારી વિનતિને માન આપીને તમે સૌએ આ પ્રસંગમાં છેલ્લી ઘડીએ શાન્તિપૂર્વક બેસી જઇને આપણી લડત શોભાવી છે. આક્ષેપકો આપણામાં સંયમ નહિં હોવાનું કહે છે. તમે સૌએ અત્યારે બતાવી આપ્યું છે કે તમારામાં એ ગુણ છે. તમે સ્વચ્છંદી નથી. આપણામાંના કેટલાક ભાઇઓને આ મારામારી દરમ્યાન વાગ્યું છે. નજદીકના કોઇ પણ દવાખાનામાં તેઓને આપણે લઇ જઇશું અને તેમના ઉપચાર પર ધ્યાન આપીશું. આજે સાંજે ૬ વાગે આપણે ફરીથી આ સ્થળે આવીને પરમ શાન્તિથી પ્રચારકાર્ય માટે એકત્ર થઈશું અને અત્યારે આપણું કાર્ય પૂરૂં થયાથી વીખરાઈ જઈશું."

ટોળું ઉભું થઇ ગયું. દશ-બાર જણ તેમાં ઘાયલ થયા હતા. તેઓને દવાખાનામાં લઇ જવામાં કેટલાકો રોકાયા અને બાકીનાઓ આજના બનાવની માંહોમાંહે ચર્ચા કરતાં વીખરાઇ ગયાં.

એક નજદીકના દવાખાનામાં જ્યારે ઉપલા બનાવમાં ઘવાય-લાંઓની સારવાર થતી હતી ત્યારે સુવિદ્યાને તેની સહીપણીઓમાંની કેટલીકે પ્રશ્ન કર્યો: "બહેન, આજે તેં સૌને બેસી જવાનો અને શાન્તિપૂર્વક સંયમ ધારણ કરવાનો જે ઉપાય બતાવ્યો તે તેં શી રીતે શોધી કાઢયો ?"

સુવિદ્યાએ પૂછ્યું: "એ પ્રયોગ સફલ નીવડયો કે નહીં અને તે અનુસરવા જોગ છે કે નહી એ પ્રથમ કહો."

"તે સફલ નીવડયો છે એ નિ:શંક છે. આપણા કાર્યક્રમમાં તે અવશ્ય દાખલ કરવા જેવો છે." એક યુવતીએ જવાબ દીધો.

"એ ઉપાય" સુવિદ્યા બોલી: "મારી પોતાની શોધ નથી. આજ સહવારે પ્રકટ થએલા દૈનિક "ગુર્જર વિજય" પત્રમાં "ગોકુલ" ની સહીથી પ્રકટ થયેલા એક લેખમાંની પ્રેરણાઓ ઉપરથી મેં તે અજમાવ્યો છે."

"ગોકુલ ? એ વળી કિયો લેખક છે ?"

"એ એક ઉગતો કવિ છે. તે અહીંની એક અંગ્રેજી સ્કુલમાં અધ્યાપક છે; સમાજ સુધારાના પ્રશ્નોનાં એના ઘણા લેખો મેં વાંચ્યા છે અને તે મનનીય હોય છે. હું હંમેશાં તે રસભેર વાંચતી રહું છું. આજના તેના લેખનું મથાળું "સમાજ સુધારો શી રીતે

સફલ કરી શકાય?" એવું છે. તે મથાળા નીચેના લેખમાં તેણે આગ્રા પાસેના એક ગામડામાં એક ગુજરાતી યુવકે અખત્યાર કરેલા પ્રયોગનું રસીલું વર્ણન કરેલું છે."

"એમ? તે યુવકે આપણા જેવોજ પ્રયોગ અજમાવેલો?"

સુવિદ્યાએ દવાખાનામાં ડાકટરના ટેબલ ઉપર પડેલું આજનું "ગુર્જર વિજય" પત્ર ઉઠાવ્યું અને ગોકુલનો ઉપર્યુક્ત લેખ પોતાની બહેનપણીઓ આગળ વાંચી બતાવ્યો.

વસ્તુતઃ એ લેખ અનિરૂદ્ધે ચીખલીમાં ગામડીઆઓની મારામારી દરમ્યાન તેઓની વચ્ચે નિડરતાથી જઇને ઉભા રહીને તેઓની લાકડીઓના ઘા પોતાની ઉપર ઝીલવાની બતાવેલી હિમ્મતના પ્રસંગના સવિસ્તર વર્ણન રૂપ હતો. જ્યારે પ્રોફેસર, વૈદરાજ અને ગોકુલ ચીખલ જઇ પહોંચ્યા ત્યારે દાદુમિયાંએ સૌની આગળ કરેલા વર્ણન ઉપરથી ગોકુલે તે લેખ લખી કાઢ્યો હતો અને તે ઉપર વિવેચન કરતાં તેણે અનેક ઐતિહાસિક બીજાં દૃષ્ટાંતો રજુ કરીને એ લેખમાંના એ મુદ્દા ઉપર ભાર મૂકયો હતો કે જ્યારે જ્યારે મારામારીના પ્રસંગો ઉભા થાય ત્યારે આત્મબલિદાનની વૃત્તિથી અને અહિંસક શાન્તિથી વિરોધીઓનો માર ઝીલવા માટે શાન્ત વલણ ધારણ કરવી જોઇએ. તે લેખમાં તેણે તાલીમબદ્ધ યુવકો અને યુવતીઓનાં સરઘસને મારામારીના પ્રસંગમાં વિરોધીઓ ઉપર હાથ નહી ઉગામવાની સૂચના કરી હતી; વખત આવ્યે આખું સરઘસ બેસી જાય અથવા સુઇ જાય અને વિરોધીઓનો માર ઝીલે તેમજ તેઓના ચાહે તે જુલ્મ સહન કરીને પોતાનાં મોત થાય તો થવા દે તો તેથી પોતાના સત્ય કારણ માટે વિજય મેળવવાની ખરેખરી કાર્યસાધક ચાવી રૂપ તે થઇ પડે છે એમ પણ સુચવ્યું હતું અને સમાજ સુધારકોને અપીલ કરી હતી કે, અહિંસક આત્મ બલિદાનની ભાવના કેળવવા ઉપર સૌએ લક્ષ આપવું.

આ લેખ 'ગુર્જર વિજય' પત્ર ઉપર ગોકુલે મોકલ્યો હતો અને તેના અધિપતિને તે સુન્દર લાગ્યાથી તેણે પ્રકટ કર્યો હતો. સુવિદ્યાએ તે વાંચી બતાવ્યાથી સૌએ તે લેખ વખાણ્યો.

"ત્યારે તો આજની આપણી ફત્તેહ ગોકુલની પ્રેરણાને આભારી છે." એક યુવકે તે લેખ વંચાઇ રહ્યા પછી ટીકા કરી.

"એમ તો તેના મૂળ ઉત્પાદકને જ યશ આપી શકાય એટલે કે અનિરૂદ્ધને." સુવિદ્યાએ કહ્યું: "અને એ અનિરૂદ્ધ કોણ છે તે તમે જાણો છો? આપણા પ્રખર વિરોધી મિ. મોહનરાયનો જ તે પુત્ર છે!"

"હેં? આપણા વિરોધીનો પુત્ર આવી સુન્દર ભાવનાઓ વાળો છે? ત્યારે તો પિતા પુત્રના વિચારોમાં જરૂર મતભેદ હશે."

"આપણે તેની પંચાત કરવી નકામી છે" એક યુવતીએ કહ્યું: "આપણો વિજય તેની પ્રેરણાને આભારી છે, એમ સ્વીકારતાં આપણે સંકોચાવું જોઈએ નહીં."

"એ પ્રેરણાનો જો ખરેખર યશ કોને ઘટે છે તે વિચારીએ તો અનિરૂદ્ધ કરતાંયે આપણે વધારે આગળ જવું જોઈશે" સુવિદ્યા બોલી: "આપણા દેશના અને પશ્ચિમના દેશોના ઈતિહાસ તરફ નજર નાંખવી જોઇશે. 'ગોકુલ'ના લેખમાં ઐતિહાસિક દૃષ્ટાંતો છે; જેમાં ધ્રુવ અને પ્રહલાદના જીવનપ્રસંગો, સુધન્વા નામના એક ભક્તનું દૃષ્ટાંત, જૈન ધર્મના પ્રચારક મહાવીર સ્વામી અને ખ્રિસ્ત ધર્મના સ્થાપક, જીસસ ક્રાઈસ્ટના જીવનપ્રસંગો આપેલા છે; રશીયાનો મહાન લેખક ટોલ્સ્ટોય પણ અહિંસક આત્મબલિદાનના સિદ્ધાંતની હિમાયત કરી ગયેલો વર્ણવ્યો છે. નામ ચાહે તે આપો પણ ઉપલાં તમામ દૃષ્ટાંત ઉપરથી આપણે એક મુદ્દો તારવી શકીએ કે–સામાજીક બાબતોમાં આવી આત્મગૌરવવાળી અને બલિદાનની વૃત્તિથી ભરપૂર ભાવના આપણે અમલમાં મૂકતાં રહીએ તો વિજય મળવાનો સંભવ છે."

"બેશક, બેશક," એ ચાર જણ બોલી ઉઠયાં: "સમાજ સુધારકોએ અહિંસક અને શાન્ત આત્મ–બલિદાનના સિદ્ધાંતથી લડત ચલાવવી, એજ વિરોધીઓને નમાવવાનો અચૂક ઉપાય છે."

## પ્રકરણ ૨૭ મું.

## આગ્રા તરફ ઓચિંતું પ્રયાણ.

વિરોધી લાગણી કેરાં
જગતમાં દ્વન્દ્વ દીઠાં છે!
ઘડીક ચિત્ત જે પ્રફુલ્લ હોયે
ઘડીકમાં રોષી દીઠાં છે!
ઉલટ પાલટ બનાવોમાં
કડૂ ને કંઇક મીઠા છે!
ન સીધું ગાડું કયાં ચાલે,
ન રંગે મેળ દીઠા છે!
તુટે છે તેર ત્રણ સાંધ્યે
વિધિ! તુજ ઘા અદીઠા છે!

સનાતન ધર્મ સંમેલનની બપોરની બેઠકમાં સંખ્યાબંધ ઠરાવો પસાર કરવામાં આવ્યા, જેમાં મોટે ભાગે સુધારકોની દરેક માગણીનો

ઇન્કાર કરવામાં આવ્યો. બાળલગ્નો ધર્મદષ્ટિએ આવશ્યક છે અને ૧૧ વર્ષની વય સુધીમાં પોતાની કન્યાઓને રજસ્વલા થતા પહેલાં પરણાવવી એ ધર્મશાસ્ત્રાનુસાર જ છે; વિધવાઓનાં પુનર્લગ્નનો સદંતર નિષેધ થવો જોઇએ; વર્ણાશ્રમ ધર્મ ઇષ્ટ છે અને જ્ઞાતિઓથી ધર્મની મર્યાદાનું યથેચ્છ પરિપાલન થતું હોવાથી તે રાખવી આવશ્યક છે; સ્ત્રીઓને સ્વતંત્રતા આપવી જોઇએ નહીં અને જરૂરી અક્ષરજ્ઞાન તથા ગણિતજ્ઞાન આપ્યા પછી ભણાવવી જોઇએ નહીં; પણ ગૃહ-કાર્યમાં તેમને પારંગત બનાવવી જોઇએ કેમકે સ્ત્રીઓનું ખરૂં ક્ષેત્ર ગૃહ છે; અંગ્રેજી શિક્ષણ સ્ત્રીઓને આપવું બિલ્કુલ ઇષ્ટ નથી, પરંતુ તેઓને સંસ્કૃત ધાર્મિક શ્લોકાદિના મુખપાઠ શીખવવા આવશ્યક છે; જાહેરજીવનમાં સ્ત્રીઓને ભાગ લેવા દેવો જોઇએ નહીં તેમજ ખાસ કરીને સુધારાના વિચારો તેઓમાં પ્રવેશે નહીં તેની કાળજી રાખવી જોઇએ ઇત્યાદિ ઇત્યાદિ ઠરાવો આમાં મુખ્ય હતા. મહત્ત્વનો ઠરાવ છુટાછેડાના પ્રતિબંધનો હતો. એ ઠરાવ આ પ્રમાણે હતોઃ—

(અ) સ્ત્રીને લગ્ન પછી તેના પતિને જ વશવર્ત્તી રહેવાનું છે; અને પતિ સમાન તેનો અન્ય કોઈ પાલક અને પ્રભુ ન હોવાથી તેને આશ્રયે રહીને તેનુંજ અભિષ્ટ કરવું જોઇએ. આ ફરજ હિંદુ ધર્મશાસ્ત્રોએ મુખ્યત્વે કરીને સ્ત્રીને માથે નાંખી હોવાથી તેને છુટાછેડા કરવાની પરવાનગી આપવા માટે આજકાલ જે અધર્મી, અવિચારી, નીતિભ્રષ્ટ અને કુટિલ સ્વાર્થીઓ અનિષ્ટ ચળવળ ચલાવે છે તેઓ સામે આ સનાતન ધર્મસંમેલન પોતાનો સખ્ત ક્રોધ અને તિરસ્કાર દર્શાવે છે અને ઠરાવ કરે છે કે, હિંદુ વેદધર્મ પ્રમાણે છુટાછેડા આપી શકાય જ નહીં.

(બ) આ સનાતન ધર્મસંમેલને મહાદુઃખ સાથે સાંભળ્યું છે કે—નામદાર સરકાર પાસે છુટાછેડાનો કાયદો કરાવવા માટે ધારા-સભાના કેટલાક નાસ્તિક સભ્યો પ્રયત્ન કરી રહ્યા છે. આવા પ્રયત્નોનો સનાતનધર્મ સંમેલન સખ્ત વિરોધ કરે છે અને નામદાર સરકારને ચેતવણી આપે છે કે, રાજનિષ્ઠ સનાતનધર્માવલંબી પ્રજાની ધાર્મિક માન્યતાઓમાં આવી રીતે હસ્તક્ષેપ નાંખીને તે જો તેમની લાગણી દુઃખવશે તો તેથી નામદાર સરકારને તે પ્રજાના ક્રોધ અને વિરોધનું જોખમ વહોરી લેવું પડશે. એવો કાયદો પસાર થતાં ધર્મનિષ્ઠ પ્રજા જો ન કરવાનું કાંઈ કરી બેસશે તો તેની જોખમદારી તે કાયદો ઘડાવનારાઓ પર રહેશે.

આ ઠરાવ ઉપર શાસ્ત્રીઓએ, પંડિતોએ, ધર્મસંસ્થાઓના પ્રતિનિધિઓએ અને સભાપતિએ સખ્ત વિવેચનો કર્યાં. તેઓનાં વિવેચનો ઘણાજ કડક શબ્દોમાં હતાં. યુવકો અને યુવતીઓની હુલ્લડખોર રીતભાતને તે વિવેચનોમાં વખોડી કાઢીને તેઓને ધર્મ-વિમુખ, નાસ્તિક, હીન ચારિત્રવાળાં, કુળબોળુ, વંઠેલ, વાણા વટલેલ, ઇત્યાદિ ઈત્યાદિ પુષ્પાંજલિઓથી નહવરાવી નાંખવામાં આવ્યાં. વેદધર્મની જય સાથે એ ઠરાવ પસાર કરવામાં આવ્યો અને સભાપતિના અંતિમ ધાર્મિક ઉપસંહાર પછી અને આભારદર્શન પછી સંમેલન ખતમ થયું.

સાયંકાલ પડી હતી. માધવબાગમાંથી ઉત્સાહભેર સૌ બહાર નીકળતાં હતાં. તે વેળાએ બહારના ભાગમાં તેઓએ જોયું કે, સુવ્યવસ્થિત હરોળમાં પ્રથમ યુવતીઓ અને પછી યુવકો ગોઠવાઇને ઉભા રહ્યા હતા તથા સહવારે તેઓ જે સૂત્રો બોલતાં હતાં તે દરેક સૂત્રો લલકારતાં હતાં. એમાં એક વ્યવસ્થા એ હતી કે-મોટેથી એક યુવક એક સૂત્ર બોલતો અને બાકીનાં તમામ તે ઝીલતાં. કોઇના તરફ઼ આંગળીઓ ચીંધી તેઓને ચીઢવવાની કે કોઇને ધક્કામુક્કીથી પજવણી કરવાની કશીજ નિશાની દેખાતી નહતી. યુવતીઓ અને યુવકો રસ્તાની એક બાજુએ જ હારકટારમાં ઉભાં હતાં અને વચમાંના માર્ગમાંથી અવરજવર કરવાની રાહદારીઓને માટે અથવા તો માધવબાગમાંથી નીકળનારાંઓને માટે સગવડ રાખવામાં આવી હતી.

"લાઠીઓના પ્રહારથી કેવાં સિદ્ધાંદોર બની ગયાં છે!" મોહનરાયે આ જોઇને ટીકા કરી: "ધોકાના માર વિના એ પાંશરાં થાય જ નહીં તો!"

એક યુવતીએ આ ટીકા સાંભળીને જવાબ દીધો: "સંયમની અમારી પ્રતિજ્ઞા અમને તોફ઼ાન કરતાં અટકાવે છે-નહીંતર આપના ધોકાઓ ખૂંચવી લઇને અમે આપના બરડાને બરાબર ખોખરા કરી શકીએ."

"વૃદ્ધા નારી પતિવ્રતા!" મોહનરાય એમ કહીને મગરૂબીથી ચાલ્યા ગયા.

એ રાત્રે મોહનરાયનું હૃદય આનંદથી ભારે પ્રફુલ્લ થઇ રહ્યું. સનાતનધર્મ સંમેલન સાંગોપાંગ પાર પડ્યું; એટલુંજ નહીં પણ સાકરવાળા કુટુંબની જે છોકરી તેમના અભિપ્રાય પ્રમાણે 'નફ્ટ અને ચિબાવલી' હતી તેને તેમજ તેનાં સાથીદારોને આજે લાકડીના પ્રસાદ ઠીક આપ્યા તેથી તેઓના ચિત્તની પ્રફુલ્લતા વધી ગઇ હતી. વ્રજલાલ શાસ્ત્રી ગંભીર ચહેરાથી મોહનરાયની બડાશો સાંભળતા

હતા. શાસ્ત્રીએ સહવારનું ધાંધળ જાતે જોયું હતું. કુમારી સુવિદ્યાની વાણી સાંભળી હતી. તેનું મુખ જોયું હતું. તેના ભાવો નિહાળ્યા હતા. તેના ખભામાંથી નીકળેલું લોહી પણ શાસ્ત્રી જોઈ શક્યા હતા. ખાસ કરીને તેણે શરમિન્દગીથી માગેલી માફી અને તેના કહેવા મુજબ સૌ યુવકોનું અને યુવતીઓનું એકદમ શાન્તિપૂર્વક બેસી જવું શાસ્ત્રીને આશ્ચર્યમુગ્ધ બનાવી નાંખનારૂં નીવડયું હતું. સહવારના અવ્યવસ્થિત શોરબકોરવાળા ટોળાંને બદલે સાયંકાલે એક વ્યવસ્થિત અને સંયમી તેમજ તાલીમબદ્ધ સેના શાસ્ત્રીએ જોઈ હતી. આ તફાવત પોતાના હૃદયમાં નોંધતાં શાસ્ત્રી એ વિચાર કરી રહ્યા હતા કે, કઈ રીતે આ યુવક–યુવતીઓના અસંતોષને સંતોષમાં પલ્ટાવવો જોઇએ ? કઇ રીતે તેઓની સેવા, ધર્મને મળે એમ કરવું જોઇએ ? પોતાના એ સંબંધના વિચારો દરમ્યાન મોહનરાયની કર્ણકટૂ ડફાંસો ચાલુ હતી. મુકુન્દ તેમને મરકો લગાવતો તેમના વિચારોને પુષ્ટિ આપતો હતો. આ બધું કયાં સુધી ચાલ્યું હોત એ પરમાત્મા જાણે, પરંતુ એટલામાં તેમનું ધ્યાન એક અવનવા સમાચાર તરફ દોરાયું.

"મોહનરાયકા ઘર કીધર હય ?" એમ બહારથી કોઇક માણસ ધાંટા પાડીને પૂછપરછ કરતો સંભળાયો. મુકુન્દને મોકલીને મોહનરાયે તપાસ કરાવી કે, એ કોણ છે ? થોડીકજ વારમાં મુકુન્દ એક તાર સાથે પાછો ફર્યો.

મોહનરાયે મુકુન્દના હાથમાંથી તાર લીધો અને વાંચ્યો. વાંચતાં વાંચતાં તેમના મુખપર ક્રોધનાં વાદળ–દળ ધાઇ આવ્યાં.

ઘડીક ઉપર જે પ્રફુલ્લતા મોહનરાયના હૃદયમાં પ્રસરી હતી તેણે કોઇ આઘાતક બનાવને કારણે ખેદ અને ક્રોધમાં પલ્ટો લીધો. મોહનરાયે ક્રોધમાં ને ક્રોધમાં મુઠ્ઠીમાં તેનો ડુચો વાળતાં વાળતાં શાસ્ત્રીને કહ્યું: "મારે તાકીદે આગ્રા જવું જોઇશે. અત્યારે જે ટ્રેન મળશે તેમાં હું જાઉં છું."

એ તારમાં શું લખ્યું હતું ?

વ્રજલાલ શાસ્ત્રી અને મુકુન્દ બન્નેએ અનુમાન કર્યું કેઃ "નક્કી, અનિરૂદ્ધને લગતી કોઇ પંચાત ઉભી થઇ હોવી જોઇએ."

બન્નેનું અનુમાન તો એક પ્રકારનું હતું; પણ તે ઉપરથી બન્નેની લાગણી વિરૂદ્ધ પ્રકારની હતી. વ્રજલાલ શાસ્ત્રીને ખેદ થયો કે, મોહનરાય નિરર્થક પોતાના પુત્ર ઉપર ક્રોધ કરે છે.

મુકુન્દને આનંદ થયો કેઃ "બાપ–દીકરા વચ્ચે ઠીક જામી છે ! દંડાનો રંગ હવે જામે તો મઝા પડે !"

# પ્રકરણ ૨૮ મું.

## પિતા-પુત્ર નિરાળા પંથે.

However helped or guided by our friends, masters and predecessors, each one of us determines for himself, in the critical moments what his life is to be, when it is right.

**—Ruskin.**

**ભાવાર્થ—આપણા મિત્રો, ગુરૂઓ અને પૂર્વજોથી પ્રેરણાઓ પામીને મદદ મેળવવા છતાં આપણે દરેક જણ કટોકટ પળે આપણા માટે નિર્ણય કરી લઇએ છીએ કે આપણી જીંદગી કેવી ગાળવી?—રસ્કિન.**

---

પ્રકરણ ૨૨ માં વૈદરાજને આપણે પ્રોફેસરના બંગલામાં સુતેલો જણાવ્યો હતો. એ પછી પ્રકરણ ૨૪ મામાં તેને ચીખલ ગામમાં જઇ પહોંચેલો નિહાળ્યો હતો; જ્યાં અનિરૂદ્ધે મૂંગી અબળાને પોતાની પાસે હાજર કરવાની હઠ કરી હતી.

વૈદરાજ ચીખલમાં પ્રોફેસર અને ગોકુલ સાથે ગયો તે પહેલાં તેણે પ્રોફેસરની પત્ની ઇન્દુમતીના દરદની ચિકિત્સા કરી હતી. તેણે તે ઉપરથી અભિપ્રાય આપ્યો હતો કે તેને ક્ષય રોગનાં ચિહ્ન જણાય છે. એ મહારોગ જો કે ઘણો વ્યાપી ગયો નથી તો પણ તેમાં ભય જેવું છે ખરૂં. તેણે એ રોગ મટાડવા બીડું ઝડપ્યું અને પોતાની કોથળીમાંથી તાત્કાળિક તે દિવસ માટેની દવા આપી અને બીજી પોતાને ઘેરથી આપશે એમ જણાવ્યું. તેણે ઈન્દુમતીના મનને આઘાત નહીં કરવાની ખાસ કાળજી રાખવા જણાવી અને તેનું બાળક મરણ પામ્યું હોવાની વાત તેની સમક્ષ ઓછામાં ઓછા આઠ દિવસ સુધી જાહેર નહીં કરવાની અગત્ય દર્શાવીને મૂંગી બાળા જમના તેની દૃષ્ટિએ પડવી જોઇએ નહીં, એ વિષે સાવચેતી રાખવા જણાવ્યું. જો એ બેનો મેળાપ થાય તો, સંભવિત છે કે, મૂંગી બાળા સહૃદયી અને લાગણીપ્રધાન પ્રકૃતિની હોવાથી પોતાના દયાર્દ્ર હાવભાવથી ઈન્દુમતીને સમજાવી દે કે, તેનો પુત્ર મરણ પામ્યો છે અને તેથી ઈન્દુમતીની તબિયત વધારે બગડે.

વૈદે આ પ્રમાણે સૂચના આપ્યાથી પ્રોફેસરે પોતાની માતા તથા બ્હેન ગોદાવરીને ઈન્દુમતી અને જમનાનો મેળાપ નહીં

કરાવવાની સૂચના આપી. એ બાદ વૈદ પાસેથી દવા લેવા માટે તે તેની સાથે જવા તૈયાર થયો. ગોકુલે તે વખતે પ્રોફેસરને વિનતિ કરી કે, મને પણ સાથે લ્યો; કારણ કે, આપની ગેરહાજરીમાં નાંહક મારે ગોપાળરાય સાથે કાંઈ ઝઘડો થાય એ ઠીક નહીં." તેની સૂચના વ્યાજબી હોવાથી પ્રોફેસરે તેને પણ પોતાની સાથે લીધો. પ્રોફેસરનો હેતુ અનિરૂદ્ધને પણ પોતાને ત્યાં આવવા નિમંત્રણ કરવાનો હતો, અને તે મુજબ તેણે અનિરૂદ્ધને નિમંત્રણ પણ કર્યું એ વાંચકોએ ૨૪ માં પ્રકરણમાં વાંચ્યું છે.

પણ એ નિમંત્રણથી મોટી પંચાત ઉભી થશે એવો પ્રોફેસરને લગીરે ખ્યાલ ન હતો. પ્રથમ પંચાત, ગુરૂ શ્રીધરશર્માએ તેને અનિરૂદ્ધની નજરે જમનાને નહીં પડવા દેવાની શરતે બાંધી લીધાથી ઉભી થઈ; અને બીજી પંચાત મૂંગી બાળાને પોતાની સમક્ષ હાજર કરવા અનિરૂદ્ધે કરેલા આગ્રહથી ઉભી થશે.

અનિરૂદ્ધની તબિયત વધુ બગડે નહીં તે હેતુથી ગુરૂદેવ તેને મૂંગી બાળાનો પરિચય આપવા માગતા ન હતા. વળી તેમાં બીજો હેતુ પણ હતો. એ મૂંગી બાળા સાથે લગ્ન કરી દેવું એવી જે વાત અનિરૂદ્ધ કરતો હતો તેને અંતિમ મંજુરી, મોહનરાયને ખબર આપ્યા વિના બારોબાર આપી દેવાની સત્તા ગુરૂદેવને ન હોતી. જમનાનું વાગ્દાન કરવા ગોપાળરાય અને મોહનરાય સંમત હતા, એ વાત ખરી; પણ તે જમના મૂંગી ન હોતી ત્યારે. પણ હવે દુર્ભાગ્યે જમના બોલી શકતી નથી. તેથી સંયોગો પલટાઇ જાય છે. મોહનરાયનો આ સંબંધમાં શો અભિપ્રાય છે એ જાણવાની ખાસ જરૂર ઉભી થાય છે; જેથી અનિરૂદ્ધ આગ્રહ કરે છે તેમ તાત્કાલિક તેની માગણી પૂરી પાડવી કેવળ અશક્ય છે. આ વસ્તુસ્થિતિ વિષે વિચાર કરી જોઇને ગુરૂદેવે અનિરૂદ્ધને ધીમે ધીમે તે તમામથી વાકેફ કરવાનો ઠરાવ કર્યો અને કહ્યું: "વત્સ, તું એ મૂંગી બાળા સાથે લગ્ન કરવાની જે વાત કરે છે, તેનો શાન્તિથી વિચાર કરવા માટે જ હું તને પ્રોફેસરને બંગલે આવવા કહું છું; પણ તું અત્યારે જ એ વિષે નિર્ણય કરવા કહે છે તો મારે ન છૂટકે કેટલીક મુશ્કેલીઓથી તને વાકેફ કરવો જોઇએ. તું જાણે છે કે, તારા પિતાની મંજુરી સિવાય તું કોઇ પણ કન્યા સહિત લગ્ન કરી શકે નહીં—"

"ગુરૂદેવ, એ વિષયમાં મારે અને આપને મતભેદ છે."

"હું તને વસ્તુસ્થિતિ સમજાવું છું." ગુરૂદેવે કહ્યું: "એ કન્યાનાં માબાપની પણ આ વિષયમાં સંમતિની જરૂર છે."

"પણ તેનાં માબાપ કયાં છે?

"તે જડયાં છે."

"તેઓ કોણ છે?"

"તારા પિતાશ્રીનાં ઓળખીતાં છે. શ્રીમંત છે. ખાનદાન છે. તે મૂંગી કન્યા હાલમાં તેઓને ત્યાં છે."

"અહીં નથી?"

"ના. ગઇ કાલે તેઓનો અને તેનો મેળાપ થઇ ગયો. તારી બિમારીને લીધે તું તે વખતે શુદ્ધિમાં ન હતો એટલે તારી જાણ વિના તેઓને ત્યાં તે ગઇ છે."

"એના પિતાનું નામ દેવા કૃપા કરશો?

"જો તું એવી શરત કરે કે, તારા પિતાશ્રી અને તેના પિતાશ્રીની સંમતિ વિના તું તેની સાથેનાં લગ્નની હઠ નહીં કરે તો હું તે કન્યાના પિતાનું નામ કહું."

"એટલે આપ તો આ બાબત મુલતવી રાખવાની શરત કરવા માગો છો!"

"વત્સ, આમાં મારી કે તારી મુનસફી શી રીતે ચાલી શકે, એ તુંજ કહે."

"એકજ મુદ્દાથી તે ચાલી શકે. હું અને તે બાળા એક બીજાને ચાહીએ છીએ કે કેમ એ આપે તપાસવું રહ્યું. જો મારામાં આપને વિશ્વાસ હોય તો કહું છું કે-અમે બન્ને પરસ્પર ચાહીએ છીએ. એ બાળા પણ એવા જ ભાવ અવશ્ય બતાવશે."

"તું કહે છે તે એકલા જ મુદ્દાપર આ લગ્ન થવાં અશક્ય છે."

"કારણ?"

"એ કન્યાના બાપનું નામ હું કહું તો તરતજ તારા ખ્યાલમાં તે આવે."

"ત્યારે કહી દો ને?"

"પણ શરત?"

"વળી પાછી શરત? નહીં, એવી કોઇ શરતથી હું બંધાવા માગતો નથી." એમ કહીને અનિરૂદ્ધે ગુરૂદેવ સિવાય ત્યાં હાજર રહેલાં બીજાંઓ તરફ જોયું. ડોશીને પૂછતાં તેણે પ્રોફેસરને પૂછવા જણાવ્યું: અનિરૂદ્ધે પ્રોફેસરને પૂછ્યું: "પ્રોફેસર સાહેબ, આપ તો આધુનિક જમાનાનો છો; એટલે સમજી શકશો કે, ગુરૂદેવની શરતથી બંધાવા હું કેમ ના પાડું છું. કૃપા કરીને આપ મને કહી શકશો કે, એ કન્યાનો પિતા કોણ છે?"

"હું જાણું છું. પણ તમારા ગુરૂદેવ સાથે હું બંધાઇ ગયો છું કે-તેમની પરવાનગી વિના મારાથી તે નામ કહી શકાય નહીં."

અનિરૂદ્ધે ગોકુલ તરફ જોયું. અને પૂછ્યું: "યુવક મહાશય. આપ એ કન્યાના પિતાને ઓળખો છો?"

"હા. સારી પેઠે. આપને તે જાણવાની જીજ્ઞાસા કેમ છે, એ હું સમજી શકતો નથી."

"એમ કેમ? એ નામ જાણવાથી હું તે કન્યાના પિતાને સમજાવી શકીશ."

"પણ આપના પિતાનું શું?"

અનિરૂદ્ધ ઘડીભર વિચારમાં પડયો અને પછી બોલ્યો: "હું મારા પિતાજીને સમજાવીશ તો તેઓ જરૂર માનશે."

"ધારો કે, તેઓ એમ કહે કે, તે કન્યા મૂંગી છે માટે તેની સાથે નહીં પરણાવું તો?"

"એ વાચાએ મૂંગી છે; પણ એનું હૃદય મૂંગુ નથી."

"પણ તેથી શું? તમારા પિતાની નામંજુરી હોય તો તેનું શું જોર કે તમને પરણી શકે? તમે પોતે એ સ્થિતિમાં શું કરશો?"

"અનિરૂદ્ધભાઈ," પ્રોફેસરે ગોકુલને પ્રશ્નોતરો નવી અને સૂક્ષ્મ પ્રકારની ચર્ચા તરફ લઇ જતો જોઇને તે અટકાવવા કહ્યું: "જો આપને એમજ ઇચ્છા હોય કે, તે કન્યા કોણ છે તે જાણવું છે, તો ચાલો મારે બંગલે. હું ત્યાં આપને એ કન્યાના પિતાનો મેળાપ કરાવી આપીશ. આપના ગુરૂદેવ જે બધી શરતો કરવા માગે છે તેની ભાંજગડમાં પડવાની કાંઇ જરૂર નથી."

કન્યાના પિતાનો મેળાપ થશે, એ જાણીને અનિરૂદ્ધે પ્રોફેસરને બંગલે જવા હા પાડી. તેઓને ત્યાં લઈ જવા માટે ગામમાંથી એક ગાડું તૈયાર કરવામાં આવ્યું અને તેઓ વિદાય થયા. જતાં જતાં ડોશીને અનિરૂદ્ધે ગુરૂદેવ પાસેથી રૂ. ૧૦ અપાવ્યા. ડોશીએ પ્રથમ તો ઘણી આનાકાની કરી; પણ અનિરૂદ્ધે તેને જણાવ્યું કે: "એ તમારા બાળક જગુ માટે છે" ત્યારે તેણે તે રકમ સ્વીકારી.

પ્રોફેસરને બંગલે પહોંચતાં જ્યારે અનિરૂદ્ધના જાણવામાં આવ્યું કે—એ મૂંગી બાળા તો ગોપાળરાયની મોટી પુત્રી જમના છે અને તેનીજ સાથે અગાઉ તેના પિતાએ વાગ્દાન કરવા માગ્યું હતું ત્યારે તો તેણે ગુરૂદેવને કહ્યું: "હવે શો ભય છે? મારા પિતાશ્રીને મેં આપની મારફત વિનતિ કરી હતી કે, એ કન્યાનો મને પરિચય મેળવવા દો. મેં તે પરિચય મેળવ્યો અને હવે હું એ વાગ્દાનની સંપૂર્ણ સંમતિ આપું છું."

ગુરૂદેવ ડોકું ધુણાવવા લાગ્યા. "કેમ?" અનિરૂદ્ધે પૂછ્યું.

"તારા પિતાની સંમતિની જરૂર છે. એ વખતે તારી આનાકાની હતી. હવે તારા પિતાની મનાઈ થશે, એવો મને ચોખ્ખો ભય છે."

"એ ન ચાલે. પિતાજીથી ફરી જવાશે નહીં. એમણે મને સ્પષ્ટ કહ્યું હતું કે-તારૂં વાગ્દાન નક્કી કરેલું છે. મેં પરિચય માટે વખત માગ્યો; અને તે પછી હવે સંમતિ આપું છું; એટલે મારી તથા તેમની બન્નેની સંમતિ આ પ્રશ્નમાં થઇ જ ચૂકી."

ગુરૂદેવ અને અનિરૂદ્ધ આ પ્રમાણે વાતો કરતા હતા તેવામાં ગોપાળરાય તેમની પાસે આવ્યા. અનિરૂદ્ધે તેમનો અભિપ્રાય જાણવા માગ્યો. ગોપાળરાયે જવાબ દીધો: "મારી જમના મૂંગી થઇ ન હોત તો હું જરૂર તમારા પિતાને તેમનું વચન પાળવા આગ્રહ કરી શકત પણ હવે એ મૂંગી છે; માટે મારાથી આગ્રહ થઇ શકે નહીં. તમે તેનો સ્વીકાર કરવા રાજી છો એ માટે મારૂં તમને અભિનંદન છે. પણ તમે તેને સ્વીકારવા બંધાયલા નથી, એ હું સારી રીતે સમજું છું."

ગોપાળરાય એટલું કહીને ત્યાંથી જતા રહ્યા અને ગુરૂદેવે દેવ-પૂજાનું બહાનું કાઢીને તેની સાથેનો વાદવિવાદ બોરંભે નાંખ્યો.

એ આખો દિવસ અનિરૂદ્ધ અને ગોકુલે આ વિષયની ચર્ચામાં ગાળ્યો. તેઓ બન્નેની સ્થિતિમાં એક મુદ્દાની સમાનતા હતી. તેઓ બન્ને જણ પોતપોતાની ઇચ્છિત કન્યાઓને ચ્હાતા હતા અને તે કન્યાઓ પણ તેમને ચ્હાતી હતી. તેમના વિચારોમાં પણ સમાનતા જણાઈ. તેમની ચર્ચા દરમ્યાન ગોકુલે પ્રોફેસરની પુસ્તકશાળામાંથી અનેક પુસ્તકો શોધી લાવીને અનિરૂદ્ધના મનનું સમાધાન કર્યું અને તેઓ બન્ને આખરે એ નિર્ણયમાં એકમત થયા કે, જ્યારે પ્રેમીઓનાં દિલ એક હોય ત્યારે તે બેનું લગ્ન હરકોઇ રીતે થવું જ જોઇએ. એમાં વિરોધ કરનારાંઓને નમાવવા માટે આત્મબળથી ઝૂઝવું જોઇએ. વડીલો અનેક દષ્ટિબિન્દુથી લગ્ન તરફ જુએ છે, પરંતુ પ્રેમનું દષ્ટિબિન્દુ તેઓ ધ્યાનમાં લેતાં જ નથી. એ ન ચાલે. એજ એકલું દષ્ટિબિન્દુ એટલું બધું મહત્વનું છે કે, તેની આગળ બીજાં બધાં દૃષ્ટિબિન્દુઓ નિરર્થક છે. આત્માના અવાજને માન આપવું જોઇએ. તે બન્નેએ વડીલોના વિરોધમાં પ્રેમીઓએ શા ઉપાય યોજવા જોઇએ, એ વિષયપર પણ વિચાર ચલાવી જોયો અને તેઓ એવા નિર્ણય ઉપર આવ્યા કે-મોત થાય તોયે પરવા નહીં પણ સત્યનો આગ્રહ ધરીને આત્મબળથી દઢ નિશ્ચયી રહેવું જોઇએ. શરીરને કષ્ટ આપવાં પડે તો આપવાં જોઇએ અને પુરાણકાળમાં જેમ ઋષિમુનિઓ

ભગવાનને પ્રાપ્ત કરવા અથવા તો ભગવાન પાસેથી પોતાનાં ઇચ્છિત વરદાન મેળવવા માટે તપ આદરતા તેમ તપ કરવું જોઇએ. એ તપની રીતિઓ પણ તેમણે પ્રયોજી. દાખલા તરીકે ઉપવાસ આદરવા; પોતાને જે ત્રાસ આપવામાં આવે તે સહન કરવા; અને વડીલોને પોતાના સત્ય કારણની એકનિષ્ઠા સાબીત કરી આપવા માટે આખરે પોતાનાં પ્રેમીજનો સહિત મોતનો આશ્રય લેવો પડે તોયે લઇને પ્રેમદેવતાનો વિજય કરવો.

આ ચર્ચાથી અનિરૂદ્ધના દિલમાં કોઇ નવીન બળનો સંચાર થયો. એના મનમાંથી એના કડક પિતાની ભીતિ ઉડી ગઇ. આજ સુધી તે હંમેશાં પિતાથી ડરીને ચાલતો; પિતાના વિચારો સામે પોતાના વિચારો પ્રકટ કરી શકતો નહીં અને ઓસંગાયલો–દબાયલો રહેતો. હવે તેણે નિશ્ચય કર્યો કે–પિતા માને કિંવા ન માને પણ જમના મૂંગી હોવા છતાં પણ તેની સાથે લગ્ન કરવા માટે દૃઢ રહેવું. ગોકુલે તેના પ્રેમપ્રવાહને એક નવીન પ્રસંગથી ગતિ આપી. ગોદાવરીને છુપી રીતે વિનતિ કરીને તેણે અનિરૂદ્ધ સહિત જમનાનો મેળાપ કરાવ્યો. એ મેળાપને અંતે અનિરૂદ્ધે ગોકુલનો આભાર માનીને જાહેર કર્યું કે–મારા નિશ્ચયમાં હું દૃઢ છું કારણ કે જમના મને ખરા હૃદયથી ચાહે છે.

તોફાન પહેલાંની શાન્તિની માફક બે દિવસ પસાર થઇ ગયા. ત્રીજે દિવસે પ્રાતઃકાળમાં મોહનરાયનો તાર ગોપાળરાયપર આવ્યો, જેમાં જણાવેલું હતું કે–“ મારો અનિરૂદ્ધ તમારે ત્યાં હોય તો તેને શ્રીધરશર્મા સાથે એકદમ આ તરફ વિદાય કરજો. તમારી પુત્રી જમના મૂંગી થઈ છે તે જાણીને ખેદ થયો. એ વસ્તુસ્થિતિમાં અનિરૂદ્ધ સાથે તેનું લગ્ન માંડી વાળવાનો મેં સખેદ નિર્ણય કર્યો છે. મને ખાત્રી છે કે, તમે તેથી માઠું નહીં લગાડતાં એ બેનાં લગ્નનો આગ્રહ નહીં કરો.”

ગોપાળરાયે આ તાર પોતાના પુત્ર પ્રોફેસર ગુણવંતરાયને બતાવ્યો. “ આપણે બેશક લાચાર છીએ ” એવો તેણે મત આપ્યો. –બન્નેનું દિલ જો કે નારાજ તો થયું. ગોપાળરાયે શ્રીધરશર્માને મોહનરાયના તારની વાત કરી. ગુરૂદેવ તે તારનો સંદેશો અનિરૂદ્ધ પાસે લઇ ગયા અને કશું જ બોલ્યા વિના તેના હાથમાં મૂક્યો. અનિરૂદ્ધે તે વાંચીને શાન્તિપૂર્વક ગુરૂદેવને પાછો આપ્યો. ગુરૂદેવે પૂછ્યું: “ કેમ, આજે રાતની ગાડીમાં આવીએ છીએ એવો જવાબ તારથી આપી દઉં ને ? ”

"આપના જવા વિષે તેમ લખવું હોય તો લખો. હું તો લગ્ન કર્યા વિના અહીંથી જનાર નથી." અનિરૂદ્ધે મક્કમતાથીજ જવાબ દીધો.

"લગ્નનો પ્રશ્ન હવે ઉભો રહેતો જ નથી, વત્સ."

"આપને મન તેમ હશે. પણ હું તો જ્યાંસુધી જીવિત રહીશ ત્યાંસુધી એજ પ્રશ્ન મારી સમક્ષ ઉભો રહેશે."

"વત્સ, આ તારી ખોટી હઠ છે."

"હું તો તે તદ્દન સાચી હઠ માનું છું."

ગુરૂદેવે તેને ઘણું ઘણું સમજાવ્યો પણ તે 'એકનો બે' થયો નહીં. આજ પોતાના શિષ્યમાં આ ગુરૂએ કોઇ નવું આત્મબળ આવેલું અનુભવ્યું; તેના પિતાની કડકતાથી લગીરે ડરતો નથી એમ તેણે જાહેર કરેલું સાંભળ્યું; આ ઘરમાંથી તેના શરીરને ઉચકીને ફેંકી દેવામાં આવે નહીં ત્યાં સુધી આપમેળે તો તે અહીંથી નહીંજ જાય એવો દૃઢ નિશ્ચય સાંભળ્યો; દુનિયા આખી સામે પડશે તોપણ એ મૂંગી બાળાને જ પરણવા પોતે ચાહે છે, એવા સ્પષ્ટ ઉદ્‌ગારો તેના મુખમાંથી સાંભળ્યા. લગભગ ૪૦ મીનીટ સુધી લમણાઝીક કર્યા પછી શ્રીધરશર્મા નિરાશ થઇને ગોપાળરાય પાસે ગયા. તેમણે મોહનરાયને તારથી આ વાત જાહેર કરવાનો અભિપ્રાય આપ્યો, જે ઉપરથી મોહનરાયને એવો તારનો સંદેશો ગુરૂદેવના નામથી મોકલવામાં આવ્યો કે: "ગોપાળરાય તમારી ઇચ્છા માન્ય રાખે છે. પણ અનિરૂદ્ધ હઠ લઇ બેઠો છે કે-જમના સાથે લગ્ન કર્યા વિના નહીં આવું. આપની હાજરીની જરૂર છે."

આ તાર મોહનરાયને મળ્યાથી તેઓ આગ્રે આવવા માટે મુંબાઇથી રવાના થયાનું વાચકોએ ૨૭ મા પ્રકરણમાં વાંચ્યું છે.

મોહનરાય એકલા આગ્રે આવવા ઉપડયા નથી. વ્રજલાલ શાસ્ત્રી પણ તેમની સાથે છે. શાસ્ત્રીએ બની શકે તો આ સવાલમાં બાપ-દીકરા વચ્ચે સમાધાન કરાવવાની મતલબથી અને મોહનરાયનો ગુસ્સો કાબૂમાં રાખવાના ઉદ્દેશથી મોહનરાયને સૂચવ્યું હતું કે-"મને આપની સાથે લ્યો." મોહનરાયે પ્રથમ તો ના પાડી હતી. પરંતુ શાસ્ત્રીના આગ્રહમાં મુકુન્દે પુષ્ટિ આપીને કહ્યું હતું કે-"અહીંની આપ કશી ચિન્તા કરશો નહીં. અમે પતિ-પત્ની ઘણી સાવચેતીથી આપનું ઘર સંભાળીશું." વધુ વિચાર માટે વખત ફાજલ ન હતો; અને મુકુંદ હવે સુધરી ગયો હતો તેથી તેમજ શાસ્ત્રીનો ખાસ આગ્રહ હતો તેથી આખરે મોહનરાયે નમતું મૂકીને તેને સાથે લીધો હતો.

મોહનરાય અને શાસ્ત્રી આગ્રે પહોંચ્યા. વ્રજલાલ શાસ્ત્રીએ ટ્રેનમાં મોહનરાયને ખામોશી રાખવાની સલાહ આખો વખત આપ્યા કરી હતી અને ક્રોધ તથા સાહસથી કશું પગલું નહીં ભરવા કહ્યા કર્યું હતું. મોહનરાયે ખાસ બાંધણી કરી નહતી. પણ બની શકતે અંશે પોતે ખામોશી રાખશે એમ જણાવ્યું હતું. પ્રોફેસરને બંગલે તેઓ પહોંચ્યા ત્યારે રાત્રિના ૧૦॥ થયા હતા. પ્રોફેસરનું આખું યે કુટુંબ જાગતું હતું. અનિરૂદ્ધ અને ગોકુલ પણ જાગતા હતા. મોહનરાય જઈ પહોંચ્યા એટલે અનિરૂદ્ધે તેમનાં ચરણમાં વંદન કર્યું. પ્રારંભમાં થોડીક પ્રકીર્ણ વાતો ચાલતાં ગોપાળરાયે પોતાના કુટુંબમાં અત્યારે શોકની લાગણી પ્રસરેલી હોવાનું જણાવ્યું. પ્રોફેસરનો બે વર્ષનો નાનકડો બાળક કોઇક ગુંડાના હાથે મરણ પામ્યો છે. જમના બિચારી અવાક્ બની ગઇ છે અને પ્રોફેસરની પત્ની ઇંદુમતી ગુજ-રોગથી પીડાય છે. ગોપાળરાયે પોતે અત્યારે ઘણા દુઃખમાં ઘેરાયલા છે, એમ જણાવીને આડકતરી રીતે મોહનરાયને તેના ઉપર કોઇ વધુ દુઃખ નહીં પાડવાનું સૂચન કર્યું, એ મોહનરાયના સમજવામાં આવ્યું. તેણે કહ્યું: " તમારી ચિન્તાઓમાં હું અત્યારે કાંઇ ઉમેરો કરવા ઇચ્છતો નથી. આપણા વચ્ચે જે સ્નેહ છે તે કાયમ રહેશે. અનિરૂદ્ધને હું અહીં કાંઈ કહેવા માગતો નથી. માત્ર તેને લઇને મુંબાઈ ચાલ્યો જઇશ. "

" એ છેવટની ધારણા આપ હાલ તુર્ત મુલતવી રાખો તો ઘણું સારૂં. હજી ભાઇ અનિરૂદ્ધની માંદગી સંપૂર્ણ રીતે દૂર થઇ નથી. વૈદ્યરાજની દવા તેને માટે ચાલુ છે. થોડાક દિવસ હવા ફેરમાં અહીં ગાળ્યા પછી તેજ આપોઆપ આપને ત્યાં આવશે. "

" તમે એનો પક્ષ લ્યો છો એથી મને આશ્ચર્ય થાય છે ! "

ગોપાળરાયે એ ટીકાનો જવાબ દીધો નહીં. મોહનરાયે શ્રીધર શર્માને લઇને એકાન્તમાં કેટલીક મસલત ચલાવી. અનિરૂદ્ધના વિચારો શ્રીધર શર્માએ ખુલ્લી રીતે રજુ કર્યા અને ઉમેર્યું કે: " ગોપાળરાયે જે માર્ગ બતાવ્યો છે તે વાતાવરણની શાંતિ માટે આવશ્યક છે. આપ અનિરૂદ્ધને મુંબાઇ આવવા કહેશો એટલે તે ના પાડશે. તેણે તો એટલે સુધી કહ્યું છે કે–મને બળપૂર્વક અહીંથી ફેંકી દેવો હોય તો ફેંકી દેજો. મારી મરજીથી અહીંથી નહીં ખસું. આ વસ્તુસ્થિતિમાં પલટો કરવો હોય તો આ વાત જ અત્યારે વિસારે પાડી દેવી જોઇએ. " મોહનરાયે પ્રોફેસરને પોતાની કને બોલાવ્યો અને તેનો અભિપ્રાય જાણવા માંગ્યો. આશ્ચર્ય સહિત

તેણે જાણ્યું કે-તે પણ એવાજ મતનો છે. ચોગરદમ એક્કે એક અનિરૂદ્ધને મુંબાઇ નહીં લઈ જવાની સલાહ આપે છે! આમ કેમ?

મોહનરાયને લાગ્યું કે-એ સર્વે નિર્બળ મનનાં માનવી છે. પિતા-પુત્ર વચ્ચેનું ઘર્ષણ અટકાવવા તેઓ આ સલાહ આપે છે. પણ આજ આ વાત ન છેડું-કાલ ન છેડું-તો યે જ્યારે ને ત્યારે તે છેડ્યા વિના ચાલનાર નથી. અને તે વખતે આ ને આ પંચાત ઉભી રહેશે. અનિરૂદ્ધને મારે તો ફાડી ફોડીને મારી આજ્ઞા સંભળાવી દેવી જ જોઇએ. તેણે અનિરૂદ્ધને પોતાની પાસે બોલાવ્યો. શરૂઆતમાં તેની તબિયતના સમાચાર પૂછ્યા પછી મોહનરાયે તેને કહ્યું: "જો ભાઈ, આપણા કુળની ખાનદાની આબરૂ વગેરે જોતાં તું વ્યવહાર-કુશળતાથી કાર્યો કરે એવું હું ખાસ ઇચ્છું છું. ભાવનાઓને તારા મનમાંથી દૂર કરજે."

અનિરૂદ્ધ એક પણ શબ્દ બોલ્યા વિના વિનમ્રતાથી તેનું કહેવું સાંભળી રહ્યો. મોહનરાયે આગળ કહેવા માંડયું: "આપણાં ધર્મ-શાસ્ત્રોએ સંતાનનાં લગ્નની મુનસફી વડીલોના હાથમાં મૂકી છે; એમાં ઘણી દીર્ઘદૃષ્ટિ વાપરી છે. વડીલોએ જમાનાના ઝપાટા ખાધેલા હોય છે. સારા-નરસાનો વિવેક તેઓ તપાસી શકે છે. જન-મનનાં માપ તેઓ આંકી શકે છે. વ્યવહારમાં તેઓ નિપૂણ હોય છે અને ભવિષ્યનાં દીર્ઘદર્શી હોય છે. જુવાનોમાં આ ગુણોનો ઘણે અંશે અભાવ માલુમ પડે છે. તારો જ દાખલો લે. તેં તારા લગ્ન માટે એક મૂંગી છોકરી પસંદ કરી છે. આમાં વ્યવહારૂ કાર્ય તેં શું કર્યું? વિચાર કર કે, તારાથી તેની સાથે વાતચીતો કરી શકાશે? પુરૂષ તરીકે તું અનેક કામકાજોની જંજાળમાં જે વેળા ગુંથાયો હોઇશ તે વેળા તારે ઇસારાથી તેને સમજાવવાની માથાકુટમાં વખત ગુમાવવો પડશે. કોઇ મેળાવડામાં તું જઇશ તો તું જ્યારે સૌની સાથે વાતો કરતો હોઇશ ત્યારે તે એક જડ પૂતળાની માફક એક સ્થળે બેસી રહેશે. એવે પ્રસંગે તું કેવો હાંસીપાત્ર ઠરીશ? તારા જેવો ભણેલોગણેલો સંસ્કારી યુવક અને વળી મારા કીર્ત્તિમાન કુળનો વંશજ જેમ એકાદ મૂંગી ગાયને પોતાની સાથે ફેરવતો હોય તેમ મૂંગી પત્નીને ફેરવે એ કેટલું બધું વિચિત્ર થઇ પડશે? હું તો માનું છું કે, મારા વંશનું એ એક લાંછન છે. ગુણ, રૂપ, વિદ્યા અને વાણીમાં ઉત્તમ એવીજ કન્યાને તારે વરવું જોઇએ. આપણા કુળની કીર્ત્તિ એવી પસંદગીથીજ વધશે. માટે પ્રજ્ઞતા ધારણ કર. મૂંગી જમનાનો વિચાર મનમાંથી દૂર કર. ગોપાળરાય જેવા

સમર્થ અને સંપત્તિશાળી પિતા તેને માથે છે એટલે તે અસહાય રહેવાની નથી. તેને વાચા સિવાયનું સર્વ સુખ મળનાર છે, એટલે એના પ્રત્યે દયાભાવનાથી પણ પ્રેરાવાની તારે માટે લવલેશ જરૂર નથી. મારૂં કહેવું સમજાય છે, ભાઇ ?"

"પિતાજી" અનિરૂદ્ધે કહ્યું: "આપે શાન્તિથી આપના વિચારો મારી આગળ દર્શાવ્યા તે માટે હું આપનો અંતઃકરણ-પૂર્વક આભારી છું. પણ તેવીજ રીતે શાન્તિથી મારા વિચારો સાંભળશો એવી આપને હું વિનતિ કરૂં છું."

"ત્યારે હજી તારા મનનું સમાધાન થયું નથી એમ મારે સમજવું ને ?"

"મારી ઘણી ગૂંચવણો હજી ટળી નથી એમ આપ સમજો તો ઠીક."

"વારૂ; કહે જોઇએ. હજી તું કયા મુદ્દાઓમાં ગૂંચવાય છે ?"

"સંતાનનાં લગ્નની મુનસફી વડીલોને હસ્તક રાખવામાં ધર્મશાસ્ત્રો વ્યાજબી છે, એમ હું માની શકતો નથી" અનિરૂદ્ધે કહ્યું.

"નાસ્તિક !" મોહનરાય ગણગણ્યા. અનિરૂદ્ધે આગળ કહેવા માંડ્યું: "વડીલો પ્રત્યે સંતાનોએ બેશક પૂજ્યબુદ્ધિથી જોવું ઘટે છે; પણ જ્યારથી સંતાનો પોતાનું હિતાહિત સમજતાં થાય ત્યારથી પોતાનું ભવિષ્ય પોતાને હાથે ઘડી લેવાનો તેમને હક્ક હોય છે. વડીલોએ તેથી તેમાં વચ્ચે આવવું ઘટતું નથી."

"કેવળ નાદાનીના વિચારો !" મોહનરાયે ટીકા કરી.

અનિરૂદ્ધે એ શબ્દોની અવગણના કરીને કહ્યું: "જે મૂંગી બાળા સાથે હું લગ્ન કરવાનું કહું છું તેની સામાજીક સ્થિતિ સાથે મારી માનસિક લાગણીને કશોજ સંબંધ નથી. તે અસહાય હોય કે સંપત્તિવાનની પુત્રી હોય એ વિચારને મારા મનમાં સ્થાન નથી. એના હૃદયે મારા હૃદયનું આકર્ષણ કરેલું છે. વાચા નહી હોવા છતાં પણ તેના ઉન્નત હૃદયનું કોઇ દિવ્ય તેજ મારા હૃદયમાં બાઝ્યું છે. એનું મુખ અને એના ઇસારાઓ જોતાં મારા હૃદયે કોઇ અકથ્ય અને અપૂર્વ શાન્તિ અનુભવી છે. જ્યારે એ મારી સમિપ હોય છે ત્યારે મારા હૃદયમાં દુઃખપરિતાપની કશી લાગણી હોતી નથી. બસ. એ અદ્દ્ભુત સ્વર્ગીય લાગણીઓને યોગે એની પાસેજ નિરંતર હું વસું એમ મારૂં હૃદય કહે છે. મારા મનમાં કેવલ એજ એક મૂર્તિ છે. મારો આત્મા એને વંદન કરે છે—"

"પાગલ, તરંગી જુવાનીઓ !' મોહનરાયથી બોલ્યા વિના રહેવાયું નહીં.

"મુરબ્બી" અનિરૂદ્ધે કહ્યું: "મારી આ લાગણીઓને આપ ચાહે તે નામ આપો; મને પોતાને આપ ચાહે તેવો ગણો; પરંતુ વ્યવહારને નામે આપે જે કેટલીક વિડંબનાઓ મારી આગળ દર્શાવી તે મને તુચ્છ લાગે છે. એને ઇસારાઓથી સમજાવવામાં મારે કાળક્ષેપ કરવો પડશે એમ આપ કહો છો. પણ તેને કાળક્ષેપ નહીં ગણીને હું તેમાંજ ઓતપ્રોત રહેવામાં મઝા માણીશ. એનું પ્રિય કરવું એજ મારા મનની જ્યાં લાગણી રહેનાર છે ત્યાં જગતની કોઈપણ મોટામાં મોટી અગવડ શી વિસાતમાં છે? મારા જીવનમાં મને એક મોટું આશ્વાસન એ મળે તેમ છે કે—at least there is one soul who loves me deeply. મારા આત્માનો અવાજ એણે સાંભળ્યો છે; મારા હૃદયનું ગાન એણે શ્રવ્યું છે અને એ મને અપૂર્વ પ્રેમથી ચાહે છે. જગતમાં એવું એક પાત્ર મને અચાનક લાધ્યું છે કે જેમાં હું પ્રેમ ભરી શકું અને જે મને પ્રેમનો બદલો આપે. આવા પાત્રનો હવે હું કદાપિ કાળે ત્યાગ કરી શકું નહીં; કોઈ મુશ્કેલીઓથી ડરૂં નહીં અને કોઇ જંજાળોથી ભયત્રસ્ત થાઉં નહીં."

"ચન્દ્ર લોકના બાળક!" મોહનરાયે કહ્યું: "તારી સાથે દલિલો કરવી હવે નકામી છે. આ ને આ વિચારો જો તું નિરંતર કર્યા કરે તો, મને ખાત્રી છે કે, તને અઠવાડીઆની અંદર થાણાના પાગલખાનામાં જ મોકલવો પડે. તને ઠેકાણે લાવવાના બે જ ઇલાજ છે. જમનાને તેના બાપે કોઇ બીજા માણસને પરણાવી દેવી અને તને કોઇ બીજી સાથે પરણાવી દેવો."

"મારા લગ્નની ભાંજગડમાં નહીં પડવા મારી આપને વિનતિ છે."

"એટલે? શું તારી મુનસફી પ્રમાણે વર્તવા હું બંધાયલો છું?"

"મારી લાગણીઓને માન આપવાનો આપનો ધર્મ છે."

"તારી લાગણી એમ કહે કે-દીવો લઇને તારે કુવામાં પડવું છે. તો તે પાગલ લાગણી બદલ તને શિક્ષા કરીને કુવામાં પડવા ન દેવો એ મારો ધર્મ છે."

"એ અન્યોક્તિ મારા દાખલામાં બરાબર બંધબેસ્તી નથી."

"તદ્દન બરાબર અને બંધબેસ્તી છે. તારા બધા મૂર્ખાઇ ભર્યા વિચારો મેં સાંભળ્યા. ચાર વર્ષનું એક છોકરૂં પટપટી જાય એવા એ વિચારો છે. તને એ વિચારોના તરંગમાં મારાથી ઘસડાઇ જવા દેવાય નહીં, સમજ્યો? માટે ચાલ, હવે સિદ્ધી વાત કરી દે. આ વિચારો તું છોડી દેવા માગે છે કે નહીં?"

"ના"

"તું મુંબાઇ આવવા માગે છે કે નહીં?"

"ના"

શાન્ત રહેવાની મોહનરાયે ઘણી ઇચ્છા કરી હતી પણ હવે તેમની મૂળ પ્રકૃતિએ તેમના હૃદય પર ધસારો કર્યો. ક્રોધનું પુષ્કળ જોર તેમની રગેરગમાં પ્રસરી ગયું. અનિરૂદ્ધની છેલ્લી બે 'ના' એ મોહનરાયના મસ્તકને ભમાવી નાંખ્યું. પોતાનો છોકરો પોતાની આજ્ઞા પ્રમાણે ન વર્તે એ શી રીતે સાંખી શકાય? થોડોક વખત તેમણે તે ખંડમાં અહીં તહીં ફર્યા કર્યું. અનિરૂદ્ધ બેપરવાઇથી પરંતુ શાન્તિથી એક ખુરશીમાં બેસી રહ્યો. મોહનરાય ફરતા અટકી જઇને એકદમ તેની ખાસ નજદીક ધસી આવ્યા અને બોલ્યા: "ચાલ, ઉભો થા."

અનિરૂદ્ધ ઉભો થયો. "અત્યારેને અત્યારે તારે મારી સાથે આવવું પડશે." મોહનરાયે આજ્ઞા કરી.

"પિતાજી, ક્યાં?" અનિરૂદ્ધે પૂછ્યું.

"મુંબાઈ"

"અત્યારે કદાચ કોઇ ટ્રેન નહીં મળે."

"ટ્રેન મળે કે ન મળે. સ્ટેશન પર જઇને બેસી રહીશું. જ્યારે ટ્રેન મળશે ત્યારે તેમાં જઈશું."

"પિતાજી; આપના પ્રત્યે સંપૂર્ણ માન સહિત હું કહું છું કે જમના સાથે મારૂં લગ્ન કર્યા વિના હું મુંબાઇ આવવા માગતો નથી." અનિરૂદ્ધ વિનયપૂર્વક પોતાના પિતાની આજ્ઞાનો અનાદર કર્યો.

"નથી આવવું? નાદાન! તારા મનમાં તું શું સમજે છે?" એમ કહીને મોહનરાયે અનિરૂદ્ધના ગાલમાં એક લપડાક ચોઢી દીધી અને તેનો હાથ ખેંચીને કહ્યું: "ચાલ, માની જાય છે કે નહીં?"

અનિરૂદ્ધ તેની જગ્યાએથી ખસ્યો નહીં; તેમ એક પણ શબ્દ બોલ્યો નહીં. મોહનરાયે તેને બળપૂર્વક ઘસડવા માંડ્યો એટલે તે જમીનપર બેસી પડ્યો. મોહનરાયનો ગુસ્સો વધી ગયો. તેમણે બેચાર વધુ લપડાકો લગાવી દીધી અને પગવતી લાતો મારવા માંડી.

"પિતાજી, આપના હાથપગને ઇજા તો થતી નથી?" અનિરૂદ્ધે ફક્ત એટલોજ પ્રશ્ન કર્યો અને એ સાંભળતાં મોહનરાયે ક્રોધથી કહ્યું: "તું મારી મશ્કરી કરે છે? મારા હાથપગની તને ચિન્તા થાય છે તો હવે હું લાકડીનો ઉપયોગ કરીશ; પણ તને

અત્યારે અહીંથી લીધા વિના જનાર નથી જ." તેમણે તે ખંડમાં ક્યાંયે લાકડી પડી છે કે નહીં તેની તપાસ કરવા માંડી. એક ખૂણામાં બે ત્રણ છત્રીઓ અને બે લાકડીઓ પડી હતી. તેમાંથી એક લાકડી ઉઠાવીને તેઓ તે ઉગામીને અનિરૂદ્ધ તરફ ધસ્યા; એટલામાં ગોકુલ તે ખંડમાં આવી પહોંચ્યો અને બોલ્યો: "હાં. હાં. મુરબ્બી, આપના પુત્રપર આવો પ્રકોપ! શાન્તિથી એના વિચારો સાંભળવાનો આપે એને વિશ્વાસ આપ્યા પછી ક્રોધથી એને મારવાનો વિશ્વાસઘાત!"

"હં...મેં તને ઓળખ્યો!" મોહનરાયે ગોકુલ તરફ જોઇને કહ્યું: "ગોદાવરીને ભરમાવનાર અને શિક્ષક તરીકે તારામાં મૂકાયલા વિશ્વાસનો ભંગ કરનાર પાજી તે તું જ ને? તું અહીં શા માટે આવ્યો? તને કોણે બોલાવ્યો હતો?"

"હું આ ખંડની બહાર ઉભો ઉભો આપ બેનો વાર્તાલાપ સાંભળતો હતો. મારા શાંત અને સહિષ્ણુ મિત્રપર આપ લાકડીથી અત્યાચાર કરવા તત્પર થયા એ મારાથી સહન થયું નહીં તેથી આપને રોકાઈ જવા વિનતિ કરવા આવ્યો છું." ગોકુલે કહ્યું:

"ત્યારે તું ચોરની માફક અમારી ખાનગી વાત સાંભળતો હતો; ખરૂં કે? નીકળ, અહીંથી નીકળ-નહીંતર તારો બરડો રંગી નાંખીશ."

"પારકા ઘરમાં આવું ધાંધલ કરવાનો આપને કાંઇજ અધિકાર નથી." ગોકુલે મોટે અવાજે જવાબ દીધો.

એના તરફ ધસી જઇને લાકડીનો એક ફટકો એનાપર લગાવી દઇને મોહનરાયે કહ્યું: "જા; નહીંતર મારી મારીને અધમુઓ કરી નાંખીશ."

"ગોકુલ, આપણો સિદ્ધાંત ન ભૂલીશ." અનિરૂદ્ધે ગોકુલને ચેતવણી આપી.

"શેનો સિદ્ધાંત?" મોહનરાયે અનિરૂદ્ધ તરફ જોઇને પૂછ્યું: "શું મુરબ્બીઓને મારવાનો સિદ્ધાંત?"

"નહીંજી." ગોકુલે કહ્યું: "અમારો સિદ્ધાંત એ છે કે-જ્યારે કોઈ મારનાર અમને એક લાકડી મારે ત્યારે અમારે તેને વધુ લાકડીઓ મારવાની સગવડ કરી આપવા ખાતર અમારો બરડો ધરીને ઉભા રહેવું. અનિરૂદ્ધભાઇએ મને એ સિદ્ધાંતની યાદ દેવરાવી."

"એમ? ત્યારે આ ગંડેરીવાળાનો સાક્ષી રેવડીવાળો અહીં આવ્યો છે!" મોહનરાયે કહ્યું. તેઓ ઘડીભર વિચાર કરવા લાગ્યા અને પછી બોલ્યા: "આનો રસ્તો હવે હું જુદો જ ઉતારૂં છું."

તેઓ તે ખંડની બહાર આવ્યા અને ગોપાળરાય કને જઈ તેમને કહ્યું: "તમારી ગાડી જોડાવો અને તમારા નોકરોની મદદ મને આપો. હું અનિરૂદ્ધને અત્યારે જ મુંબાઈ લઇ જવા માગું છું. તે આવવા ના પાડે છે; તો નોકરો મારફત તેને ઉંચકાવીને ગાડીમાં બેસાડીશ."

ગોપાળરાય વિચારમાં પડી ગયો. પ્રોફેસર, શ્રીધરશર્મા અને વ્રજલાલ પણ ત્યાં બેઠા હતા. પ્રોફેસરે કહ્યું: "આપ એમ કયાંસુધી કરશો? ગાડીમાંથી ઉતરવા તે ના પાડશે તો આપને તેને ઉંચકાવીને ઉતારવો પડશે. પછી ટ્રેનમાં બેસવા ના પાડશે. અને એમ આ વાત વધી જશે. લોકમાં એથી હાંસી થશે. લોકને તમાશા જેવું એ બધું લાગશે અને આપ જેવા એક વિદ્વાન અને કીર્ત્તિમાન પુરૂષને માટે એ બધું ઠીક દેખાશે નહીં."

પ્રોફેસરની વાત વાજબી હતી. ક્રોધી મોહનરાય પ્રોફેસરના આ વહેવારૂ મુદ્દાથી બેશક વિચારમાં પડી ગયો. "ત્યારે હવે મારે શું કરવું? અહીં તો એને ચઢાવનારાઓને પણ ગોપાળરાયે રાખ્યા છે!"

"અનિરૂદ્ધભાઇને ચઢાવનારા? ના!, ના, એવા તો અહીં કોઇ નથી." ગોપાળરાયે કહ્યું.

"પેલો માસ્તર!" મોહનરાયે કહ્યું: "એનાં ધાંધલ જાણીતાં છે; છતાં તેને તમે આ ઘરમાં પેસવા દીધો એજ મને તો અજાયબી થાય છે!"

"શું કરૂં ભાઈ?" ગોપાળરાયે પ્રોફેસર તરફ સ્હેજવાર જોઇને મોહનરાયને કહ્યું: "એના ઉપકારોના બોજા નીચે હું કમનસિબે દબાઈ ગયો છું."

"એના ઉપકાર?!"

"હા. મારી જમનાને એ શોધી લાવ્યો છે. એ બિચારી બેભાન થઇ ત્યારે રાતના બે ત્રણ માઇલ પગપાળો જઇને વૈદરાજને બોલાવી લાવ્યો હતો. આગ્રાનો કોઈ ડાકટર ન આવ્યો અને એ ભલો વૈદ આવ્યો. મારી દીકરીને શુદ્ધિમાં આણી. હું પણ માંદો હતો તેથી મને દવા આપી અને મારા ગુણવંતની વહુની પણ તે દવા કરે છે. એ માસ્તરને લીધે આટલુંયે શુભ થયું તે બદલ એને ખાવાને રોટલા આપું અને રહેવાને છાપરૂં આપું એમાં મારૂં શું જાય છે? એણે બીજી કોઈ ગરબડ નહીં કરવા વચન આપેલું છે એટલે મારાથી એને શી રીતે કાઢી મૂકાય?"

ગોપાળરાયનું આ કહેવું સાંભળીને મોહનરાય ચૂપ થઈ ગયો.

ગોપાળરાયે કહ્યું: "જગતમાં આવી રીતે કંઇ કંઇ દુગ્ધાઓનાં અધકચરાં સમાધાન કરીને વહેવાર નિભાવવો પડે છે. શું કરીએ? નક્ફ્ટની સાથે કાંઈ આપણાથી નક્ફટ થવાય?"

"હં...ઠી...ક" મોહનરાયે કહ્યું: "મને આમાંથી એક નવી પ્રેરણા મળી. અનિરૂદ્ધને અત્યારે લઈ જવાનો વિચાર હું મોકુફ રાખું છું. સહવારે તમે કાંઇક નવું જાણશો."

એ રાતની પંચાત આ રીતે શમી ગઈ. પ્રાતઃકાળ થયો ત્યારે ગોપાળરાયના ઘરમાંનાં સૌએ જાણ્યું કે: અનિરૂદ્ધ તે ઘરમાં નથી!

"ક્યાં ગયો?" સૌએ માંહોમાંહે પૂછવા માંડ્યું. મોહનરાયે ખુલાસો કર્યો કે: "એ પોતાના સ્વમાનથી ચાલ્યો ગયો છે. કારણ કે, મેં રાતે એને જણાવી દીધું હતું કે: 'હવેથી તું મારો પુત્ર નથી. મારો કોઇ જ વારસો તને મળી શકશે નહીં. જો તારામાં સ્વમાન હોય તો હવે મારા પુત્ર તરીકે તું ગોપાળરાયના ઘરનો આશરો લઇ શકે નહીં. જો તારા મનમાં એમ ફાંકો હોય કે, તું સ્વતંત્ર છે તો તારા સ્વબળથી અને સ્વમાનથી ચાહે ત્યારે ચાહે તે કન્યાને પરણજે અને નહીંતર ચાહે તો માનહીન ભટકેલ ભિખારી થઇને ફરજે.' આ શબ્દો એ ભાઇસાહેબને બેશક આકરા લાગ્યા. પ્રોફેસરે એને મારા પુત્ર તરીકે આ ઘરમાં નિમંત્રણ દીધું હતું, એ તેણે કબુલ કર્યું. પિતા તરીકે એના ઉપરથી મેં હક્ક ઉઠાવી લીધો એટલે તેણે જણાવ્યું કે-'સ્વમાનને ખાતર હવે હું અહીં રહેવા માગતો નથી.' એ ભાઇસાહેબ આથી સ્વનામ દીપાવવા માટે સ્વમાનથી ચાલ્યા ગયા છે! ભલે ગયો. મને એની હવે કશી દરકાર નથી. એ મારો પુત્ર નથી-હું એનો પિતા નથી. મારી મરજી વિરૂદ્ધ ચાલનાર નાફરમાન પુત્રના પિતા કહેવરાવવું તેના કરતાં પુત્ર ન હોય તે ઘણું સારૂં."

સૌને આ સાંભળીને ખેદ થયો. પિતા-પુત્ર વચ્ચેનો આ વિચ્છેદ એ ઘરમાં કોઇને ગમ્યો નહીં. ફક્ત મોહનરાય એકલા જ નચિંત જણાયા.



## પ્રકરણ ૨૯ મું.

---

## એવો ને એવો!

---

**स्वभावो दुरतिक्रमः ॥**

જે રાત્રે અનિરૂદ્ધને મોહનરાયે આગ્રામાં પ્રોફેસર ગુણવંતરાયના ઘરમાંથી વિદાય આપી, તે રાત્રે મુંબઇમાં તેમનાજ ઘરમાં કોઇ અજબ ઘટના ઘડાઇ.

સુરેખાને અને મુકુન્દને પોતાનું ઘર સોંપીને મોહનરાય આગ્રે ગયા હતા.વ્રજલાલ શાસ્ત્રીને તેઓ સાથે લેવાના ન હતા પરંતુ તેમનો પોતાનો આગ્રહ જણાયો હતો તે ઉપરાંત મુકુન્દે પણ તે આગ્રહને પુષ્ટિ આપીને કહ્યું હતું કે-'અહીંની આપ કશી ચિન્તા કરશો નહીં. અમે પતિ-પત્ની ઘણી સાવચેતીથી આપનું ઘર જાળવીશું' મુકુન્દ હવે સુધરી ગયો છે, એવું આશ્વાસન લઇને મોહનરાયે એ બાબતમાં વધારે રકઝક નહીં કરતાં શાસ્ત્રીને પોતાની સાથે રાખ્યા હતા.

શું મુકુન્દ સુધરી ગયો હતો? મનુષ્ય સ્વભાવનો જાણકાર એવું કદી માને નહીં. પ્રકૃતિ અને પ્રાણ સાથે જ જાય છે એવું અનુભવીઓએ કહ્યું છે. કોઇ વિરલા પુરૂષોના સંબંધમાંજ આ અનુભવ અસત્ય ઠરે છે. મુકુન્દ એવો વિરલ પુરુષ હોવાનું અદ્યાપિ સુધી તો આ કથામાં વાંચકોએ વાંચ્યું નથી. વસ્તુતઃ મુકુન્દ વિરલ નર નથી. જે રાત્રે મુકુન્દ મોહનરાયનો તાર કરાવવા ગયો તે રાત્રે અને જ્યારે ગોપાળરાયનો તારનો સંદેશો મોહનરાય ઉપર આવ્યાથી મોહનરાયે આગ્રા તરફ જવા ઠરાવ્યું ત્યારે, મુકુન્દના મુખમાંથી નીકળેલાં વચન, ચતુર વાચકોએ ધ્યાનમાં રાખવાનાં છે એણે પિતા-પુત્ર વચ્ચે ઝરેલી ચકમક માટે સ્વગત આનંદ દર્શાવ્યો હતો અને દંડાનો રંગ જામે તો હવે મઝા પડે એવી વાંચ્છના રાખી હતી. મતલબ, જીવનભર જેણે પારકાનાં જીવન ધૂળધાણી કરવામાં રસ લીધો હોય, સદાયે નારદ-વિદ્યા કરીને કોઈ બે વચ્ચે તકરારો કરાવી હોય, તે એકદમ સુધરી ગયો, એમ માની શકાયજ નહીં. દાદુમિયાં, મનુષ્ય સ્વભાવનો માહિતગાર હતો અને તેથી તેણે મુકુન્દ સુધરી ગયો હોવા વિષે મનમાં શંકા સેવીને ઉપર ઉપરથી આનંદ પ્રદર્શિત કર્યો હતો. જો મોહનરાય સનાતન ધર્મ સંમેલનના વિજયથી ફુલાઇ ગયા ન હોત તો તેમને પણ આવી શંકા ઉપજી હોત.

મુકુન્દે મોહનરાયની ગેરહાજરીમાં તેમનું ઘર કેવી રીતે જાળવ્યું? પ્રથમ દિવસ તો તેણે ઉંઘવામાં ગાળ્યો. એ રાત્રે ભાઇ સાહેબ લટાર મારવાની તૈયારી કરવા લાગ્યા. સુરેખાએ તેઓશ્રીને પૂછ્યું: "ક્યાં જવાની તૈયારી કરો છો?" જવાબ મળ્યો: "આ હમણાંજ આવું છું." "વ્હેલા આવજો હં કે?" "અરે, આ આવ્યોને?"

આઠ વાગ્યાનો બહાર ગયેલો મુકુન્દ રાત્રે બે વાગે લથડતે પગે ઘેર આવ્યો! બિચારી સુરેખા એ દરમ્યાન 'તે હમણાંજ આવશે તો!' એમ માનીને તેની વાટ જોતી બેસી રહી હતી. એનાં લથડતાં પગલાં નિહાળીનેજ સુરેખાના પેટમાં ફાળ પડી કે: "અરેરે, આ તો હજીયે એવા ને એવાજ રહ્યા કે શું?" એણે પૂછ્યું: "પતિદેવ, આટલી બધી રાહ જોવરાવી?" શિરપાવ મળ્યો: "જંપ ને રાં...! નકામી ટકટક કરે છે? ઉંઘવા દે." એના મ્હોંમાંથી એ વખતે દુર્ગંધ છૂટતી હતી. "હાય! એમણે મદિરા પીધો છે!" એમ સ્વગત કહેતી એ ભલી બાળા રડવા લાગી. એને કોણ છાની રાખે? એના કહેવાતા 'પતિદેવ' તો લોથપોથ થઇને બિછાનામાં પડયા હતા!

બીજા દિવસનું વ્હાણું વાયું. દશ વાગે ભાઇ સાહેબ જાગ્યા. વાતમાંથી વાત કહાડીને સુરેખાએ તેને મૃદુ શબ્દોમાં ઠપકો આપ્યો. હસીને એણે કહ્યું: "મને પેલા મારા બદમાશ મિત્ર દાદુમિયાંએ થાપ આપી! શરબત કહીને મને એણે દારૂ પાયો!" એ દિવસે સાયંકાળનો ગયેલો તે રાત્રે દશેક વાગ્યે પાછો આવ્યો અને સુરેખા આગળ ફિસિયારી કરવા લાગ્યો: "આજ વહેલો આવ્યો છું ને?" સુરેખાએ પૂછ્યું: "દશ વાગે પણ વ્હેલા?"

ત્રીજે દિવસે આખો દિવસ રખડયા પછી સાંજનો તે ઘરમાં આવી ભરાયો. એ રાત્રે દુર્ઘટના ઘડાઇ.

લગભગ મધ્યરાત્રિ વીતી હશે ત્યારે ઘરમાં કાંઇક ખખડાટ સાંભળીને સુરેખા જાગૃત થઇ. કાંઇક ઘસવામાં આવતું સંભળાયું. એ ખખડાટ થોડી વાર ચાલુ રહી બંધ થઇ ગયો અને કોઇ ધીમેથી વાત કરતું હોય એમ તેના સાંભળવામાં આવ્યું. પતિને જગાડવા માટે તેણે પથારીમાં જોયું તો તે ન મળે! "અરે! કેમ એ જણાતા નથી?" બિચારી ગભરાઇ ગઇ. પોતાને સુતી મૂકીને તે પોબાર ભાપી ગયો અને હવે તેની ગેરહાજરીમાં ઘરમાં ચોર આવ્યા છે! રખેને એ મને કાંઇ કરશે તો! 'ચોર'ની કલ્પના એજ તેના શરીરને કંપાવી મૂકયું. ભયથી તે અબળા મ્હોંયેસાથે

ચાદર ઓઢીને સુઇ રહી. ન કોઇ પાડોશીને બૂમ મારવાની તેની હિમ્મત ચાલી કે ન પોતાના પતિદેવને હાંક મારવાની તેની હિમ્મત ચાલી.

થોડીવારે તેજ ખંડમાં કોઇનાં પગલાં સંભળાયાં. ચોર નક્કી તેના ખંડમાં આવ્યો, એવા ગભરાટથી "એ...એ..." એવો ધીમો અવાજ તેના ગળામાંથી નીકળી ગયો. કોઇ દડબડ દડબડ તે ખંડમાંથી નાઠું હોય એમ સુરેખાને લાગ્યું. થોડો વખત સંપૂર્ણ શાન્તિ પ્રસરી રહી. એ શાન્તિથી સહેજ હિમ્મત લાવીને સુરેખાએ મ્હોં પરથી ચાદર હટાવી લીધી અને એમને એમ મ્હોં ખુલ્લું રાખીને તે પડી રહી. આમ તેમ નજર કરતાં કરતાં તેને જણાયું કે-એક પોટલી જમીન પર પડેલી છે. એ શેની હશે એવો વિચાર તે કરતી હતી તેવામાં ધીમે પગલે તેનો પતિદેવ તે ખંડમાં આવ્યો. તેણે કોટ, ટોપી વગેરે પહેરલાં હતાં. તે મજકુર પોટલી લેવા નીચો વળ્યો. સુરેખાને હવે હિમ્મત આવી. પોટલી લઇને તે પાછો બહાર જવા લાગ્યો; ત્યાં તો તે બોલીઃ "પતિદેવ ! કયા જાઓ છો ?"

"ચૂપ ! તું જાગે છે કે ? ન બોલીશ." એમ ચેતવણી આપીને તેણે પુનઃ ચાલવા માંડયું. સુરેખા પથારીમાંથી ઉઠી અને તરતજ તેની પાછળ જઇને તેણે તેનો હાથ ઝાલી લીધો અને કહ્યું: "મધ્યરાત્રિ થઇ ગઇ છે. આપ મને એકલી મૂકીને ક્યાં જાઓ છો ?"

"આવવું છે મારી સાથે ? ચાલ ત્યારે." મુકુન્દે જવાબ દીધો.

"ક્યાં ?"

"જ્યાં હું જાઉં ત્યાં."

"પણ અત્યારે જવાય ?"

"કેમ ના જવાય ? શું કોઇની બ્હીક છે ?"

"હા અંતર્યામીની. જે જગદીશ્વર આકાશમાંથી માનવી માત્રનાં કામ નિહાળી રહ્યો છે તેની."

"જા, જા, ગાંડી, સુઇ જા તારી મેળે. હું હમણાંજ પાછો આવું છું."

જે ખંડમાં સુરેખા સુતી હતી તે ખંડનું બારણું ખુલ્લું હોવાથી તેમાંની બત્તીનો ઉજાસ આ ખંડમાં પડતો હતો. એ ઉજાસમાં અચાનક સુરેખાની નજર આ ખંડમાંની તિજોરી પર પડી. તેણે જોયું કે-તે ખુલ્લી હતી અને તેની નજદીકમાં જમીનપર આસપાસ કેટલાંક કાગળીઆં વીખરાયલાં પડયાં હતાં. સુરેખા ચોંકી. નક્કી, મુકુન્દે તિજોરીમાંથી ચોરી કરેલી છે અને ચોરીનો માલ તેના હાથમાંની પોટલીમાં છે એમ તેણે કલ્પી લીધું. મુકુન્દના હાથમાંની

પોટલી ઝાલીને તે બોલી: "નાથ! આપનું વચન સંભારો. આપ હવેથી સુધરી ગયા છો એમ મારા પિતાને અને પેલા મુસલમાન સિપાઇને મોઢે કહેતા હતા. શું આ રીતે આપ સુધર્યા?"

"હા. હા. બોલ. હવે તારે શું કહેવું છે?"

"વિશ્વાસઘાત થાય છે. મોહનરાય કાકા આવીને તિજોરીની આ દશા જોશે તો આપ શો જવાબ દઇ શકશો?"

"અમે ઉંઘતાં'તાં ત્યારે ચોર ચોરી ગયા, એવો ચોખ્ખો જવાબ!"

"ના. એવું અસત્ય કહેવાય નહીં."

"ના કહેવાય? એમ કે?" મુકુન્દે આ પ્રશ્નોની સાથેજ તેના હાથમાંથી પોટલી ઝુંટવી લીધી. સુરેખા તે ફરીથી હસ્તગત કરવા મથી; એટલે એ જાલિમે જોરથી તેના કપાળમાં તે મારી. તેમાંની નકકુર ચીજો બિચારી સુરેખાને વાગવાથી તેના કપાળમાંથી લોહી નીકળવા મંડયું; તોપણ તેણે હિમ્મતથી તેનો કોટ ઝાલી લીધો અને ગળગળે સાદે કહેવા માંડયું: "પ્રભુ! દયા રાખો. દયા રાખો. સાવ હેવાનીઅતપણું શા માટે બતાવો છો? મને આપ મારી મારીને અધમુઇ કરી નાંખશો તોપણ આપને એ ચોરીના માલ સાથે નહીં જવા દઉં?"

"ચૂપ! નાદાન!" એમ બોલીને એ નિર્દયે તેના શરીરને પગથી લાત મારી. બિચારી કમજોર અબળા! જમીન પર તે પટ-કાઇ પડી અને તેનો પાપી 'પતિદેવ' પસાર થઈ ગયો!

થોડીવારે સુરેખા બેઠી થઇ. તેના દુષ્ટ પતિની લાત તેને કમ્મર-માં વાગી હતી. એને દુ:ખાવો થતો હતો. તે અશ્રુપાત કરતી—પોતાને થતા દુ:ખથી તેમજ પતિ ચોરી કરીને નાઠો તેથી—ત્યાંને ત્યાંજ જમીન પર પડી રહી.

બીજે દિન સહવારના તે જાગૃત થઇ. રાત્રિનો બનાવ તેને યાદ આવ્યો. તે ઉઠીને ઉભી થઇ. હવે કમ્મરમાં તેને દુ:ખ થતું ન હતું. "આવ્યા છે કે?" એમ મનમાં ગણગણીને તેણે સુવાના ઓરડામાં નજર કરી. ના. તે નહોતો આવ્યો!

"અરેરે! ફરીથી નાસી ગયા કે શું? હાય, આ વખતે તો મોહનરાય કાકાની તિજોરી ફાડીને નાઠા છે! નસિબ! નસિબ! મારો જન્મ કોઇ ખરાબ ચોઘડીઆમાં જ થયો હોવો જોઇએ. લગીર પણ સુખ મેં ન દીઠું! એમનું ચરણોદક પીધું; એમનું કહ્યું કરવા મથી; એમની તબિયત ઉઠાવી; એમને દરેક રીતે રાજી રાખવા મારાથી બનતું કર્યું; પણ હાય! આખરે ન સુધર્યા તે નજ સુધર્યા! મારૂંજ દુર્ભાગ્ય આડે આવે છે!"

સુરેખા આ રીતે જીવ બાળતી અને પોતાને દોષ દેતી કંઇક વાર સુધી બેસી રહી. શુમારે આઠ વાગે એક પાડોશણે હાંક માર્યાથી તે સ્વસ્થ બનીને બહાર આવી. એ પાડોશણને ખાંડ ઉછીની જોઇતી હતી. તે આપીને સુરેખા ઘરકામમાં પ્રવૃત્ત થઇ.

## પ્રકરણ ૩૦ મું.

## ખૂનનું તહોમત-નિર્દોષનો બચાવ.

According to our works
shall we be judged,
When Justice in the scale
Our good and evil weighs.

સનાતન ધર્મ સંમેલન ખતમ થયા પછી મુંબાઇનાં છાપાંઓમાં તેના વિષે જબરી ચકચાર ચાલી. જુના વિચારનાં છાપાંઓએ સંમેલન ઘણુંજ ફત્તેહમંદ થયેલું જણાવ્યું અને સુધારકોને ખોટાં છિદ્રો શોધનાર તરીકે જણાવીને છુટાછેડા માટેના દાખલા જ હિંદુ સંસારમાં કયાં છે, એવો પ્રશ્ન કરવા માંડયો. કૉલમોનાં કૉલમો ભરીને, છુટાછેડાથી થતી હાનિઓ ઉપર લાંબા લાંબાં લખાણો લખીને તે છાપાંઓએ માધવબાગ આગળ હારકટાર ગોઠવાઇ ગયેલાં યુવક-યુવતીઓના પ્રસંગની હાંસી કરીને તેઓને શિખામણ દીધી કે-ફરીથી તેઓએ પોતાનો ફજેતો કરવા માટે આવું કરવું નહીં. ધારાસભામાં છુટાછેડાનો કાયદો લાવવાના હિલચાલ સામે સનાતન ધર્માવલંબીઓ તરફથી જાહેર થયેલા સખ્ત વિરોધને જુનાં વિચારનાં છાપાંઓએ અભિનન્દન આપ્યું અને આ સંમેલન ભરીને જે જાગૃતિ તેઓએ બતાવી છે તે ચાલુ રાખવાની જરૂર જણાવી.

આ સામે સુધારક છાપાંઓએ પણ કૉલમો ઉપર કૉલમો ચીતરવામાં મણા રાખી નહીં. છુટાછેડાની જરૂરીઆત ઉપર ભાર મૂકીને તેઓએ મુકુન્દવાળો દાખલો પકડી રાખ્યો અને જણાવ્યું કે-તેણે ખોટું નામ ધારણ કરીને લગ્ન કરેલું એજ છુટાછેડા માટેનો પુરાવો છે. મોહનરાયે પોતાના ભાષણમાં નામ દીધા વિના મુકુન્દ વિષે એમ જણાવેલું કે:—"સુધારકોએ હમણાં એકાદ દાખલા ઉપરથી છુટાછેડાનાં ખૂબ ઢોલ બજાવ્યાં; પણ એ દાખલામાં પતિ સુધરીને પાછો ફરવાથી સુધારકોનાં ઢોલ ફાટી ગયાં છે અને તેમની

પીપુડીઓ બેસુરી બની ગઈ છે!" આ વાક્ય પર તો સુધારક મતનાં છાપાંઓએ ખૂબ ચર્ચા કરી મૂકી. તેઓએ દલીલ કરી કે, આમાં આડકત્રી રીતે સ્વાગતાધ્યક્ષે પતિ બગડ્યો હતો એ કબૂલ કર્યું છે! વિશુદ્ધ હિન્દુ સંસાર, શાસ્ત્રોના નિયમે ચાલનાર હિંદુ સંસાર, વગેરે વગેરે બડાશો આ ઉપરથી ખોટી ઠરે છે! એક છાપાએ મુકુન્દ કેવી રીતે પાછો આવેલો તેની હકીકત પોલિસ ખાતામાં પૂછપરછ કરીને મેળવી હતી અને તે ઉપરથી તેણે લખ્યું કે-સનાતન ધર્મ સંમેલનની જે ફત્તેહ જુનાં વિચારક છાપાં કહે છે, તે ફત્તેહ તો એક મુસલમાનને આભારી છે! કદાચ તે મુસલમાન સનાતન ધર્માવલંબી હશે! એક બગડી ગયેલા ઘડીઆળની માફક એક નાલાયક પતિના દુર્ગુણરૂપી સંચાઓમાં તેલ રેડીને તેને જેમ તેમ કરીને પાછો લાવવામાં આવ્યો છે પણ જેમ એક ઘડીઆળનું સમારકામ કરાવ્યા પછી પણ તે પાછું બગડે છે તેમ એ મિસ્ટર 'પાછા આવેલા' ફરીથી ન્હાસી નહી જાય એની શી ખાત્રી છે? તે છાપાએ લખ્યું કે-તે મિસ્ટરની અમે તપાસ રાખતા રહીશું અને તેઓ હવે ત્રિપુંડ તાણીને, પાઘોડું પહેરીને, પગમાં ચંપલ ઘાલીને અને શરીરે અગરખું નાંખીને બ્રહ્માના મુખમાંથી તાજા જ ટપકી પડેલા બ્રહ્મપુત્ર તરીકે પોતાનું જીવન ગાળે છે કે કેમ તે અમારા વાચકોને વારંવાર જાહેર કરતા રહીશું! માધવબાગ આગળ યુવકો અને યુવતીઓએ બતાવેલી તાલીમબદ્ધ શાન્તિને સુધારક છાપાંઓએ વખાણીને હંમેશાં આવી પદ્ધતિથી કાર્ય સફળ કરતા રહેવા જણાવ્યું અને ધારાસભામાં છુટાછેડાનો કાયદો થવાનો છે, એ મુદ્દા સંબંધમાં સંમેલનમાં મચી રહેલા ભયની ખૂબ હાંસી કરતાં જણાવ્યું કે-જેઓ અત્યારની હીલચાલનાં સુકાનીઓ છે, તેઓ તરફથી અમને પાકે પાયે ખબર મળી છે કે, સરકાર મારફત સંસારિક ધારાઓ ઘડાવવાનાં તેઓ હિમાયતી નથી. ધારાસભાનો કોઇ પણ સભાસદ આવો ખરડો તૈયાર કરતો [illegible]ી અને તેવો ખરડો કોઇ તૈયાર કરે એવું સુધારકો ઇચ્છતા નથી. તે[illegible] પ્રચારકાર્યમાં માને છે અને તે સતત ચાલુ રાખીને આખરે પ્રજામત પોતાની તરફેણમાં જ લાવશે. સનાતની ભાઇઓએ કોઇ બજારૂ અફવા સાંભળીને એ મુદ્દા ઉપર નક્કામો ભાર મૂકીને જે દોડાદોડી કરી છે અને વળી ભાષણો અને ઠરાવો કરી મૂક્યા છે, એ જોઇને તેઓનાં હૃદયની અને મનની નબળાઇ માટે અમને હસવું આવે છે! આવી અફવાઓ પર મદાર બાંધીને તેઓએ કાગળની હોડીઓ હંકારવાની જે કોશિષ કરી છે તે તેઓને જ મુબારક હો!

આવી રીતે બેયે બાજુઓએ પોતપોતાના વિજય-નાદ ચાલુ રાખ્યા. આ ચર્ચા ચાલુ હતી તેમાં મુકુન્દના નવા વર્ત્તનથી સુધારક મતનાં છાપાંઓને પુષ્ટિ મળી. પ્રકરણ ૨૯ મામાં વર્ણવેલા બનાવમાંજ મુકુન્દનું વર્ત્તન સમાઇ જતું ન હતું. દુર્ભાગ્યે કોઈ વિશેષ ઘટના ઘડાઇ હતી. મુકુન્દ રાત્રે તેની પત્નીને લાત મારીને મોહનરાયના ઘરમાંથી એક પોટલી લઈને ક્યાં ગયો હતો અને તેના સંબંધમાં શું બન્યું હતું, એની વિગતોથી વાચકોને વાકેફ કરવામાં આવ્યા નથી. આ પ્રકરણમાં તેઓને તેની જાણ થશે.

મોહનરાય આગ્રાથી વ્રજલાલ શાસ્ત્રી સાથે પાછા આવ્યા. ગુરૂદેવ શ્રીધરશર્મા તેમની સાથે નહોતા. તેઓ આવ્યા ત્યારે ઉપર્યુક્ત ઘટનાને ત્રણ દિવસ વીતી ચૂકયા હતા. સુરેખા તેના પિતાને જોઇને તેમના ખોળામાં માથું મૂકીને રોઇ પડી.

"કેમ ? શા માટે રૂએ છે, પુત્રી ?" શાસ્ત્રીએ પૂછ્યું.

"મુકુન્દ ક્યાં છે ?" મોહનરાયે પૂછ્યું.

"પોલિસની કેદમાં !" સુરેખા બોલી.

"હેં ? શાથી ? શું થયું વળી ?"

"એક ખરાબ સ્ત્રીને ત્યાં એક માણસનું ખૂન થયું છે. એ ખૂનનો આરોપ—"

"શું મુકુન્દને માથે આવ્યો છે ? પણ એ તો ઘરમાં જ રહ્યો હશે ને ? એ હવે ક્યારે કોઇ ખરાબ સ્ત્રીઓને ત્યાં જાય છે ?" મોહનરાયે પૂછ્યું.

"ઇશ્વર જાણે ! પણ ખૂનની રાત્ર તેઓ ઘરમાં ન હતા ! અને હાય ! મેં ઘણું ઘણું રોક્યા તોપણ, કાકા, આપની તિજોરીમાંથી ઘરેણાં અને રૂપીઆ ચોરીને ગયા હતા—"

"હં...પાછો સખણો ન રહ્યો !" મોહનરાયે ક્રોધમાં કહ્યું. તેઓ ઝડપથી તિજોરીવાળા ખંડમાં ગયા. તિજોરીને પોલિસ તરફથી સીલ મારેલું હતું. સુરેખાએ રાતની બનેલી ઘટના કહી અને તદુપરાંત કહ્યું: "બીજે દિવસે સહવારના તેઓ આવ્યા નહીં. બપોરે પોલિસનાં માણસો તેમને દોરડાંથી બાંધીને લાવ્યા. ત્યારે તેઓના કહેવાથી મેં જાણ્યું કે, એક વેશ્યાને ત્યાં રાત્રે જુગાર રમવા ગયા હતા. તેમાં મારામારી થઈ અને ખૂની ઠર્યા. ચોરીનો માલ પકડાયો હતો. એક બે દાગીનાપર, મોહનરાય કાકા, આપનું નામ નીકળ્યું હતું. પોલિસના કહેવાથી મેં જાણ્યું કે-એ ચોરીની વાત એમણે કબૂલ કરી છે. પોલિસે તે પછી પાંચ માણસોને બોલાવ્યા. તિજોરીવાળા ખંડનું વર્ણન લખ્યું અને જે વસ્તુઓની ચોરી થઇ હતી તે તિજોરીમાંની હતી જ કે કેમ એ વિષે મને પૂછપરછ કરી. હું તો કાંઇ જાણતી

ન હતી. આખરે જે હતું તે બધાની યાદી કરીને પાંચ માણસોની સહી કરીને સિલ કર્યા બાદ પોલિસ ગઇ."

"શિવ! શિવ!" શાસ્ત્રીએ કહ્યું: "આવી ઉંધી મતિ તેમને ક્યાં સુઝી?"

મોહનરાયે કહ્યું: "મેં તમને મારી સાથે આગ્રા આવવા ના પાડી હતી; પણ તે વખતે તમારા આગ્રહમાં તે બદમાશ કેમ ભળી ગયો, એ હવે સમજાય છે! આવાં બદકામ કરવા હોય એટલે એકલા રહેવાનું શોધે ને?"

"એને હવે તો જરૂર ફાંસી થશે." વ્રજલાલ શાસ્ત્રીએ કહ્યું: "બચાવવાનો કાંઈ યત્ન આપણાથી ન થઇ શકે?"

"એ તો હવે બધું કરીશું જ ને?" મોહનરાયે કહ્યું: "પણ જો પુરાવાઓ સજ્જડ હશે તો આપણું કશું યે ચાલશે નહીં."

મોહનરાય એક કુશળ બેરિસ્ટરને ત્યાં ગયા અને તેને રોકી લઇને તેની સાથે તેઓ પોલિસ-ચોકીએ ગયા. ખૂની સાથે તેના ધારાશાસ્ત્રીનો અને મોહનરાયનો મેળાપ થયો. તેમને માલુમ પડયું કે-સામા પક્ષનો પુરાવો સજ્જડ હતો.

હકીકત એવી રજુ કરવામાં આવી હતી કે-વેશ્યા સુલક્ષણાને ત્યાં તે રાત્રે મુકુન્દ ગયો હતો. બે બદમાશો સાથે તેણે જુગાર રમવા માંડયો હતો. દરમ્યાન તકરાર થઇ હતી. અને સહવારના ૭ વાગ્યાને સુમારે આ તકરાર થઇ તે વખતે એક મોટા છરાથી આરોપીએ તેના એક સાથીદારનું ખૂન કર્યું હતું. વેશ્યા મુખ્ય સાક્ષી હતી અને બીજા સાક્ષીઓમાં બીજો જુગારી તેમજ વેશ્યાના બે માણસો હતા. તેઓએ ચારેએ આરોપીને છરો મારતાં દીઠો હતો.

મુકુન્દનું પોતાનું કહેવું આ સંબંધમાં નીચે પ્રમાણે હતું: "હું ચોરીને કરીને ગયો હતો એ કબૂલ છે; પણ તિજોરી તોડવામાં મને મદદ કરનાર એ બે જુગારીઓ જ હતા. આગલી સાંજે તેઓની સાથે મેં સંતલસ કરી હતી. મને તિજોરી તોડતાં આવડતી નથી. જુગારીઓએ તે તોડવા કબૂલ કર્યું હતું. મધ્યરાત્રિને શુમારે તેઓ આવ્યા ત્યારે તિજોરી તોડીને બધો માલ મેં એક રૂમાલમાં બાંધ્યો હતો. એ પછી હું મારો કોટ અને ટોપી પહેરવા સુવાના ખંડમાં ગયો હતો. સુરેખા જાગ્રત થવાથી હું નાસી ગયો હતો. પણ પોટલી તે ખંડમાં ભૂલથી રહી ગઇ. તે પાછી લેવા જતાં સુરેખા સાથે રકઝક થઇ હતી. એ વેળા બદમાશો બહાર જઇને રસ્તામાં ઉભા રહ્યા હતા. હું ઘેરથી નીકળીને વેશ્યાને ત્યાં ગયો. જુગાર રમવાની શરૂઆતમાં જ અમારે તકરાર થઇ. બદમાશોએ ચોરીના માલના

ત્રણ સરખા હિસ્સા કરવા કહ્યું. મેં એકલાએ જ તે રાખવા જણાવીને તેમને મહેનતના રૂપીઆ આપવા માગ્યા. વેશ્યાએ તેમની સાથે સંતલસ કરીને આખરે ચુકાદો આપ્યો કે–મારી મરજી મુજબ મારે આપવું. મેં તેઓને દરેકને રૂા. ૧૦૦–૧૦૦ આપ્યા. બાદ અમે જુગાર રમ્યા. મધ્યરાત્રિથી રમવા માંડેલો જુગાર છેક સહવારના ૭ સુધી ચાલ્યો, જે વખતે હું પાઇએ પાઇ હારી ગયો. મારી પાસે ફુટી બદામ ન રહી; એટલે મેં તેઓ ઉપર પ્રપંચથી મને લુંટી લીધાનો અને જુગારમાં દગોફટકો કર્યાનો આરોપ મૂક્યો. આ ઉપરથી તકરાર થઇ. ગાળાગાળીમાંથી મારામારી ચાલી. એ દરમ્યાન તે બેમાંના એકે બીજાને છરો ભોંકી દીધો. મેં તેનો હાથ ઝાલ્યો એટલે તેણે બળાત્કારે મને લોહીથી ખરડયો. હું ગભરાયો અને નાસવા માંડયો. તરતજ વેશ્યાએ “ખૂન! ખૂન!” એવી બૂમો પાડવા માંડી. પેલો સાથીદાર પણ “પોલિસ! પોલિસ!” એવી બૂમો પાડવા લાગ્યો. આસપાસના માણસો ધાઇ આવ્યા. વેશ્યાએ પોલિસને બોલાવીને મને ખૂની તરીકે જણાવીને તેઓને સોંપી દીધો. ચોરી કરી છે એ હું કબૂલ કરૂં છું; પણ ખૂન મેં નથી કર્યું. મારાપર વેશ્યાએ અને તેના સાથીદારે ત્રાગડો રચીને આ આરોપ ઢોળી પાડયો છે.”

“પણ, છોકરા, તેં ખૂન નથી કર્યું તેનો પુરાવો કયાં છે?” મોહનરાયે પૂછ્યું: “તારાં કપડાં લોહીથી ખરડાયલાં જણાયાં અને વેશ્યા તથા બીજા સાક્ષીઓ તને ખૂની કહેનાર મળી આવ્યાં. તું ખૂની નથી, એવું કહેનારા તારા સાક્ષી કોઈ છે?” મુકુન્દે ના પાડી.

ધારાશાસ્ત્રીએ આશ્વાસન આપ્યું કે–ઉલટપાલટ તપાસ દરમ્યાન બદમાશોની સાક્ષી તોડી નાંખીને ખરા ગુન્હેગારને ઉઘાડો પાડીશું.

મોહનરાય ઘેર આવ્યા. કેસ બે દિવસ પછી ચાલનાર હતો. મોહનરાયની ગેરહાજરીમાં સુરેખાએ પોતાના પિતા આગળ એક ઘણીજ ગૂંચવણભરી દરખાસ્ત મૂકી હતી. એ દરખાસ્ત સુલક્ષણા ગુણિકાને ત્યાં જઇને તેની પાસેથી સત્ય હકીકત મેળવવાની હતી. શાસ્ત્રી તો એ દરખાસ્ત સાંભળીને હેબતાઇ ગયા. “આપણે ઉચ્ચ બ્રાહ્મણ જાતિનાં થઇને એક વેશ્યાને ત્યાં જઇએ? લોક આપણને શું કહે? આપણાથી તેમ ન થાય.”

સુરેખાએ જણાવ્યું કે: “આપણે શા ઇરાદાથી જઇએ છીએ એ ધ્યાનમાં રાખવાનું છે. મને સુવિદ્યા બહેને સૌથી પહેલાં આ સૂચના કરી ત્યારે હું પણ નવાઈ પામી હતી–”

“સુવિદ્યાએ આ સૂચના કરી છે?” શાસ્ત્રીએ પૂછ્યું: “શું એનો અને તારો મેળાપ થયો હતો?”

"હા. તમે અને મોહનરાય કાકા આગ્રે હતા ત્યારે છાપામાં આ ખૂનની વાત છપાઈ તે ઉપરથી સુવિદ્યા બહેન મને મળવા આવ્યાં હતાં. તે બિચારાંનું મ્હોં ભલે વાઘનું છે પણ હૈયું ઘણું કોમળ છે. મને તેમણે હિમ્મત રાખવા કહ્યું અને તેમની સાથે પોલિસ ચોકીએ આવવા સૂચવ્યું. હું ત્યાં ગઇ."

"એમ ? તું મુકુન્દરાયને મળી આવી હતી ?"

"હા. એમના પકડાયા પછી હું અને સુવિદ્યા બહેન એમને મળી આવ્યાં હતાં. પોલિસનાં માણસો સાથે સુવિદ્યા બહેને અંગ્રેજીમાં વાત કરીને મારો પત્ની તરીકે એમની સાથે મેળાપ કરાવ્યો હતો. ત્યાં જે વાત થઇ તેમાં પોતે એમ કહેવા લાગ્યા કે, ખૂન મેં નથી કર્યું અને વેશ્યાએજ કૂડકપટથી મારાપર આરોપ ઢોળી પાડયો છે. સુવિદ્યા બહેને તે ઉપરથી તે વેશ્યાનું નામ ઠામ વગેરે પૂછી લીધું અને મને સૂચના કરી કે-ચાલ, બહેન, આપણે એને ત્યાં જઇએ. એને સમજાવીશું અને વિનતિ કરીને સત્ય વાત કઢાવીશું. પિતાજી, મેં આપને પૂછવા પર એ વાત મુલતવી રાખી છે. મારૂં મન સાક્ષી પૂરે છે કે-એ ખૂની નથી. વેશ્યાને પગે લાગીને ખરો ખૂની કોણ છે તે પૂછીશું તો તે માની જશે. એક વાર આ વિચારનો અમલ કરવા પરવાનગી આપો."

જીવન અને મોતના આ સવાલમાં એકંદરે આ વિચાર અમલમાં મૂકાય તો ગેરવ્યાજબી નથી એમ શાસ્ત્રીનું અંતઃકરણ કહેવા લાગ્યું પણ મોહનરાયની સંમતિ સિવાય તેઓ સુરેખાને છેવટની પરવાનગી આપી શકયા નહીં

મોહનરાય ધારાશાસ્ત્રી સાથે પોલિસ ચોકીએથી જયારે પાછા ફર્યા ત્યારે શાસ્ત્રીએ સુરેખાની સૂચના તેમને કહી. "ના. કદાપિ કોઈ ખાનદાન સ્ત્રીએ નહીં ભરેલું એવું આ પગલું આપણાથી સુરેખાને ભરવા દેવાય નહીં." મોહનરાયે કહ્યું.

"પણ કોઈ ખાનદાન સ્ત્રી પર આવો પ્રસંગ અગાઉ નહીં આવ્યો હોય." સુરેખાએ કહ્યું: "નિર્દોષને ફાંસી થવાની પળ આવી છે. વેશ્યાની જુબાની પર મોટે ભાગે બધો આધાર છે. એ વેશ્યાને આજીજી કરીને હું મારૂં જીવતર ધૂળમાં નહીં મેળવવા કહીશ. જેનું ખૂન થયું છે તે, હવે, નિર્દોષને ખૂની ઠરાવ્યાથી અને ફાંસીને માંચડે ચડાવ્યાથી પાછો સજીવન થઇ શકે તેમ નથી; તો પછી શા માટે નિર્દોષનું તે બલિદાન લે છે એવું તેને પૂછીશ. મુરબ્બી, એક વાર મને તેને મળવા પરવાનગી આપો. જો આપ આટલી કૃપા નહીં કરો અને આખરે ફાંસાની સજા થશે તો મારૂં મન તો એમજ કહ્યા કરશે કે-મારી ઉમેદ પૂરી પડી નહીં તેથીજ આ સજા થઇ."

મોહનરાયે સૂચવ્યું કે–" એને અહીં બોલાવો. સુરેખા તેને તેને ત્યાં નહીં જાય." શાસ્ત્રીએ પોતાની પુત્રીને ખાતર વેશ્યાની મુલાકાત લીધી. વિનતિપૂર્વક એ ધર્મિષ્ટ બ્રાહ્મણે એ વર્ણસંકર વેશ્યાને પોતાને ત્યાં આવવા કહ્યું. નઠોર જાત! હૈયા વિનાની જાત! એણે શાસ્ત્રીને બનાવવા માંડયો. "મારે આપની પુત્રી પાસે આવીને શું શું ગાવાનું છે? કઈ જાતના નાચ નાચવાના છે? મિજલસમાં કેવા કેવા લોક આવનાર છે? સ્ત્રીઓ પણ આવનાર છે કે?" વગેરે તે મજાકમાં પૂછવા લાગી.

શાસ્ત્રીએ તેને સમજાવી કે–કાંઈક વિનતિ કરવા તે તમને બોલાવે છે. તે નફ્ફટ સ્ત્રીએ જણાવ્યું: " તો અહીં કાં નથી આવતી?" અને એ બાદ તેણે એવી એક મર્મઘાતક મશ્કેરી કરી કે શાસ્ત્રીથી ત્યાં થોભી શકાયું નહીં. વ્રજલાલ શાસ્ત્રી ખૂબ નારાજ થઈને ઘેર આવ્યા અને સુરેખાને ના પાડવા લાગ્યા કે–" એને ત્યાં જવાથી કે એને અહીં બોલાવવાથી કશો હેતુ સરશે નહીં. એની નફ્ફટાઈની હદ નથી. એનાં વેણ કાને ન સંભળાય એવાં છે. એનું હૃદય પથ્થર કરતાં પણ વધારે કઠોર છે."

" પિતાજી, સ્ત્રીને સમજાવવામાં સ્ત્રીજ સફળ નીવડે. એમાં પુરુષોને નિષ્ફળતા મળે તેથી નવાઈ પામવા જેવું નથી." સુરેખાએ કહ્યું.

" ત્યારે હજી પણ તું તેને મળવાનો અભિપ્રાય ધરાવે છે?"

" જ્યાં સુધી એને મળી નથી ત્યાં સુધી બેશક એ અભિપ્રાય ધરાવું છું."

" નહીં જવાય" મોહનરાયે આ વખતે અધવચ્ચ ઘાંટો પાડીને કહ્યું.

" મુરબ્બી કાકા, હું જઈશ." સુરેખાએ શાન્ત અને મક્કમ સ્વરે કહ્યું: " મારા પતિનું જીવન બચાવવા માટે મારે નરકમાં પણ જવું પડશે તો જઈશ."

" હું તને ફરીથી આ ઘરમાં પગ મૂકવા નહીં દઉં." પોતાના સ્વભાવનો પૂરો પરિચય કરાવી દેતાં મોહનરાયે કહ્યું.

" ભલે. હું આપના ઘરમાં નહીં આવું. હું સત્ય કારણને માટે જાઉં છું. સત્ય શોધવા જાઉં છું. સત્યને ખાતર મારા પર ચાહે તે વિપત્તિ પડે. હું સહન કરીશ. પ્રભુ મારે વહારે ધાશે."

સુરેખા એમ કહીને ઘર બહાર નીકળી પડી. સ્ત્રી, શક્તિનો અવતાર છે. મોહનરાય એ પવિત્ર મહામાયા આગળ નમી પડયો. સુરેખા ઘર બહાર ગઈ એટલે તેણે શાસ્ત્રીને કહ્યું: " દુઃખ એટલુંજ છે કે વેશ્યાને ત્યાં જવાની એની હઠ છે–બીજા કોઈને મળવાનું

હોત તો હું ના પાડત નહીં. જાઓ, એની પાછળ જાઓ. એને કાંઈ હેરાનગતિ પહોંચે નહીં એ સંભાળજો. બિચારી! એના પતિ પર આવેલી આફતથી એ હવેરી બની ગઈ લાગે છે!" શાસ્ત્રી જવા તૈયાર થયો. વળી પાછું મોહનરાયે કહ્યું: "જો, જો, હોં! એને સમજાવાય તો સમજાવીને પાછી લાવજો. કદાચ ન માને અને બાળક છે તેથી જીદ્દ કરીને વેશ્યાને ત્યાં જાય તો તમે સાથે જજો અને તે ખરાબ બાઇ અપમાન કરે તો તરતજ તેને પાછી લાવજો."

"વારૂ." એમ કહી એ ભલો પિતા પોતાની પુત્રીની પાછળ ગયો. ઝડપથી ચાલીને તે સુરેખાની સાથે થઇ ગયો. સુરેખા સુવિદ્યાને ત્યાં ગઇ. તે તો તેની રાહ જોતી જ બેઠી હતી. તે બન્ને જણુ અને ત્રીજો શાસ્ત્રી, વેશ્યાને ઘેર ગયાં.

"અહોહો! ખાનદાન કુટુંબની બહેનોનાં તશરીફ મારા ગંદા આગણુંમાં! આવો, બેસો. કહો, સોડા પીશો કે લેમન? ચ્હા પીશો કે કોફી?" સુલક્ષણા ગુણિકા તેઓની મશ્કરી કરવા લાગી.

સુવિદ્યાએ ગંભીરતાથી કહ્યું: "પતિત બહેન! અમારા માટે કોઇ વસ્તુ મંગાવવાની જરૂર નથી. તમારા આદરભાવ માટે અમે આભારી છીએ. અમે ખાનદાન કુટુંબના છીએ એ તમારૂં કહેવું ખરૂં છે. બહેન! કદાચ તમે પણુ તમારા બાળપણુમાં એવાં હશો. દુર્દૈવે તમને આ ધંધામાં પડવું પડયું હશે. અમે વેશ્યા સ્ત્રીઓના કંઇક ઇતિહાસ જાણીએ છીએ. દુકાળના વખતમાં ઘણાં નિરાધાર માબાપોએ પોતાની બબ્બે વર્ષની બાળકીઓ પોતાના પાપી પેટને ખાતર વેચી દીધાનું અમારા જાણ્યામાં છે. હિંદુસમાજની દુષ્ટ રૂઢિઓને યોગે અનેક બાળવિધવાઓને વેશ્યાના ધંધામાં ફસાવું પડેલું અમે જાણ્યું છે. કોઇક હૈયાસુનાં નિર્દય જીવોએ પોતાના છૂપા ગર્ભ વેશ્યાઓને સોંપી દીધાની અમને ખબર છે. હાય! એ કરૂણાર્દ્ર ઇતિહાસો જાણ્યા પછી અને બહેન! તમને આ હતભાગી જીવન વીતાવતાં જોયા પછી, તમારી કઠોરમાં કઠોર હાંસીમાં પણુ અમને તમારા તરફ અનુકંપા ઉપજે છે. ઇશ્વર તમને ફરીથી સન્મતિ આપો અને તમે અમારા જેવાં ખાનદાન જીવન વિતાવો, એવુંજ અમારૂં હૃદય, ખરી લાગણીથી એ દયામય પ્રભુને પ્રાર્થના કર્યા કરે છે."

હાંસી કરવા તત્પર થયેલી નઠોર વેશ્યાનું હૃદય, ગ્લાનિથી ભરાઇ ગયું. તે હાંસી કરવી ભૂલી ગઇ અને સુવિદ્યાના એકકે એક બોલ ઉપર મનન કરતી અવાક્ બની ગઇ. વ્રજલાલ શાસ્ત્રી આ ચમત્કાર જોઇને દિંગ બની ગયો. આ છોકરી જેને મોહનરાય ગમે તેવાં વિશેષણોથી નહવરાવી નાંખતા હતા, તેમણે આ વખતે અહીં

એના દરેક વ્યાજબી બોલ સાંભળવા હાજર રહેવું જોઇતું હતું એમ શાસ્ત્રીનું મન કહેવા લાગ્યું. એક વાર માધવબાગમાં તેમણે સુવિદ્યાનો પ્રભાવ યુવક-યુવતીઓ પર જોયો હતો. અત્યારે બીજી વાર આ પતિત સ્ત્રી પર એનો પ્રભાવ તેમણે જોયો. તેઓ મનમાંને મનમાં તેની પ્રશંસા કરતા રહ્યા. તેવામાં ફરીથી વેશ્યાને સુવિદ્યા કહેવા લાગી: "સુલક્ષણા બહેન, જેવું તમારૂં નામ છે તેવા ગુણોવાળાં તમે બનો એવું હું અંતઃકરણપૂર્વક ચાહું છું. અમે ગર્વ નથી કરતાં કે, અમે દોષિત નથી. અમારી કંઇક ખોડખામીઓ હશે. માણસ જાતને માથે દોષનું વરદાન છે જ, એટલે તમને કશીજ શિખામણ દેવાનો અમને હક્ક નથી. અમે તમને કોઇ બોધપાઠ આપવા આવ્યાં નથી. તમારી આગળ ખોળો પાથરવા આવ્યાં છીએ. તમારી દયા માગવા આવ્યાં છીએ. જુઓ, આ મારી સહીપણી સુરેખાના મ્હોં તરફ જુઓ. બહેન, આજ એનો જે સુરેખ ચહેરો તમે જુઓ છો, તે થોડાક જ દિવસમાં બેડોળ બની જશે. આજ એના શરીરપર તમે સારાં વસ્ત્રો અને અલંકારો જુઓ છો તે નહીં હોય. એનું રૂપ વિલાઇ જશે. એને ઘરખૂણામાં ગોંધાઇ રહેવું પડશે. શા માટે? કારણ કે, એનો પતિ ખૂની ઠર્યાથી એને ફાંસીની સજા થશે. એને પરિણામે એ બિચારી વિધવા બનશે. હિંદુ સંસારની વિધવાએ માથું બોડકું કરાવવું જોઇએ; દાગીના પહેરવા ન જોઇએ; ઘરખૂણે ગંધાનાં પડી રહેવું જોઇએ. હાય! એ બધું શા માટે? એનાં કિયાં કરમની કહાણીને માટે? બહેન, હિંદુ સમાજની એક અબળાનો પતિ દેવ છે કે તેની પાછળ તેણે પણ પોતાના દેહને કરમાવી નાંખવો જોઇએ શા સારૂ? આ તો એક સર્વસામાન્ય પ્રશ્ન થયો પણ સુરેખાના દાખલામાં તો તે પોતે નિર્દોષ છે; તેનો પતિ દોષિત ઠરનાર છે અને સુરેખાને તેના પતિનાં કામ સાથે કશો જ સંબંધ નથી; છતાં પણ તેણે બિચારીએ ફરજીઆત વૈધવ્યથી પોતાનું રૂપ વિલાવી નાંખવું? એમ શા માટે? બોલો બહેન, શા માટે એના પર હિન્દુસંસારની ઉગ્ર રૂઢિની કુહાડી પડવી જોઇએ?"

"નહીં જ પડવી જોઇએ." સુલક્ષણા બોલી: "એ બીજો પતિ કાં ન કરે?"

"એજ દુઃખ છે ને?" સુવિદ્યાએ કહ્યું: "હિંદુ સમાજ એવી પરવાનગી નથી આપતો. બહેન, સુરેખાની હાલત કમનસિબ નથી શું?"

"ખરેખર, ઘણીજ કમનસિબ!" ગુણકા બોલી: "આ બિચારી કેવી રૂપાળી છે? ચહેરા પરથી કેટલી બધી સાલસ જણાય છે? કમનસિબ! ઘણીજ કમનસિબ!"

આ ઉદ્‌ગાર એના મુખમાંથી સુવિદ્યાને કઢાવવા હતા. જેવા તેણે તે ઉદ્‌ગાર કાઢ્યા કે, તરતજ તેણે કહ્યું: "ઓ ભલી બહેન! એની કમનસિબી દૂર કરવી તમારા હાથમાં છે. એના પર પડનારી આફતની આગમાંથી તમે એને બચાવી શકો તેમ છો. દયા કરો, મહેરબાની કરો. એની કાયમની હૈયાહોળીમાંથી એની મુક્તિ કરો."

"હું એને બચાવી શકું તેમ છું?" ગુણિકા પૂછવા લાગી: "કેવી રીતે?"

"તમારે ત્યાં જે ખૂન થયું છે તેના ખરા ખૂનીનું નામ આપીને! અને મુકુન્દરાય પરનો આરોપ ખોટો છે, એમ જાહેર કરીને!"

"જા રે બાઈ!" ગુણિકા છંછણી ઉઠી: "તેં તો આખરે ઘંટીનું પડ મારા ગળામાં ભરવ્યું! બડી ચાલાક છે તું! પણ એ બધી ચાલાકી મારી આગળ નહીં ચાલે. મુકુન્દ ખૂની છે, એમાં જરાકે શંકા નથી."

"એ તો ના પાડે છે."

"એ જૂઠ્ઠો છે. મેં મારી નજરે એને છરો ભોંકતાં જોયો હતો. એ ગુન્હેગાર છે અને તેથી બેશક સજાવાર છે."

"તમે હૃદયપૂર્વક કહો છો કે–મુકુન્દજ ખૂની છે?"

"હૃદય? અમારે તે વળી હૃદય કેવાં? હૃદય ફુદય હું ના સમજું. મેં તો જે જોયું છે તેજ કહ્યું છે. જાઓ, બાઈઓ, મહેરબાની કરીને હવે અહીંથી જાઓ–નહીંતર ભૈયાને બોલાવીને મારે તમને ધક્કા મારીને બહાર કઢાવવાં પડશે."

"તમે નહીં જ માની જાઓ? સાચી હકીકત નહીં જ કહો?" સુવિદ્યાએ પૂછ્યું. ગુણિકા મક્કમતાથી કશો જ જવાબ દીધા વિના ઉભી રહી. સુરેખા એના પગમાં પડી અને બોલી: "ઇશ્વરને ખાતર ભલી બને તો ઠીક. મારો પતિ ફક્ત તારા શબ્દથી બચી જાય તેમ છે. હું તને પગે પડીને માગી લઉં છું કે–મારા પતિનું જીવત–દાન આપવા કૃપા કર. તારી જુબાનીથી તે નિર્દોષ માર્યો જશે. શું નિર્દોષને તું ફાંસીએ ચઢવા દઇશ?"

"શું કરવા નકામી મગજમારી કરે છે? ખૂનને સાટે મોત જ હોય. મારાથી કાંઈ નહીં બને. માટે ઉઠી જા."

સુરેખા ન ખસી. વેશ્યાએ તેની આગળથી જાતે ખસી જઇને પોતાના માણસને બૂમ મારી: "ભૈયા, નિકાલ દો એ સબકો બહાર."

વ્રજલાલ શાસ્ત્રીએ જમીનપરથી સુરેખાને ઉઠાડતાં ઉઠાડતાં કહ્યું: "ચાલ, બહેન ચાલ, અપમાનિત થઇને અહીંથી જવું ઠીક

નહીં. હજી અદાલતની તપાસ બાકી છે. શા માટે નિરાશ થાય છે ?"

સુવિદ્યાએ પણ નિર્ણય કરી લીધો હતો. હવે આ વેસ્યાને સમજાવવાથી કાંઈ વળશે નહીં એવુ તેણે નક્કી કરી લીધું હતું તેથી તેણે પણ જવાની સલાહ આપી. સુરેખા ઉઠીને ઉભી થઇ અને ભૈયો આવે તે પહેલાં તે ત્રણે જણ ત્યાંથી વિદાય થઇ ગયાં.

અદાલતમાં મુકર્દમો ચાલ્યો. મુકુન્દના બેરિસ્ટરે પોતાથી બને તેટલી મહેનત લઇને સાક્ષીઓની ઉલટ-પાલટ તપાસમાં તેઓને તોડી નાંખવા માગ્યા પણ ખુની તરીકે તેઓએ મુકુન્દને જ જણાવ્યો. માજીસ્ટ્રેટે તહોમતનામું ફરમાવવા માટે દશ મિનિટનો વિરામ લીધો. એ ટૂંક વિરામ બાદ માજીસ્ટ્રેટે જાહેર કર્યું કે: "બંધવા સામેના પુરાવાઓ ઉપરથી હું ફરમાવું છું કે-તેણે ઇરાદાપૂર્વક મનુષ્યવધ કર્યો છે તેથી તેને ગુન્હેગાર કેમ નહીં ઠરાવવો તેનાં તેણે કારણો રજુ કરવાં."

"સબૂર નામદાર, આ બંધવો ખુની નથી; પણ બીજો કોઇક છે, તેના સબળ પુરાવા હું રજુ કરૂં છું." એમ કહેતો એક માણસ અદાલતમાં તે વખત ઉભો થયો.

આરોપીએ, સુરેખાએ, મોહનરાયે, વ્રજલાલ શાસ્ત્રીએ અને શ્રીધરશર્માએ તેમજ પોલિસ ખાતાના અમલદારોએ તે માણસને ઓળખ્યો. તે દાદુમિયાં હતો. સૌ આશ્ચર્યચકિત થઇને જોઇ રહ્યાં કે, તે શો પુરાવો રજુ કરે છે ?

તેણે બે ફોટોગ્રાફ માજીસ્ટ્રેટને સાદર કર્યા અને જણાવ્યું કે: "નામદાર માજીસ્ટ્રેટ સાહેબ, છુપી પોલિસ ખાતાના અમલદાર તરીકે હું થોડાક દિવસથી બંધવાની દેખરેખ રાખતો હતો. તેણે ચોરી કરીને જ્યારે વેશ્યાને ત્યાં બે બદમાશો સાથે પ્રવેશ કર્યો ત્યારનો હું તેના મકાનમાં છુપાઇ રહ્યો હતો. તે વેશ્યાના મકાનમાંના હું હાજર છું એની કોઇને ખબર નહતી. સહવારના રકઝક થઇ, ગાળાગાળી થઇ અને મારામારી થઇ. તે વખતે આ બે ફોટોગ્રાફ મેં 'હેન્ડ-કેમેરા'થી પાડી લીધેલા છે. પ્રથમ ફોટોગ્રાફમાં વેશ્યા ઝપાઝપી દરમ્યાન બીજા જુગારી સાથે સંતલસ કરે છે તેનો દેખાવ છે; અને બીજા ફોટોગ્રાફમાં બીજો જુગારી મરનારની કમ્મરમાં પાછળથી ખંજર ભોંકી દે છે, તેનો દેખાવ છે. વેશ્યા સુલક્ષણા નજદીકમાં ઉભી છે તે પણ તેમાં જણાય છે. આ બે ફોટોગ્રાફ ઉપરથી હું નામદાર અદાલતને અરજ ગુજારૂં છું કે-આ કેસમાં વેશ્યા સુલક્ષણાની ઉશ્કેરણીથી બીજા જુગારીએ ત્રીજાનું ખૂન કર્યું છે અને તે સંબંધમાં બંધવો મુકુન્દ નિર્દોષ છે."

માજીસ્ટ્રેટે આ પુરાવો સચોટ ગણ્યો અને તેને આધારે મુકુન્દપરનું ચક્કર ઉતરીને સુલક્ષણા તથા તેના સાથીદાર જુગારીપર બેઠું. આખરે અદાલતે બીજા જુગારીને ખૂની ઠરાવીને ફાંસીની સજા ફરમાવી અને વેશ્યાને ૧૦ વર્ષની સખ્ત કેદની સજા ફરમાવી.

બન્ધવો મુકુન્દ બિલકુલ સજામાંથી છટકી શક્યો નહીં. કેસમાં તેના પોતાના એકરાર ઉપરથી તેને મોહનરાયના ઘરમાંથી ચોરી કરવાના આરોપસર ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો અને તેને છ માસની સખ્ત કેદની સજા થઇ.

ચોગરદમથી દાદુમિયાંને શાબાશી મળી. સુરેખા જ્યારે તેના તરફ આભારભરી દૃષ્ટિથી જોઈ રહી ત્યારે તે બોલ્યોઃ "બ્હેન, તારી ખાતર મેં આ મહેનત લીધેલી છે."

મુકુન્દ ફાંસીએ ચઢતો બચ્યો તે માટે ઇશ્વરનો હઝારોવાર આભાર માનતાં તેનાં સંબંધીજનો અદાલતમાંથી વીખરાયાં.

---

## પ્રકરણ ૩૧ મું.

### ગ્રામ્ય જીવન.

Happy the man, whose wish and care
A few paternal acres bound
Content to breathe his native air
In his own ground.
Whose herds with milk, whose fields with bread
Whose flocks supply him with attire
Whose trees in summer yield him shade
In winter fire.

× × × ×

Thus let me live, unseen, unknown;
Thus unlamented let me die
Steal from the world and not a stone
Tell where I lie.

—*Alexander Pope.*

મુકુન્દને સજા થઇ એટલે સુધારકમતનાં છાપાંઓને શૂર ચઢ્યું. તેઓએ મોહનરાયનો દોષ કાઢવા માંડયો કે, એક બદમાશનાં કૃત્યો પર ઢાંકપિછોડો કરવાના તેમના યત્ન ગેરવાજબી હતા. એવા જુગારી, વેશ્યાગામી અને ચોર હિંદુ ધર્મમાં ઘણાએ હશે. તેઓનાં

ચારિત્ર પર ઘણાંયે માબાપો ઢાંકપિછોડો કરતાં હશે. આ દંભ અને પાખંડ હિંદુ જ્ઞાતિઓ પ્રસારે છે; તેથી તે નાબુદ કરવી જોઇએ અને લગ્નની પ્રથામાં સુધારો કરવો જોઇએ. છુટાછેડા માટે આ એક આબાદ દાખલો છે એમ તેઓએ કહેવા માંડયું અને મોહનરાય તથા વ્રજલાલ શાસ્ત્રીને સલાહ આપી કે-જો સુરેખાનો ભવ સુધારવો હોય તો હજીયે ચેતીને તેઓએ તેને બીજે સ્થળે પરણવાની છૂટ આપવી જોઇએ.

આવાં લખાણ એક દિવસ નહીં-બે દિવસ નહીં-અઠવાડીઉં નહીં-અબાધિત મુદત સુધી ચાલુ રહ્યાં. મોહનરાયને દરરોજ આવાં લખાણ વાંચીને કંટાળો આવવા માંડ્યો. એક માસની મુદત વહી ગઇ. આ દરમ્યાન આવાં આવાં લખાણોથી ઉપજેલા કંટાળામાં એકલડોકલ જીવનથી તેમનો કંટાળો વધ્યો. તેમનું જીવન એકલું કેમ હતું ? કારણ કે તેમની આસપાસ તેમનું કોઇ સ્વજન ન હતું. આગ્રામાંથી ગોપાળરાયને ત્યાંથી અનિરૂદ્ધ જે રાત્રે જતો રહ્યો તે રાત પછી ક્યાં ગયો છે એ જણાયું ન હતું. મોહનરાયે આગ્રેથી ઉપડતાં ઉપડતાં જબરો ટેંગરો રાખ્યો અને જાણે પોતાને અનિરૂદ્ધની તલભાર દરકાર નથી એમ દેખાવ કર્યો. પણ એ લાગણી લાંબો કાળ નહીં ટકે, એવું ગુરૂદેવ શ્રીધર શર્માનું માનવું નહતું. પોતાના શિષ્ય પર ગુરૂદેવને અપાર પ્રેમ હતો; પણ મોહનરાયના કડક સ્વભાવને લીધે તેઓ હમેશાં મોહનરાયની વૃત્તિ તપાસીને કામ કરતા હતા. અનિરૂદ્ધ ગયો એટલે ગુરૂદેવને મોહનરાય સાથે મુંબાઇ જવાનો મોહ ન રહ્યો નહીં. તેઓ ખેદની લાગણી સહિત આગ્રેથીજ મોહનરાયથી છૂટા પડીને કાશ્મીર ગયા. આમ મોહનરાયની આસપાસનાંઓમાંથી બે જણ છૂટાં થયા બાદ મોહનરાય, વ્રજલાલ શાસ્ત્રી સાથે મુંબાઇ આવતાં મુકુન્દના મુકર્દમાની પંચાતમાં થોડાક દિવસ સુધી પડયા. એ મુકર્દમો ખલાસ થયો તે પછી શાસ્ત્રીએ અને સુરેખાએ ઠરાવ્યું કે-હવે મુંબાઇમાં રહેવાની શી જરૂર છે ? ચાલો, આપણે વતન જઇએ. બે ચાર રોજ મુંબાઇમાં ગાળીને તેઓ બન્ને પણ વિદાય થયાં. અને એ દિવસથી મોહનરાયને પોતાનો પુત્ર યાદ આવ્યા કર્યો. ઘરમાં ફક્ત તેઓ એકલા જ હતા. એમને કોઇ પ્રવૃત્તિ પણ ન હતી. સુધારક છાપાઓનાં લખાણોનો જવાબ આપવો, એ કાગળોના ઘોડા દોડાવવા જેવું ક્યાં સુધી ગમે ? એ પ્રવૃત્તિ જુવાનોને ગમે પણ મોહનરાય જેવા વૃદ્ધને ગમે નહીં. મુકુન્દને ખૂનના આરોપમાંથી તેમણે બચાવ્યો પરંતુ ચોરીના આરોપસર તેને સજા થઇ એને લીધે પોતાના પક્ષપર

આવેલી નામોશાથી પણ તેમને કાગળોના ઘોડા દોડાવવાની પ્રવૃત્તિમાં પડવાનો મોહ રહ્યો નહીં.

મોહનરાય દિવસના ભાગમાં કોઇ પુસ્તકો વાંચે; ઘડીકવાર બહાર જઇને ફરી આવે અને અનિરૂદ્ધની કલ્પના ન કરે; પણ રાત્રિ-શાન્ત એકાંત રાત્રિ કેમ ગાળવી? તેમને ઘડીઆળના કાંટા રાત્રે ઘણા જ મંદ ચાલતા હોય એમ લાગવા માંડ્યું. કલાકનો કાંટો કોઇ રીતે જાણે ખસતો નથી અને ખસે છે તો ભારે આનાકાની સાથે ખસે છે, એવું તેમને જણાયું. રાત્રે પોતાના નિર્જન ઘરમાં મોહનરાય બની શકતી રીતે ઉંઘી જવાના વિધવિધ યત્નો કરતા; પણ ઉંઘ આવતી જ નહીં. ચોપડી વાંચે તો તેમાં ચેન પડે નહીં, ચોપડી દૂર મૂકી દે તોયે ચેન પડે નહીં. આંખો મીંચીને પથારીમાં પડી રહે તોયે અનિરૂદ્ધના વિચારો આવ્યા કરે અને વારે ઘડીએ તેનાં અમુક વાકયો સાંભરે. પોતાના એકના એક પુત્રની મૂર્તિ આમ એ પિતાના મનમાંથી જરાકે ન ખસી. ઘડીકમાં તેમને પોતાના કડક વિચારો મુજબ અનિરૂદ્ધની હઠને મચક આપી નહીં એ ઠીક લાગે; તો ઘડીકમાં તેમને દુઃખ થાય કે, નિરર્થક મમત કરીને પુત્ર સાથે વઢી બગાડ્યું.

આ મનોવ્યથામાંથી દૂર થવા માટે તેમણે મુંબાઇ છોડવાનો વિચાર કર્યો અને પોતાના મનનો ભાર કદાચ પંજાબમાંનાં પોતાનાં ગામડાંમાં જવાથી હળવો થશે, એવું ઠરાવીને તેઓ ત્યાં જવા ઉપડી ગયા.

અનિરૂદ્ધ આ વખતે કયાં હતો? તે એવી જગ્યાએ હતો કે, જ્યાં શહેરી જીવનની કશી જંજાળ ન હતી; જ્યાં કુદરતને ખોળે રમવાનો અને નિશ્ચિંત જીવન ગાળવાનો પુષ્કળ મોકો હતો; જ્યાં નગરોના મોહવ્યામોહની પાશમાં માણસો ફસાતા નહીં; જ્યાં શ્રમજીવી જીવન ગાળીને અને પ્રભુભજન કરીને માણસો સંતોષ માનતા હતા.

શું એ કોઇ નન્દનવનમાં હતો? હા. તે એક નાનકડા ગામડામાં હતો; ખેડુતોથી વસાયેલાં ઝુંપડાંઓમાં હતો; હરિયાળાં ખેતરો અને યમુના મૈયાનાં પાણીથી શોભી રહેલી પૃથ્વીમાં હતો.

રત્રિના લગભગ ૧૨ ને શુમારે તેના પિતાએ તેને આગ્રામાં ગોપાળરાયના ઘરમાં કહ્યું કે: " હવેથી તું મારો પુત્ર નહીં—હું તારો પિતા નહીં. તારે ફાવે તેવું જીવન ગાળીને તારા સ્વચ્છંદ પૂરા કર "

ત્યારે "પિતાજી, આ નિર્ણય આપ પૂર્ણ વિચાર વિના કરો છો" એવો જવાબ તેણે દીધો હતો. પણ તેના પિતાએ પૂર્ણ વિચારથીજ એ નિર્ણય કરેલો જણાયાથી અનિરૂદ્ધ સ્વમાનને ખાતર ત્યાંથી ચાલી નીકળ્યો. ઘર બહાર નીકળીને તે નિર્જન જંગલોમાં વિચારશૂન્યતાથી ચાલ્યો જતો હતો. માથે ચન્દ્રમા પૂર બહારમાં પ્રકાશી નીકળ્યો હતો. પૃથ્વી જાણે દૂધે ધોઇ હોય તેમ ચોગરદમ સફેદ જણાતી હતી. ઝાડવાંઓનાં પાંદડાંમાંથી શ્વેત રૂપેરી તાર નીકળીને જાણે ચન્દ્રમા સાથે વાતો કરવા માટેનાં તાર કે ટેલીફોનનાં દોરડાં ન હોય; એવો દેખાવ આપી રહ્યાં હતાં. અનિરૂદ્ધના હૃદયમાં કુદરતની આ મનોહરતાએ ઉલ્લાસની ઉર્મિઓ જગાવી. "પ્રભો! હમેશાં આવી ધવળતામાં મને ફરવા દેજે" એમ ગણગણતો તે આગળ ને આગળ વધ્યો. પોતે ક્યાં જાય છે એની એને ખબર નહતી. એનું પહોંચવાનું ધ્યેય કાંઈ નહતું. તે ચાલતો જ રહ્યો. એવામાં એને કાને બંસીના નાદ સંભળાયા. દૂર દૂરથી એક નહીં પણ અનેક બંસીઓ એકત્ર સૂરથી સંભળાતી હતી. થોડીવાર એ સંભળાયા પછી એજ સૂરમાં પુરુષો અને સ્ત્રીઓનાં ગાન સંભળાયાં. શબ્દો સમજાતા નહતા. પણ સૂર સંભળાતો હતો. અને એ મોહક લાગતો હતો. ઘડીભર એ સંગીત ગુંજી રહ્યા પછી પુનઃ બંસીનાદ ચાલુ થયા. "અહા! શાન્ત જ્યોતિર્મયી રાત્રિમાં કેવો મધુર ગુંજારવ!" અનિરૂદ્ધ એમ બોલતો જે દિશામાંથી એ સૂર સંભળાતા હતા તે દિશામાં ગયો.

જ્યારે તે એ સૂરની સમિપે ને સમિપે પહોંચ્યો ત્યારે એના મનમાં કોઇ દિવ્ય આનંદ પ્રસરી રહ્યો. એની રગેરગમાં કોઈ અજબ પ્રકારનો ઉત્સાહ જામી ગયો અને જ્યારે એ સૂર અને એ ગાન જ્યાંથી પૃથ્વીને બહલાવી મૂકતાં હતાં ત્યાં તે પહોંચ્યો અને નજરે એનું દૃશ્ય જોયું ત્યારે તે આશ્ચર્યથી અવાક્ બની ગયો. એક ગામના સિમાડામાં પુષ્કળ ગામડીઆ લોકો ગોળાકાર કુંડાળાંઓમાં એકઠા થઇને ગીતો લલકારતા હતા. એ કુંડાળાઓનો દેખાવ આકર્ષક હતો. સૌથી વચ્ચે એક નાનું કુંડાળુ, તે પછી તેનાથી મોટું, તે પછી તેનાથી મોટું, એમ સ્ત્રીઓ અને પુરૂષોનાં ગોળ કુંડાળાંઓ કંઈ ૬૦—૭૦ના શુમારમાં હતાં અને મોટા પણ મીઠા હલકથી તેઓ એક ગીત લલકારતાં હતાં. આ બેશુમાર ગામડીઆ ઓને ગીતની પ્રત્યેક કડી બે માણસો ઝીલાવતાં હતાં અને એ બધાંયે કુંડાળાઓનાં માણસો એક સરખી રીતે એ ઝીલતાં હતાં. એક કડી પૂરી રીતે ઝીલાઇ રહે એટલે વાંસળીઓવાળું એક ટોળું મ્હોં વતી વાંસળીઓ વગાડીને એજ કડીના સૂર કાઢતું હતું.

કેટલીવાર સુધી અનિમિષ લોચને અને ઔત્સુકયપૂર્ણ હૃદયે અનિરૂદ્ધ આ દૃશ્ય જોતો રહ્યો—આ ગાન અને સંગીત શ્રવી રહ્યો. તે એક ઝાડ નીચે પત્થર પર બેઠો હતો. થોડી વારે એ ગીત પૂરૂં થયું એટલે કુંડાળાઓ વીખરાયાં અને લગભગ ૧૦૦ પુરૂષોએ પોતપોતાના એકેક હાથમાં દાંડીઆ લીધા અને ગોળાકારે થઈને તેઓએ એક ગીત આરંભ્યુ. એ ગીતની સાથે સાથે તેઓએ દાંડીઆનો તાલ પરસ્પર આપવા માંડયો. શરૂઆત ધીમી પણ તાલબદ્ધ રહી; પણ જેમ જેમ ગીતની કડીઓ આગળ બોલાવા લાગી તેમ તેમ દાંડીઆનો તાલ જામવા લાગ્યો. કટ, કટ, કટ, એ ત્રિતાલ, તેની સાથે ગવાતું ગીત અને વળી તે દરમ્યાન ગામડીઆ ઓનું નીચા ઉંચા થઇને એક બીજાની સાથે દાંડીઆઓનું ટકરાવવું એ બધું અનિરૂદ્ધના મન ઉપર આ લોકોની તાલીમબદ્ધતાનો સુન્દર ખ્યાલ આપી રહ્યું. એણે વળી જોયું કે ધીમે ધીમે એ ત્રિતાલની ઝડપ વધે છે અને છતાં એમાં લગીરે ખામી આવતી નથી. એ ઝડપ વધતી વધતી એક વાર તો હદ વટાવી ગઇ. ગામડીઆઓએ ગીત ગાવું બંધ રાખીને દાંડીઆ ખેલવા માંડયા. કટ, કટ, કટ, એ તાલ ચાલુ રહ્યો. ઝપાટાભેર તેઓ ગોળાકારે ફરવા લાગ્યા. એમાં પણ વચ્ચે વચ્ચે કોઇ બેસીને પોતાની જોડેના સાથીદારો સહિત પોતાની બન્ને બાજુએ દાંડીયા ટકરાવતો; તો કોઇ ગોળ ઘુમરડી ફરીને ટકરાવતો અને તે છતાંયે ઝડપમાં ખામી ન આવતી અથવા તો તાલભંગ થતો ન હતો. લગભગ ૦। કલાક સુધી દાંડી-આની આ રમઝટ ચાલુ રહી. અનિરૂદ્ધનું અંતઃકરણ આનંદથી છલ્લોછલ્લ ભરાઇ ગયું: "વાહ ! કેવી સુન્દર કલા !" તે સ્વગત ગણગણ્યો.

તે બેઠો હતો તેની નજદીકમાં કેટલાયે ગામડીઆઓ ક્યારના આવીને ઉભા હતા. અનિરૂદ્ધ ઉપલું વાકય બોલ્યો એટલે એક આધેડ વયના ગામડીઆનું ધ્યાન તેના તરફ ગયું. અનિરૂદ્ધના મ્હોં પર આનંદના ભાવ ખીલી ઉઠેલા હતા. એની આંખોમાં ચમકાર ભાસતો હતો અને તે અનિમિષ નયને એ દાંડીઆરાસ નિહાળી રહેલો હતો. આધેડ વયના પુરુષે એના એ ભાવ જોયા. તેમાં પણ તે પેલું વાકય બોલ્યો તે તેણે સાંભળ્યું. તે પુરુષે અનિરૂદ્ધના ખભા પર હાથ મૂકયો. અનિરૂદ્ધે તેના તરફ જોયું. હાથ મૂકનાર સ્મિત કરતો કરતો માયાળુ ભાવથી તેના તરફ જોઇ રહ્યો. ગામડીઆએ પૂછયું: "તમને શહેરી લોકને અમારા ગામડીઆઓની કળા ગમી ? નવાઇની વાત કની ?!"

"કલાનો ઇજારો કોઇનો નથી. એક સુન્દર ફુલ બાગમાંયે થાય અને જંગલોમાંયે થાય. પણ કોઇ વાર જંગલોનાં ફુલ, બાગનાં ફુલથી ઘણાંજ વધારે સુન્દર હોય છે."

"હજી તો આથીયે વધારે સરસ રાસ તમે હવે જોશો, અને ત્યારે તો તમને અહીંથી ખસવાનું મન નહીં થાય!"

"એમ? મારા જીવનમાં હું પહેલીજ વાર જોઉં છું કે મારા દેશબાંધવો જે ગામડાંઓની દરકાર કરતા નથી તેમાં કેવી કલા રહેલી છે!"

એ આધેડ વયના પુરુષને અનિરૂદ્ધનું બોલવું બહુ ગમ્યું. દાંડીઆ–રાસ બંધ પડયો અને પછી દોરનો રાસ શરૂ થયો. બે મોટા જાડા અને ઉંચા થાંભલાઓ પર એક આડો મોટો થાંભલો નાંખીને તેમાંથી દોરીઓનું ગૂંચળું લટકાવાયલું હતું. અગાઉથી તેની તૈયારી કરી રાખી હોય એમ જણાતું હતું. ૨૫ સ્ત્રીઓ અને ૨૫ પુરુષો, લાલ, પીળી અને કાળી એમ ત્રણ રંગની દોરીઓ ઝાલીને ઉભાં રહ્યાં. દરેકના હાથમાં દાંડીઆ હતા. એક રાસ શરૂ થયો અને દોરી ગૂંથવાનું કામ ચાલુ થયું. આડાં અવળાં અને એક બીજાની નીચેથી કે બાજુમાંથી જઇને તેમજ અધવચ્ચ દાંડીઆ ટકરાવતાં રહીને એ સ્ત્રીપુરુષોએ ઉંચેથી લટકતી એ દોરીઓને એક જાડા ત્રિરંગી નાડારૂપે ગુંથી. ગાન, તાલ અને દોર-ગુંથણી આ ત્રણે કામ તેમાં એક સાથે થતાં હતાં. એ ગુંથાઇ રહેતાં બે ત્રણ પળનો વિરામ લેવાયો. એ દરમ્યાન અનિરૂદ્ધ પાસે ઉભેલા પુરુષે તેને પૂછ્યું: "કેમ, કેવું સરસ કામ?"

"અત્યંત સુન્દર!" અનિરૂદ્ધે જવાબ દીધો.

એ દોરનો વળ પુનઃ છોડવા માટે ફરીથી એક બીજો રાસ શરૂ થયો અને એ પૂરો થતાં અનિરૂદ્ધ ખુશખુશ થઇ ગયો. ઘણાજ પ્રેમાળ શબ્દોમાં તેણે એ રાસની પ્રશંસા કરી તેની પાસે ઉભેલા આધેડ વયના પુરુષે પૂછ્યું: "મહેરબાન, અહીં કોના મહેમાન છો?"

"પ્રભુનો"

"એમ કેમ બોલ્યા, ભાઇ?"

"દૂરથી સંગીત અને બંસીનાદ સાંભળીને હું આ તરફ આવવા આકર્ષાયો હતો."

"ઓહો! ત્યારે તો, ભા, તમે મારા મહેરબાન! આજની રાત મારે ત્યાં તમારે રહેવાનું!"

અનિરૂધ્ધ એ પ્રસંગથી આ ગામડાનો વાસી બની રહ્યો છે. તે રાત્રીએ તે ગામડાના મુખીની કન્યા પરણેલી તેના આનંદમાં રાત્રે ગામ લોકોનો એ જમેલો કરવામાં આવ્યો હતો.

અનિરૂદ્ધ એક મહિનાથી આ ગામડામાં વસે છે. જે ગામડીઆએ તેને પોતાના મહેમાન તરીકે રાખેલો છે, તેની સાથે તે દરરોજ તેના ખેતરમાં જાય છે અને તેના ખેતી-કામમાં મદદ કરે છે. આ ગામડાના લોક એટલા બધા તેને વ્હાલસોયા માલુમ પડયા છે કે-દરરોજ રાતે સૌ જુદી જુદી જગ્યાએ ભજન કરવા એકઠા મળે છે ત્યારે તેને ખાસ બોલાવેછે, અને તેની સાથે મિઠાશથી વાતો કરે છે.

અનિરૂદ્ધને આ ગામમાંથી ઘણું જાણવાનું મળ્યું. સ્ત્રીઓ મોટે ભાગે ખેતરોમાં પુરુષોને મદદ કરે છે, અને તે ઉપરાંત ખેડુતોનાં ઢોરનું જતન કરે છે. ફુરસદ તો તેમને મળતી જ નથી. પ્રભાતના પહોરમાં ચાર ચાર વાગે ઉઠીને સ્ત્રીઓ બળદોને ખડ ખોળ વગેરે ખવરાવીને તૈયાર કરે છે. પુરૂષો તે બળદોને લઇને ખેતરોમાં જાય છે. સ્ત્રીઓ તે પછી ભેંસો અને ગાયોને દોવાની પ્રવૃત્તિમાં પડે છે. એ કામ પતી જતાં તેઓ તેમના વાડામાંના ઘાસ અને છાણના એકઠા થએલા કચરા દૂર દૂર નાંખી આવે છે અને શુદ્ધ છાણનાં છાણાં થાપવામાં રોકાય છે. એ પછી તેઓ રોટલા ઘડે છે; છાશ બનાવે છે; અને બપોર થતાં પુરૂષોને ખેતરમાં તે પહોંચાડી આવે છે. એ પછી તેઓ રેંટીઆ કાંતે છે અને સાંજ પડતાં પાછી રાંધવાની અને ઢોરની સંભાળ લેવાની પ્રવૃત્તિમાં પડે છે. ખેતરોમાંથી આખો દિવસ મહેનત મજુરી કરીને આવેલા ખેડુતો ખાઇપીને લગભગ મધ્યરાત્રિ સુધી ભજનોમાં વખત ગાળે છે અને પછી નિદ્રસ્થ થઇને પાછા પ્રભાતમાં ચાર વાગે ઉઠે છે. ખેડુતોના આ દૈનિક ક્રમમાં અનિરૂદ્ધ ભળી ગયો હોવાથી દિવસો કયાં જાય છે એની એને ખબર પણ પડતી નથી. ગામના લોકો એને 'અનુભાઇ' કહીને બોલાવે છે. કોઇક તેને 'શહેરી ખેડુત' કહે છે. કોઇક તેને 'ભણેલો ખેડુત' કહે છે.

નથી અહીં કોઈ જાતના દંભ; નથી કૂડકપટ; નથી અનાચાર; નથી મોજવિલાસ. નરી નિર્દોષતા અહીં પૂર બહારમાં કુદરતને ખોળે નાચી રહી છે. અહીંનાં બાળકો માંદલાં નથી; સ્ત્રીઓ રોગીલી નથી; ભીમકાય પુરુષોને રોગ શું છે, એની ખબર નથી. ખુલ્લાં મેદાનોની તાજી હવા; બાજરાના કે જારના રોટલા અને છાશનો ખોરાક; જમીન પર કે સાદડીના ખાટલા પર ખુલ્લી હવામાં સુવાનું-આ કારણોને લીધે તંદુરસ્તી અહીં રામરાજ્ય ફેલાવી રહી છે.

અનિરૂદ્ધના આરોગ્ય પર આ ગામડાની ઘણી સારી અસર થઇ. એના નખમાં પણ માંદગીની નિશાની રહી નહીં અને મ્હોં પર તંદુરસ્તીની લાલી ધાઇ આવી. એનો પોષાક પણ ફરી ગયો. ચાઇનાસિલ્કનો કોટ, હંગેરીઅન ટોપી, માંચેસ્ટરનું ધોતીઉં અને

ડૉસનનાં બૂટને બદલે એ ગામડાના વણકરોએ વણેલાં જાડાં સફેદ કપડાં તેણે પહેરવા માંડયાં અને તે ગામડાના જ મોચીઓનાં બનાવેલા જાડા ચામડાના ગામડીઆશાઇ ભારે જોડા પહેરવા માંડયા. એ ગામડાના દરેક જણનો આવો પોષાક હતો ત્યાં પછી અનિરૂદ્ધને એ પહેરવો શાને ન રૂચે ?

ગામડીઆઓને પોષણની ચિન્તા નથી; પહેરણની ચિન્તા નથી. પ્રભુને ખોળે ઉછરવું અને પ્રભુનાં ગાન ગાવાં એ.જ એમને રૂચે છે. "અહા ! આવાં સરળ મનમાં ગામડીઆં સમાં જો સૃષ્ટિનાં સૌ કોઇ હોય; અને આવું સરળ જીવન જો સૌ કોઇને વીતવવાનું હોય તો સ્વર્ગની જરૂર જ શી છે ?" અનિરૂદ્ધથી ઘણીવાર આવું સ્વગત કહેવાઇ જવાતું.

---

## પ્રકરણ ૩૨ મું.

## ભવાટવીમાં ભૂલેલાને સાચી વાટ.

દીનનાથ દયાળ નટવર, હાથ મારો મૂકશો માં,
હાથ મારો મૂકશો માં, હાથ મારો મૂકશો માં.—દીન૦
આ મહા ભવસાગરે ભગવાન હું ભૂલો પડયો છું,
ચૌદ લોકનિવાસ ચપલાકાન્ત આ તક ચૂકશો માં.—દીન૦
ઓથ ઇશ્વર આપનો સાધન વિષે સમજું નહીં હું,
પ્રાણપાલક પોત જોઇ શંખ આખર ફૂંકશો મા.—દીન૦
માત તાત સમાં સહોદર જે કહું તે આપ મારે,
હે કૃપામૃતના સરોવર, દાસ સારૂ સૂકશો ના.—દીન૦
—કેશવલાલ હરિરામ ભટ્ટ.

"વૈદરાજ, આપની કૃપાથી જ મને નવો અવતાર આવ્યો."

"બ્હેન, મારી કૃપા નહીં—ઈશ્વરની કૃપા. તમારી આયુષ્યની દોરી બાકી હતી એટલે જ તમને આરામ થયો."

"ના. હું તો તમારી જ કૃપા માનવાની. હવે મારી નણંદ પર એવીજ કૃપા કરો, અને એ બિચારીને બોલતી કરો."

"મેં કહ્યું છે તેમ તમે સૌ આનંદમાં રહો એટલે વાચા આપનાર શ્રીહરિ દયા કરશે."

આ વાતચીત આગ્રામાં પ્રોફેસર ગુણવંતરાયની પત્ની ઇન્દુમતી અને ચીખલ ગામના વૈદ વચ્ચે ચાલતી હતી. ત્રણ માસના

અરસામાં વૈદે તેનો ક્ષય રોગ મટાડ્યો હતો. હવે તે ઘરમાં ફરતી હરતી થઇ ગઇ છે. તેને ત્યાં આવેલાં તેનાં સસરા અને સાસુ અને તેની એક નણંદ ગોદાવરી મુંબાઇ ગયાં છે. અને બીજી નણંદ જમના આગ્રે રહી છે. પ્રોફેસર પોતાની એ અવાક્ બ્હેનને મોટા મોટા ડાક્ટરોને બતાવીને બોલતી કરવાનો યત્ન કરતો હતો. તેને સહેજ આશા એક અમેરિકન ડાક્ટરના અભિપ્રાય ઉપરથી પડી છે. તે ડાક્ટરે જમના મૂંગી થઇ તેનો ઇતિહાસ જાણ્યા પછી એમ જણાવ્યું છે કે–આજન્મથી તે મૂંગી નથી અને આઘાતને લીધે મૂંગી થઈ ગઇ છે એટલે સંભવિત છે કે–તે કદાચ ફરીથી બોલતી થાય. કેવી રીતે બોલતી થાય, એ વિષે ડાક્ટર વિચાર કરતો રહ્યો છે. તેણે "એક્સ-રે"થી તેના કંઠના સ્નાયુઓની તપાસ કરી છે અને પોતાના વતનમાંના એક-બે નિષ્ણાત ડાક્ટર-મિત્રોનો અભિપ્રાય માગ્યો છે. તે અભિપ્રાય હજી સુધી આવી પહોંચ્યો નહતો એટલે તેની રાહ જોતાં પ્રોફેસરે જમનાને પોતાની પાસે આગ્રે રાખી છે અને માતા-પિતા તથા ગોદાવરીને મુંબઇ જવા દીધાં છે.

ત્રણ માસના ગાળા દરમ્યાન ઇન્દુમતીને વૈદે એકવાર ઘણી જ સાવચેતીથી તેના બાળકના મૃત્યુના સમાચાર કહ્યા હતા. વૈદે મૂગી જમનાને અગાઉથી સાવધાન કરી કોઇ જાતના ઇશારાઓ ઈન્દુમતી આગળ નહીં કરવા જણાવીને તેને ઈન્દુમનીની નજરે પડવા દીધી હતી. તે મૂંગી થઇ છે, એવું જ્યારે ઈન્દુમતીએ જાણ્યું ત્યારે તેની દયાનો ઝરો જમના તરફ વહ્યો; એ દયામય લાગણીને પ્રસંગે વૈદે ઈન્દુમતીને જણાવ્યું કે–"એને ફરી બોલતી કરવાનું તમારા હાથમાં છે. તમે બીજી કોઇ આઘાતની વાત સાંભળીને રડોકુટો નહીં અને પ્રફુલ્લ રહો તો જમના પણ તેવી લાગણી વાળી બનવાથી કદાચ બોલતી થાય." ઈન્દુમતીએ આનંદિત રહેવાનું વચન આપ્યું અને એની પ્રતીતિ માટે એક દિવસ એની રીતે વીતવા દઇને વૈદે તેના બાળકના મોતના સમાચાર તેને આપ્યા. પ્રોફેસર તે વખતે હાજર હતો. ઇન્દુમતીને જો કે શોક તો થયો પણ વૈદ અને પ્રોફેસરની સમજાવટથી તે શાન્તિથી આ આઘાત સહી રહી. આ પછી ઈન્દુમતી જમના વિષે કાળજી રાખતી રહી છે અને તે બોલતી થાય એ માટે સર્વ પ્રકારના યત્નો યોજવા પ્રોફેસર પર દબાણ કરતી રહી છે. આ યત્નોમાં વિધિએ એક વાર એક અણચિંતવી ઘટના ઘડીને યારી આપી. સાયંકાળનો સમય હતો. પ્રોફેસર અને ઈન્દુમતી બહાર ખુલ્લી હવામાં ફરવા ગયાં હતાં. જમના બંગલામાં એકલી એક ખંડમાં બેસીને શીવણકામ કરતી હતી. પ્રોફેસરે એક સરસ કપડું આણ્યું હતું. તેમાંથી પોતાને માટે તથા પોતાની ભાભીને

માટે જમનાએ કબજા શીવવાનું માથે લીધું હતું. તે બન્ને કબજા પૂર્યા કર્યા સિવાય શીવણકામ ઉપરથી ઉઠવું નહીં એવી તેણે જીદ્દ કરી હતી અને તેથી ભાઇ-ભાભીની સાથે ફરવા ગઇ નહતી.

જમના શીવવામાં એટલી બધી તલ્લીન થઇ ગઈ હતી કે-તેના ખંડની જોડેના ખંડમાં શું બનતું હતું તે તરફ તેનું ધ્યાન ગયું ન હતું.

સૂર્ય તદ્દન આથમી ગયો. અન્ધારૂં પ્રસરવા માંડયું. શીવણ કામ કરતી જમનાના હાથમાં સોય ભોકાવા માંડી; એટલે તેણે તે ખંડમાંના ટેબલ પર પડેલો લેંપ સળગાવ્યો. લેંપ સળગાવીને જેવી તે સોય દોરો અને કપડું ફરીથી હાથમાં લેવા ગઈ કે તરતજ તે ખંડના ઉંબરા ઉપર લોહીથી તરબોળ થયેલો પ્રોફેસરનો નોકર ઘસડાતો ઘસડાતો આવ્યો તેના તરફ તેની નજર ગઇ. જમના તેની પાસે દોડી ગઇ, ત્યાં તો પાછળથી તેનું કાંડું કોઇકે મજબુતાઇથી પકડીને તેને અટકાવી. તે પાછું વાળીને જોવા લાગી કે-તેનો હાથ પકડનાર કોણ છે?

ભયંકર ચહેરાવાળો એક બીપણકાય પુરૂષ એક હાથમાં લોહીથી તરબોળ થયેલો છરો દેખાડતો બીજા હાથથી તેનું કાંડું પકડી રહ્યો હતો! જમના ચોંકી. "ખૂન! ખૂન! ચોર! ચોર! પકડો! પકડો!" ઉંબરા પરથી લોહીથી તરબોળ થયેલા નોકરે બૂમ મારી. પ્રચંડકાય બદમાશે જમનાનું કાંડું ખેંચી કહ્યું: "ચલ, આવે છે કે ઉઠાવી જાઉં?"

જમના ગભરાઈ ગઇ. બીપણકાય બદમાશે તેને ઉપલો પ્રશ્ન કર્યો એ સાંભળીને પ્રોફેસરનો નોકર ખૂબ બળ વાપરીને ઘસડાતો ઘસડાતો ઉંબરા ઉપરથી તે ખંડમાં આવ્યો. તેણે બદમાશનો ટાંટીઓ ઝાલી લઇને બૂમો મારવી ચાલુ રાખીઃ "પોલિસ! પોલિસ! ખૂન! ખૂન!"

જમનાનું કાંડું બદમાશે જે હાથથી પકડયું તે હાથે પકડેલું જ રાખીને બીજા હાથમાંનો છરો નોકર તરફ ઉગામતા ઉગામતાં કહ્યું: "ચૂપ રહે—નહીંતર ઠાર કરીશ" તે તેનો પગ છોડાવવા મથતો પાછો હઠવા લાગ્યો. હઠતાં હઠતાં બેઉ વચ્ચે મૂંગી રકઝક ચાલી. નોકરે બદમાશનો પગ છોડયો નહીં—બદમાશ તે છોડાવવા માટે પાછો. હઠયો એમ કરતાં કરતાં અચાનક નોકરનો હાથ બદમાશના પગથી વછુટી ગયો. અને બદમાશને તેથી આંચકો લાગતાં તે પાછળના ટેબલને અથડાયો. તેના વજનદાર શરીરનો ધક્કો ટેબલને લાગતાં

તે ઉપર પડેલો લેંપ જમીનપર ઉથલી પડ્યો. બદમાશે હવે નોકરની ગર્દન પર છરાનો ઘા કર્યો. "હાય મુ......ઓ !" એમ બૂમ મારતાં નોકરનો પ્રાણ ચાલ્યો ગયો. બદમાશે જમનાને ઉઠાવી અને નાસવાનો માર્ગ શોધવા માંડ્યો.

એક બાજુ નોકરનું મોત થયું; બીજી બાજુ લેંપ જમીનપર પડતાં શેત્રંજી સળગી ઉઠી અને ત્રીજી બાજુ જમનાને આ બદમાશે ઉઠાવી. આ બદમાશને જમના ઓળખી ગઇ હતી. તે એજ બદમાશ હતો કે જે અગાઉ એકવાર તેની પાછળ પડ્યો હતો. તે વખતે ઇન્દુમતીના બાળક સહિત જમના દોડતી દોડતી એક માઇલ જેટલે લાંબે જઇને ચીખલ ગામમાં ડોશીની ઝુંપડીમાં પેસી ગઇ હતી. એજ બદમાશ ફરીથી અહીં આવ્યો છે. તેણે નોકરને માર્યો છે. લેંપ પડવાથી ઘરમાં આગ લાગી છે અને તે બદમાશ પોતાને ઉઠાવીને નાસી જવા માગે છે. અહી પોતાનું કોઇ મદદગાર નથી. હાય ! શું થશે ? બધા બનાવોએ જમનાના હૃદય પર જબરો આઘાત કર્યો. એ આઘાતમાં એનો સ્વર ખુલી ગયો. તે બૂમ પાડીઃ ઉઠી "ઓ... બા...રે ! આ...વો...ઓ...ઓ !" બદમાશે તરતજ તેના મ્હોં પર હાથ દાબી દીધો. જમનાએ અછાડપછાડ કરી મૂકી. પોતાના હાથની મુકકીઓ તેના માથામાં અને ખભામાં તે મારવા લાગી બદમાશ બારી તરફ ગયો. અને જમનાના ધમપછાડાને નહીં ગણકારીને તેણે તેની સાથે જમીન પર ઠૂદકો માર્યો.

એ વખતે અચાનક મદદ આવી પહોંચી. આઠ દશ ગામડીઆઓનું એક ટોળું ત્યાંથી પસાર થતું હતું. તેઓએ આ અલમસ્ત ભીમકાય પુરુષને બારીમાંથી કૂદી પડતો જોયો. તરતજ તેઓ પ્રોફેસરના બંગલામાં દાખલ થયા અને બદમાશને પકડીને તેઓએ જમનાને તેના પાશમાંથી છુટી કરીને પોતાની સાથેના એક યુવકને સોંપી. એ બાદ ગામડીઆઓએ જમનાને પૂછ્યું: "પેલા ભડકા શેના દેખાય છે. બ્હેન, શું આગ લાગી છે ?"

જમનાએ જવાબ દીધો: "હા. એક લેંપ ઉંધો વળી ગયાથી આગ લાગી છે."

"આ બો'નને બરાબર સાચવજો. અમે આગ હોલવીએ છીએ" એમ પેલા યુવકને કહીને ગામડીઆઓ આગ બુઝાવવા દોડ્યા. દરમ્યાન તે યુવક જમના તરફ એકીટશે નિહાળી રહેતો પૂછવા લાગ્યોઃ

"આશ્ચર્ય ! યમુના ! તમે ક્યારથી બોલતાં થયાં ?"

જમના તે યુવકને જવાબ દે, એટલામાં પ્રોફેસર અને તેની પત્ની ત્યાં આવી પહોંચ્યાં. તેઓની નજર જમના અને તેની સાથેના યુવક ઉપર તેમજ બદમાશને પકડી રહેલા બે ગામડીઆઓ ઉપર ગઈ. પ્રોફેસરે યુવકને પૂછ્યું: "શું છે આ બધું ?"

યુવકે કહ્યું: "પ્રોફેસર સાહેબ, આ તમારી મૂંગી બ્હેનને-"

"હું મૂંગી નથી" રૂપેરી ઘંટડી જેવા મધૂર સ્વરથી જમના બોલી ઉઠી.

"હેં ? !" ઈન્દુમતી એકદમ જમના પાસે દોડી ગઈ અને સ્નેહથી તેને બાથ ભીડીને બોલી: "શું મારી નણદી બોલતી થઈ ? આનંદ ! આનંદ !"

"હા" જમના બોલી: "આ સજ્જન અને એમના સાથીદારોએ મને પેલા બદમાશના પંજામાંથી મૂકાવી."

ઈન્દુમતી તે યુવક તરફ જોઈ રહી. પ્રોફેસર પણ તેના તરફ જોતો રહ્યો. "મહાશય, હું તમારો આભારી છું."

"તમે એમને ન ઓળખ્યા, ભાઈ ?" જમના બોલી: "એ તો અનિરૂદ્ધરાય છે."

"હેં ! અનિરૂદ્ધભાઈ ? અહોહો, બિલ્કુલ ઓળખાતા નથી ! ક્યાં તમારૂં માંદલું શરીર અને ક્યાં હમણાંનું તમારૂં અલમસ્ત શરીર !"

એ યુવક કે જે અનિરૂદ્ધ હતો, તેણે કહ્યું: "તમારા તરફનાં ગામડાંઓનો એ પ્રતાપ છે."

"તમે ત્યારના અહીંજ રહેલા છો ?" પ્રોફેસરે પૂછ્યું.

"હા. તમારે ત્યાંથી ગયા પછી હું કૃષ્ણપુર નામના ગામડામાં રહું છું."

એટલામાં આગ બુઝાવીને ગામડીઆઓ પાછા આવી લાગ્યા. તેમાંના એકે કહ્યું: "આગ બહુ ફેલાઈ ન હતી. એ એકજ ઓરડામાં લાગી હતી. અમે તે બુઝાવી નાંખી છે; પણ ત્યાં કોઈકનું મડદું પડયું છે !"

"એ અમારા નોકરનું છે" જમનાએ કહ્યું: "પેલા લુચ્ચાએ તેને છરો માર્યો છે."

પ્રોફેસરે અનિરૂદ્ધને ઘરમાં આવવા નિમંત્રણ કર્યું અને તે અને ગામડીઆઓ અંદર ગયા. બદમાશને પણ અંદર લઈ જવામાં આવ્યો. તેઓએ નોકરનું શબ જોયું, "બિચારો ! ખૂબ લોહી વહી ગયું; પ્રાણ થઈ ગયો છે," પ્રોફેસરે કહ્યું.

અનિરૂદ્ધે શાન્તિપૂર્વક પેલા બદમાશને પ્રશ્ન કર્યો: "તેં એનું ખૂન કર્યું છે, ભાઇ? શી માટે એ બિચારા નિર્દોષનો જીવ તારે લેવો પડયો? અરેરે, આવું ઘાતકી કામ! તને લગીરે દયા ન આવી?"

"યાદ રાખજે; તને પોલિસને સોંપી દેવામાં આવશે" પ્રોફેસરે અધવચ્ચ તે બદમાશને દાટી દીધી.

અનિરૂદ્ધે પ્રોફેસર તરફ જોઇને કહ્યું: "પોલિસને સોંપ્યાથી મરનારના દેહમાં જીવ નહીં આવે. આ બીજો જીવ દુનિયામાંથી નાશ પામશે અને દુનિયાની કંઇક પણ સેવા કરતો અટકી જશે. જો તે પશ્ચાતાપ કરતો હોય અને હવે પછી ચોરી લુંટફાટ વગેરે નહીં કરવા પ્રતિજ્ઞા લેતો હોય તો એનું જીવન મારા ભાઇઓ સુધારશે."

બાદ તેણે બદમાશને પૂછ્યું "કહે ભાઇ, તને આ ખૂન કરતાં જરાકે દયા ન ઉપજી? જેવો તારામાં આત્મા છે તેવોજ તેના દેહમાં હતો. જેવી તને જગત પર મમતા છે, તેવી તેને હતી. જેવી તને આશાઓ હશે, તેવીજ તેને હતી. શા માટે એના દેહ રૂપી ઝાડને તેં અચાનક કાપી નાંખ્યું? કોઇનું આયુષ્ય ટુંકું કરવાનો અધિકાર શ્રી પરમાત્માનો છે. અખિલ જગતનો એ પિતા જેમ કોઇને મારી શકે છે તેમ જીવાડી પણ શકે છે. ઇશ્વરનો એક અધિકાર તો, ભાઇ, તેં ઝડપી લીધો! શું બીજો અધિકાર તારામાં છે? હું તારે ચરણે પડીને માગી લઉં છું કે-જો મરેલાંને જીવાડવાનો અધિકાર તારામાં હોય,-શક્તિ તારામાં હોય, તો કૃપા કરીને આ મરેલાને જીવતો કર."

અનિરૂદ્ધના વેણુ સાંભળીને એ અલમસ્ત માણુસ ગળગળો થઇ ગયો. તે બોલ્યો: "મારી ભૂલ થઇ. હવસ અને પાપી પેટ એ બે કારણોને લીધે હું આ ખરાબ માર્ગે દોરાયો. હવેથી કદી એ રસ્તે નહીં જાઉં."

"મારા પ્રશ્નનો જવાબ તેં ન દીધો. ઇશ્વરની શક્તિ—"

"મહેરબાન, ખુદાનું પાક નામ મારા મ્હોં પર લેવા પણ હું લાયક નથી."

અનિરૂદ્ધે તેને બેસાડયો અને તેની હકીકત કહેવા જણાવ્યું. તેણે જે હકીકત કહી તેનો સાર એ હતો કે-તે એક ગુન્હેગાર હતો. ચોરીઓ કરીને જ જીવતો હતો. જેલમાં લગભગ ૭ સાત વખત જઇ આવેલો હતો. તેણે ૭ સાત મહિના પર જમનાને એક-વાર આ બંગલામાંથી નીકળતી જોઇ, ત્યારે તેની સાથેના બાળકના

શરીરે ઘરેણાં હતાં. એ જોઇને તેમજ જમના તરફ ખરાબ નજરથી તે તેની પાછળ પડયો હતો. કમનસિબે ગામડીઆઓ સાથેની તકરારમાં તે બાળકનું મોત થયું. આ પછી તે મરણતોલ ઘવાયલી હાલતમાં આગ્રે ગયો હતો. ત્યાં એકાદ મહિનામાં સાજો થતાં ફરીથી ચોરી કરવાથી જેલમાં ગયો હતો. જેલમાંથી છુટયા બાદ આ બંગલો એકાન્તમાં હોવાથી તેમાંથી ઠીક માલમલિદો મળશે, એવી આશાથી તે ચોરી માટે આવેલો. તે નોકરની નજરે પડયો. નોકર સાથે તકરાર થતાં તેણે તેને ઘાયલ કર્યો. પછી રકઝક દરમ્યાન નોકરનું મોત થયું. જમનાને તે ઉઠાવી જતો હતો તે દરમ્યાન ગામડીઆઓએ તેને પકડી પાડયો.

અનિરૂદ્ધે પૂછ્યુંઃ "હવે તારી શી ઇચ્છા છે? હજી કોઇનાં ખૂન કરવાં છે? જો તું ખૂન કરીને ધરાયો નહોય તો તારા હૃદયના ઉકળાટની શાન્તિ માટે મારૂં ખૂન કર. હું તૈયાર છું"

"નહીં સાહેબ, કદાપિ હવે ચોરી નહીં કરૂં; ખૂન નહીં કરૂં."

"તો જીવીશ શા ઉપર?"

"કોઇની નોકરી કરીને."

"તને કોણ નોકરી આપશે? તારાં લક્ષણ જો. સ્ત્રીઓ પર તું ખરાબ નજર નાંખે છે; પૈસાદારોના પૈસા જોઇ તારી દાનત બગડે છે; તારી સામે થનારાઓનાં તું ખૂન કરે છે. વિકાળ વાઘ જેવા તને હિંસકને કોણ નોકરીએ રાખે? તારા પર કોનો ઇતબાર બેસે?"

તે અનિરૂદ્ધના પગ ઝાલીને બોલ્યોઃ "ખુદાના કસમ લઇને કહું છું કે-હવે હું નેક રાહ પર જીવન ગાળવા તૈયાર છું."

અનિરૂદ્ધે ઘડીભર વિચાર કર્યો અને પ્રોફેસરને કહ્યુંઃ "આ નોકરના શબ આગળ ઘીનો દીવો કરાવો." ઘીનો દીવો કરાવ્યામાં આવ્યા બાદ અનિરૂદ્ધે તે બદમાશને કહ્યુંઃ "માણસનું શબ દરેક ધર્મમાં પવિત્ર ગણાય છે. તેની આગળ લીધેલા સોગંદ પવિત્ર ગણાય છે. આ દીવો અને આ શબ એ બેના સાક્ષીમાં અહીં તું સોગંદ લે કે, તારૂં જીવન તું પ્રમાણિકપણે ગાળીશ તથા સ્વપ્ને પણ હિંસા નહીં કરે."

તે માણસ નોકરના શબ પાસે ગયો. ઘુંટણીએ બેસીને તેણે પોતાનું મસ્તક તે નોકરના શબને નમાવ્યું અને પછી ઉંચે આકાશ તરફ જોઇને તે બોલ્યોઃ "અય પાક પરવરદિગાર, તને હાજરનાજર જાણીને હું કસમ ખાઉં છું કે-કદાપિ ચોરી લુંટફાટ કે ખુન નહીં કરૂં અને બદીને રાહે નહીં જતાં નેકીને રાહે જઇશ."

"આવો, મિત્રો," અનિરૂદ્ધે પોતાના સાથીદાર ગામડીઆઓને કહ્યું: "ભવપંથમાં ભૂલો પડેલો, આડે માર્ગે ફંટાઇ ગયેલો, આ જીવાત્મા યોગ્ય રસ્તા ઉપર આવ્યો છે તેનો પશ્ચાત્તાપ જોઇ, પ્રભુ તેને મદદગાર થાય તે માટે આપણે તે પરમ દયાળુ પરમાત્માનું ભજન કરીએ."

પ્રોફેસરનું મકાન ગામડીઆઓનાં ભજનથી ગાજી રહ્યું. તેઓ પાસે ઢોલક, મંજીરા, છમછમીઆં વગેરે હતું. તે વગાડતાં વગાડતાં તેઓ ભજનમાં તલ્લીન થઇ ગયા.

પ્રોફેસર, ઇન્દુમતી અને જમના તાજુબીથી જોઇ રહ્યાં કે અનિરૂદ્ધ આ ભજન દરમ્યાન અત્યંત ઉત્સાહથી ગાતો હતો. આ ત્રણમાંથી જમનાના હૃદય પર અનિરૂદ્ધ માટે ભાવભર્યો ઉમળકો ધાઇ આવ્યો. ભજન પૂરૂં થતાં અનિરૂદ્ધે તે બદમાશને કહ્યું: "તને અમારા ગામડામાં લઇ જઇશું. રહેવા માટે ઝુંપડું આપીશું. ખેતરમાં મહેનત મજુરી કરજે. તને રોટલો ને છાશ આપીશું. નેક જીવન ગાળજે. તારા જાતિભાઇઓ પણ અમારે ત્યાં વસે છે. તારી પ્રમાણિક જીવનગુજારી પછી જો તારૂં ભાગ્ય હશે તો તારી કોઇ સાથીદારણ તને મળી રહેશે અને કદાપિ ન મળે તોપણ નિશ્ચિંતપણે તું તારૂં નીતિમય જીવન ગાળી પ્રભુભક્તિથી પરભવનું ભાથું બાંધી શકીશ. પ્રોફેસર સાહેબ, હવે અમે જઇશું."

"અનુભાઇ" ઇન્દુમતી બોલી: "તમે તો આજે અમને ચક્ક કરી નાંખ્યા છે. થોડા દહાડા અહીં રોકાઇ જાઓ. સારે નસિબે જમના બોલતી થઇ એટલે તમને અહીં ગમશે; અને તમારી ઉદાત્ત ભાવનાઓનો અમને લાભ મળશે."

"આજ તો નહીં" અનિરૂદ્ધે કહ્યું: "પુન: હું કોઇવાર આવીશ."

અનિરૂદ્ધ પોતાના સાથીદારો તરફ જોઇને બોલ્યો: "ભાઇઓ, આપણે આગ્રે તાજમહાલ જોવા જતા હતા ત્યાંથી અચાનક આ સેવામાં જોડાવું પડ્યું એટલે આજ આપણે આગ્રે જવાનો વિચાર મોકુફ રાખીશું. ફરી કોઇવાર ઇશ્વરેચ્છા હશે તો, નીકળી પડીશું. હવે તો ચાલો આપણે ગામ."

અનિરૂદ્ધ અને તેના સાથીદારો બદમાશને લઇને ભજનો ગાતા ગાતા વિદાય થયા.

જમનાએ એ દશ્ય નિહાળીને ઇન્દુમતીને કહ્યું: "ભાભી, કેવો સુન્દર પુરુષ ! કેવો મહાન્ આત્મા !"

ઇન્દુમતી હસી અને બોલી: "નણદી, તું એનું અર્ધાંગ થવા ભાગ્યશાળી થઇશ !"

---

## પ્રકરણ ૩૩ મું.

## પ્રેમીઓની તપશ્ચર્યા.

तपसैव परं ज्योर्तिभगन्वतमधोक्षजम् ।
सर्व भूतगुहावास मञ्जसा विन्दते तपम् ॥
तपो मूलमिदं सर्वं दैवमानुषकं सुखम्
तपोमध्यं बुद्धैः प्रोक्तं तपोऽन्तं वेदवर्शिभिः ॥
तपो मे हृदयं साक्षात् आत्माहं तपसोऽनघ ।
बिभर्ति तपसा विश्वं वीर्यं मे दुश्चरं तपः ॥

**ભાવાર્થ**:—તપ વડેજ પરમ જ્યોતિરૂપ, ઇન્દ્રિઓથી પર, સર્વ ભૂતનાં હૃદયમાં રહેલા ભગવાનને મનુષ્ય સહેલાઇથી પ્રાપ્ત કરી શકે છે.

સર્વ દૈવી અને માનુષી સુખ તપમાંથી ઉત્પન્ન થાય છે; તપથી સ્થિતિમાં રહે છે અને તપમાંજ પરિણામને પામે છે, એમ વેદ જાણનારાઓ કહે છે.

કૃષ્ણ ભગવાન અર્જુનને કહે છે કે: તપ એ મારૂં સાક્ષાત હૃદય છે. હે નિષ્પાપ ઉદ્ધવ, હું તપનો આત્મા છું, તપ વડે હું વિશ્વને ધારણ કરૂં છું અને કઠિન તપ એ મારી શક્તિ છે.

---

"તારો આ નિર્ણય ઘણો ભયંકર છે."

"હા. તે એવો છે ખરો; પણ એ સિવાય બીજો કોઇ નિર્ણય કરી શકાય તેમ નથી. દુઃખ વિના સુખ નથી. તપ વિના સિદ્ધિ નથી. ધ્રુવે તપ કર્યું તો રાજપદ પામ્યો. વિશ્વામિત્ર તપ તપ્યા તો બ્રહ્મર્ષિ થયા. આપણે ઉપવાસ કરીશું તો કાં તો આપણું લગ્ન થશે અથવા તો સ્વર્ગમાં મળીને પરમ પિતાની છાયા નીચે આપણા આત્માઓનું ચિરકાળનું જોડાણ કરી શકીશું."

"પ્રિય ગોકુલ, તારી ભાવનાઓ સુન્દર છે; પણ હું કહું છું તેવા સરળ ઉપાયથી આપણે આલોકનું સુખ કેમ ન મેળવવું, એ હું નથી સમજી શકતી."

"ગોદાવરી, તારી સૂચના જગતની નજરે ગેરવ્યાજબી છે. તારા કહેવા મુજબ આપણે નાસી જઇએ અને છુપાં લગ્ન કરી દઇએ તોપણ તેથી સુખ નથી મળવાનું. તું સગીર હોવાથી મેં તારૂં હરણ કર્યું એ આરોપસર મને પકડાવીને તારો પિતા જેલમાં પુરાવી શકે; એટલુંજ નહીં પણ અદાલત મારફત તારૂં લગ્ન બીજે ક્યાંક કરી શકે."

"હું ના પાડું તોપણ ? જગતમાં સૌ કોઇને તારા સિવાય હું ભાઈ–બાપ કહું છું તોપણ ?"

"અદાલત એ સ્થિતિમાં કદાચ તેને કુંવારી કહેવા દે અને તું વયમાં આવે ત્યાં સુધી થોભવા દે. પણ અત્યારની તકનું શું ? નવ દિવસ પછી તારૂં લગ્ન ફરજીઆત થઈ જશે. તે અટકાવવા આપણે કોઇ નિર્મળ ઉપાય લેવો જોઇએ. જગત આપણા તરફ ધિઃક્કારની નજરે જુએ એવો ઉપાય મને પસંદ નથી. નાસવાનો ઉપાય એવો છે. શા માટે બેધડક આપણને જે લાગે તે આપણે કહી દેવું નહીં ? સત્યનો માર્ગજ અંતે શ્રેયસ્કર થશે."

ગોદાવરી વિચારમાં પડી. વાચકની માહિતી ખાતર અમે જણાવીશું કે, મુંબાઇમાં બાણુલનાથ મહાદેવના મંદિરનાં પગથીઆં ઉપર ગોકુલ અને ગોદાવરી વચ્ચે આ વાતચીત થાય છે. ગત પ્રકરણના બનાવ પછી ચાર મહિના બાદ તે બેના જીવનમાં મુશ્કેલી-ભર્યો પ્રશ્ન ઉપસ્થિત થયો છે. ગોપાળરાય આગ્રેથી વિદાય થયા ત્યાર પહેલાં થોડાક દિવસ અગાઉ ગોકુલ ત્યાંથી પ્રોફેસરના સમજાવવાથી વિદાય થયો હતો. પ્રોફેસરે તેને આશ્વાસન આપ્યું હતું કે–ગોપાળરાયે તારા ઉપકારો નિહાળીને તારી સાથે અધકચરૂં સમાધાન મારી વિનતીથી કરીને તને મારા ઘરમાંથી કાઢી મૂકયો નથી. તેઓ આટલી પણ વિનમ્રતા ધારણ કરી શકયા છે તો તેમને વધુ વિનમ્ર બનાવી શકાશે. તું હાલતુર્ત મુંબાઇ જા અને કાંઇ ધાંધલ કરતો નહિ. હું તેમને સમજાવીશ અને તારૂં લગ્ન ગોદાવરી સાથે થાય એવો યત્ન કરીશ."

આ આશ્વાસન પછી ગોકુલ મુંબાઈ આવીને પોતાની શાળામાં અધ્યાપક તરીકે નિયમિત કાર્ય કરતો હતો. ચાર માસનો વખત વહી જવા પછી અચાનક માગશર વદ ૧૩ ને દિવસે ગોકુલના સાંભળવામાં આવ્યું કે–ગોદાવરીનું લગ્ન રાવબહાદુર વિદ્યાચતુરરાયના પુત્ર સુન્દરરાય સાથે પોષ સુદિ નવમીને દિવસે નિર્ધાર્યું છે. પ્રોફેસરના યત્નો અફળ નીવડયા હોવા જોઇએ એવું તેણે મનમાં નક્કી કરી લીધું. "પારકી આશ–સદા નિરાશ." એ સૂત્રાનુસાર તેણે જાતિ પ્રયત્ન કરવા નિર્ણય કર્યો. તે રાવબહાદુરને ત્યાં ગયો. રાવ બહાદુર સાથેની વાતચીતમાં તેને માલુમ પડયું કે રાવબહાદુરના કુટુંબી માટે પસંદ થયેલી કન્યાનું વેવિશાળ કદાપિ ફોક થાય નહીં એમ તેઓ ખુલ્લું કહે છે. ગોદાવરી સુન્દરરાયને 'ભાઇ' તરીકે ગણે છે. એ વાત ગોકુળે કહી ત્યારે વિદ્યાચતુરાયે તે હસી કાઢીને જણાવ્યું કે–એમ તો નાનાં છોકરાં નાનપણમાં વરવહુની રમતો

રમે છે; માટે તે કાંઇ ખરેખર તેમના જીવનમાં વરવહુ થાય છે? ગોદાવરીની પ્રતિજ્ઞા એક નાદાન બાળકી જેવી ગણાય. એને મોટું મહત્વ અપવું હોય નહીં.

ગોકુલે રાવબહાદુરને પડતો મૂક્યો. તે તેના યુવાન પુત્ર સુન્દરરાયને મળ્યો. સુન્દરરાયે ગોકુળ તરફ દિલસોજી બતાવી; પણ તે સાથે જણાવ્યું કે–" લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મોઢું ધોવા જવું" એમ હું કરી શકું નહીં. અત્યારે હું ગોદાવરી સાથે લગ્નની ના પાડું તો પછી ભવિષ્યમાં મને કોઇ કન્યા દે નહીં. 'હું તો બધાને ના પાડું છું' એમ મારા માટે કહેવાય. છતાં એક રસ્તો છે. કોઇ ખાનદાન, રૂપવાન અને ગુણવાન બીજી કન્યા મારા માટે લાવી આપો. મારા પિતાને સમજાવીને હું ગોદાવરી સાથેનું મારૂં લગ્ન અટકાવીશ."

"તમે પોતે કોઇ કન્યા શોધી ન શકો?"

"મારે એવું કરવાની શી જરૂર? મને તો જે મળશે તે 'સવાવીશ' એમ જ હું ગણી લઇશ."

ગોકુલ તેની પાસેથી વિદાય થયો. સુન્દરરાયની શરત મુજબ તેનાં લગનના 'દલાલ' થવાની ગોકુલને વૃત્તિ થઇ નહીં. તેણે આ બે સાથેની વાતચીત પછી પોતાની જાતે કાંઇ કરવું એવો નિરધાર કર્યો અને આખરે પોતાના સિદ્ધાંતને અમલમાં મૂકવા તેણે ઠરાવ્યું. હિન્દુ સમાજમાં લાગણીપ્રધાન જીવો માટે સ્થાન નથી અને માબાપો પોતાનાં સંતાનનાં લગ્નની મુનસફી પોતાને હસ્તકજ રાખવા માગે છે, એ જોઇને તેણે હિન્દુસમાજની રૂઢિ–વેદીપર બલિદાન થવું બહેતર લેખ્યું. આલોકના સુખી જીવનને તેણે તિલાંજલી આપી. ગોકુલ ગોદાવરીને પોતાના નિર્ણયથી વાકેફ કરવા લાગ શોધતો હતો. દરમ્યાન અચાનક બાબુલનાથના મંદિરે તે તેનાં માબાપ સાથે દર્શન કરવા આવેલી તેના જોવામાં આવી. તે તેને મળ્યો. તેણે તેને જણાવી દીધું કે–આપણું લગ્ન ન થાય તો ઉપવાસ આદરીને ફના થવું એવું મેં ઠરાવ્યું છે.

ગોદાવરીએ નાસી જવા અને છુપાં લગ્ન કરવા જણાવ્યું. એ પછી તે બન્ને વચ્ચે થયેલા વાતચીત આ પ્રકરણની શરૂઆતમાં આપી છે.

નાસી જવાનો અને છુપાં લગ્ન કરવાનો વિચાર ગોકુલને રૂચ્યો નહીં અને તેણે જગતની નામોશીનો તથા પોતાને જેલ મળવાનો ભય બતાવ્યો એ ઉપરથી ગોદાવરી વિચારમાં પડી ગઇ. જગતની પરવા ન કરવી જોઇએ એવો તેનો અભિપ્રાય હતો. આ મુદ્દો

ગોકુલના મનમાં ઠસાવવા તેણે તેને પૂછ્યું: "ગોકુલ, તું કહે છે કે જગત ધિઃક્કારે એવું કરવા તારૂં મન ના પાડે છે; પણ તું મારો શિક્ષક અને હું તારી શિષ્યા. આપણે બે પરણીએ એવા તારા આગ્રહથી જગત તને ધિઃક્કારતું નથી શું?"

ગોકુલ હસ્યો અને બોલ્યો: "ઠીક થયું કે, તેં આ મુદ્દો છેડયો. જે દિવસથી મેં તને ભણાવવા આવવું શરૂ કર્યું તેજ દિવસથી –જે પહેલી પળે આપણું મિલન થયું તે પળથી–મારા મનનો ભાવ તારા પ્રત્યે શિષ્યા તરીકે રહ્યો નથી. મેં તને મારી હૃદયેશ્વરી જ ગણી છે. તને મેં શું શીખવાડયું છે? શાળામાં ચાલતી ચોપડીઓ-માંથી એક અક્ષર પણ મેં તને શીખવ્યો નથી કેવળ પ્રેમના પાઠ જ શીખવ્યા છે. તારો પ્રેમ-પ્રવાહ મારા તરફ ઢળે એવાજ યત્નો મેં કર્યા છે. તારા પિતાએ એકવાર મને ઓચિંતો પ્રેમ-પાઠ શીખવતો પકડી પાડયો હતો, એ તને યાદ હશે. જો તું મારી શાળામાં ભણતી હોત અને હું તને ચાલુ પાઠ ભણાવતો હોત તો તે દાખલામાં, બેશક, તારી સાથે પ્રેમમાં પડવું મારે માટે અયોગ્ય ગણાત. મને એ સંજો-ગમાં તારી સાથે પ્રેમમાં પડવાનો અધિકાર નહતો."

"ગોકુલ, તારા મનની લાગણી શિક્ષક તરીકે નહતી પણ દુનિયાએ તો તને મારો શિક્ષક ગણ્યો છે ને?"

"દુનિયાને કયાં ખબર છે કે, શિક્ષક તરીકે મેં પગાર પણ લીધો નથી! તારા પિતાએ મને 'ગરીબ' કહીને પગાર આપવા માંડેલો ત્યારે મેં અપમાન ગણીને તે નથી લીધો. સુભાગ્યે એથી મેં મારાપર મ્હેણું આવતું અટકાવ્યું છે. કિયું મ્હેણું? તને અપાયલા કહેવાતા 'શિક્ષણ'નો બદલો લીધાનું મ્હેણું! વસ્તુતઃ મેં તને આપેલું શિક્ષણ હૃદયનું શિક્ષણ હતું-પ્રેમનું શિક્ષણ હતું; જેનો મેં લગીરે બદલો લીધો નહીં, એ ઘણું સારૂં થયું, એમ હવે મને લાગે છે."

ગોદાવરી પુનઃ વિચારમાં પડી. ગોકુલે કહ્યું: "માનસિક લાગણી પ્રેમ–પ્રદેશમાં મહત્ત્વની છે. એક ગેરવ્યાજબી કામમાં હમેશાં માણસનો મનોદેવના વિરોધ ઉઠાવે છે. મેં તારી ચાહના કરી તેમાં તેવું બન્યું નથી. જેમ મારા મનોદેવતાએ વિરોધ નથી કર્યો તેમ તારા અંતરાત્માએ પણ વિરોધ નથી કર્યો. તું મારા પ્રેમ–પ્રવાહમાં આનંદથી તણાઈ અને આપણે બેએ મનોમન અને હૃદયેહૃદય એકત્ર કર્યા છે. હવે એ હૃદય એકત્ર રાખવા માટે જ આપણો યત્ન છે. પ્રભુ તેમાં નારાજ નથી તેનું એકજ તાત્કાલિક કારણ હું તને આપું. તને બે દિવસથી મળવા હું લાગ શોધતો હતો. અચાનક તારો ને મારો આજ મેળાપ થયો. કહે, એમાં શું ઐશ્વરી સંકેત નથી?"

"હા. એ ઐશ્વરી સંકેત કહી શકાય."

"ઉપરાંત મેં ઉપવાસનો માર્ગ સૂચવ્યો છે, એ પણ ઐશ્વરી સંકેત છે. હું તારો શુદ્ધ પ્રેમી છું અને ગુરૂ નથી એનો પુરાવો મારા ઉપવાસથી-મારા તપથી-હું આપીશ. જો ઈશ્વરને એમ રૂચતું હશે કે-આ જગતમાં આપણે બે સદેહે એક થઇએ તો તે પરમ-કૃપાળુ પિતા મારા તપથી આસપાસનાં સર્વ વિઘ્નો દૂર કરશે અને સૌનાં હૃદય મારા પ્રત્યે અનુરાગી બનાવશે. બસ. તને ચાહે તે તું કરજે. હું તો મારા નિશ્ચયમાં દૃઢ છું. આવતી કાલથી મારા ઉપવાસ શરૂ થશે."

આમ કહી ગોકુલ પગથીઆં ઉતરવા લાગ્યો. ગોદાવરી તેને કાંઈક કહેવા ગઈ; પણ ગોકુળે આંગળીની ઇશારતથી પાછળ નજર કરવા તેને જણાવ્યું અને તે ચાલ્યો ગયો.

ગોદાવરીએ પાછળ જોયું તો તેનાં માતાપિતા મંદિરમાંથી બહાર આવતાં હતાં. જાણે કાંઈ બન્યું જ નથી તેમ ગોદાવરી ઉભી રહી; અને તેઓ આવ્યાં એટલે તેમની સાથે ઘેર ગઈ.

ગોદાવરીએ આખી રાત વિચારમાં ગાળી. બીજા દિવસનુ પ્રભાત થતાં તે કૃતનિશ્ચયી બની. પોતાના પ્રેમીનો માર્ગ એજ પોતાનો માર્ગ—ચાહે તો લગ્ન થાય યા તો મોત થાય પણ ઉપવાસથી ચળવું નહીં—એવું તેણે પોતાના મનમાં નક્કી કરી લીધું.

ગોદાવરીએ સહવારમાં ચ્હા ન પીધી અને કારણ જણાવ્યું કે-તબિયત સારી નથી. બપોરે જમવાનો વખત થતાં તેણે એજ બહાનું કાઢીને ભોજન લીધું નહીં. એ વખતે તો તેના ઘરમાં કોઇને કશો શક ઉપજ્યો નહીં અને તેનું બહાનું નભ્યું; પણ રાત્રે જ્યારે તેણે જમવા ના પાડી ત્યારે તેની માતાએ પૂછ્યું: "પણ તારી તબિયતમાં એવો તે કેવો બગાડો થયો છે કે-જમવાની ના પડે છે?" ગોપાળરાયે ગોદાવરીને બદલે જવાબ દીધો: "ન ખાય તેમાં ઘણું સારૂં. અપવાસથી તબિયત ઘણી સારી થાય. આવતી કાલે એનો ભાઇ, ભાભી, બહેન બધાં આવશે તેમની સાથે પેટ ભરીને જમશે." ઉપવાસનો પ્રથમ દિન આ રીતે વત્યો. બીજે દિવસે પ્રભાતમાં યુવક અને યુવતી સેના ગોપાળરાયના ઘર આગળથી સરઘસ રૂપે પસાર થઈ. એ સેના અવાક્ નહતી; પણ નીચે મુજબ પ્રશ્નોત્તરોમાં ગર્જના કરતી હતી:—

**નર્દય ને હત્યારો કોણ?**

**—નિષ્ઠુર દંભી હિંદુસમાજ!**

**દેવોથી શાપિત છે કોણ?**

**—પાપી પોકળ હિંદુ સમાજ!**

કઠોરતાનાં શાજ્યો ક્યાં ?
—જાલિમ હિંદુ કુટુંબોમાં !
સભ્ય જગતનું લાંછન ક્યાં ?
—અશિષ્ટ હિન્દુ જાતિમાં !
ગુલામ રૂઢિના દીસે ક્યાં ?
—મૂઢ મૂરખ હિંદુ જનમાં !
પાશવતાનાં બંધન ક્યાં ?
—સિતમગાર હિંદુ જનમાં !
કંઈક કજોડાં પરણે ક્યાં ?
—જાલિમ હિન્દુ જાતિમાં !
ઉપવાસીનાં સૂત્યુ ક્યાં ?
—જાલિમ હિન્દુ જાતિમાં !

સુધારકોનાં ઘેલાં પ્રચારકાર્યો જેવું આ એક પ્રચારકાર્ય હશે એમ ગોપાળરાયે આ સરઘસ જોઇને માન્યું. પણ જ્યારે ‘ગુર્જર વિજય’ પત્ર તેમને ત્યાં આવ્યું ત્યારે તેમાંના લખાણથી તેઓ ચોંક્યા. તે લખાણનો અર્થ એવો થતો હતો કે–સુન્દરરાય સાથે ગોદાવરીનું લગ્ન તેની ઇચ્છા ઉપરાંત કરાવવામાં આવનાર હોવાથી તેની સામેના વિરોધ તરીકે ગોકુળે અને ગોદાવરીએ પોતપોતાને ઘેર ઉપવાસ આદર્યા છે. ઉપવાસનો પહેલો દિવસ ફત્તેહમંદ રીતે પસાર થયો છે.

ગોદાવરીને આ ઉપરથી ગોપાળરાયે પૂછપરછ કરતાં તેણે તે લખાણ ખરૂં હોવાનું જણાવ્યું. “એમ ? ત્યારે તું અપવાસથી અમને દમદાટી દેવા માગે છે ?” ગોપાળરાયે કહ્યું: “જોઉં છું કે–તું કેટલા દહાડા ભૂખી રહે છે ! ”

ગોપાળરાયને ત્યાં ફક્ત ગોદાવરીનું જ લગ્ન નથી. જમનાનું લગ્ન પણ છે. એ લગ્ન અનિરૂદ્ધ સાથે થનાર છે. પ્રોફેસરનો અને અને અનિરૂદ્ધનો મેળાપ ચાર માસ ઉપર તેના બંગલામાં થયો ત્યારે જમના બોલતી થઇ હતી. એ પછી પ્રોફેસરે એ બિના ગોપાળરાયને લખી જણાવ્યાથી તેમણે મોહનરાયને પંજાબમાંનાં તેમનાં ગામડાંમાં આજીજીવતાભર્યો પત્ર લખીને જણાવ્યું હતું કે–હવે મારી પુત્રી જમના બોલતી થઇ છે; અને તેનામાં કશું દૂષણ નથી તો આપે અનિરૂદ્ધરાયનું લગ્ન તેની સાથે કરવા મંજુરી આપવી અને આપ બન્ને પિતા–પુત્રે પરસ્પર અણુરાગ તજી દઇને એકત્ર થવા કૃપા કરવી. પ્રોફેસરે અનિરૂદ્ધના જીવન વિષે અને તેના ઉદાત્ત વિચારો વિષે જે વર્ણન લખ્યું હતું તે ગોપાળરાયે મોહનરાયપર

લખી જણાવ્યું હતું. કડકમિજાજી પિતા તે ઉપરથી દ્રવ્યો હતો. પુત્ર-વિરહ એનાથી સહન થતો ન હતો એટલે તેણે અનિરૂદ્ધ અને જમનાનાં લગ્નને સંમતિ આપી હતી. પ્રોફેસરને એ વાત ગોપાળરાયે લખી જણાવ્યાથી તે અનિરૂદ્ધના વસવાટના કૃષ્ણપુર ગામમાં ઈન્દુમતી અને જમના સાથે ગયો હતો અને વાત વાતમાંથી જમનાના લગ્નની અને તેમાં મોહનરાયની સંપૂર્ણ સંમતિની વાત કહી દીધી હતી. પિતા દ્રવ્યા છે એવું જોઇને અનિરૂદ્ધે લગ્નની હા પાડી હતી.

પ્રોફેસરે એ વાત ગોપાળરાયને લખી જણાવ્યાથી તે એનું લગ્ન નક્કી કર્યું હતું. જમના અને અનિરૂદ્ધનું લગ્ન કોઇ જાતના વિઘ્ન વિના કર્યું પણ ગોદાવરીને લગતી ચિન્તા દૂર થઇ નહીં. ગોપાળરાયે ગોકુળના ઉપકારો કબૂલ કર્યા પણ સુન્દરરાય સાથેનું વેવિશાળ રદ્દ કરીને ગોદાવરીને ગોકુળ સાથે પરણાવવા ના પાડી. ગોકુળને ઉપકારોના બદલામાં નાણાં જોઇતા હોય તો લે; પણ મારી પુત્રીનો હાથ એને ન જ આપું એવી હઠે ગોપાળરાય ચઢયો. પ્રોફેસરે કાંઇ ઉપાય નિહાળ્યો નહીં એટલે તે ચૂપ રહ્યો.

ગોદાવરીના ઉપવાસના બીજા દિવસે, તે, ઈન્દુમતી અને જમના સાથે મુંબાઇ આવી પહોંચ્યો. લગ્નને હવે સાત દિવસ બાકી હતા. અનિરૂદ્ધ હજી આવ્યો ન હતો. તે બે ત્રણ દિવસમાં કૃષ્ણપુર ગામના થોડાક ગામડીઆઓ સાથે આવી પહોંચનાર હતો. મોહનરાય અને ગુરૂ શ્રીધરશર્મા પણ તેની સાથે આવનાર છે. તેઓ બન્ને અત્યારે અનિરૂદ્ધ સાથે છે. કાશ્મીર ખાતે ગુરૂદેવને પત્ર લખીને મોહનરાયે પંજાબમાંના પોતાના ગામડામાં બોલાવ્યા હતા; અને ત્યાંથી એકઠા થઇને તેઓ બન્ને જણ અનિરૂદ્ધના ગામમાં ગયા હતા. પુત્રનું ત્યાંનું દૈનિક જીવન જોઇને પિતા અને ગુરૂ ઘણાજ ખુશી થઇ ગયા હતા. અનિરૂદ્ધ હમેશાં પ્રાતઃકાળમાં ચાર વાગે ઉઠતો અને બ્રાહ્મણ જાતિને લગતા આચાર પૂર્ણાંશે પાળતો. તે લગભગ એક કલાક પૂજાપાત્રીમાં ગાળતો અને પછી પોતાને માટે પોતાના હાથે રસોઈ પકાવતો. તે કાર્ય પૂર્ણ કરીને તે ખેતરમાં જતો અને મજુરી કરતો. બાર કે એક વાગે પાછો આવીને જમી લેતો અને ફરીથી પાછો ખેતરમાં જતો. સાંયકાળે ઘેર આવતો. ફરીથી રસોઇ પકાવતો અને જમ્યા પછી લગભગ એક કલાક તે રેંટીઓ કાંતતો. તે પછી ગામનાં છોકરાંને એક કલાક ભણાવતો. તે પછી તે ભજન મંડળમાં જતો, જ્યાં શરૂઆતમાં તેને ફાળે ગામના ખેડુતોના ઝઘડા પતવવાનું કામ આવતું. તે તકરારો શમાવતો; યોગ્ય લાગે તો ઉપદેશ દેતો

અને પછી સૌ સાથે ભજન કરતો. ગામના લોકોનો તેનાપર અથાગ પ્રેમ હતો. સ્ત્રીઓ તેને ભાઈ તરીકે પૂજતી. બાળકો તેને ગુરૂ તરીકે ગણતાં. ગામમાં કોઇ એવું ન હતું કે-જે અનિરૂદ્ધને ચ્હાતું ન હોય. આવા પ્રકારનું અનિરૂદ્ધનું જીવન જોઇને મોહનરાય અને ગુરૂ શ્રીધરશર્મા કૃષ્ણપુર રહ્યા છે. તેઓ અનિરૂદ્ધની સાથે જ મુંબાઈ આવનાર છે.

પ્રોફેસર, ઈન્દુમતી અને જમના મુંબઇ આવ્યાં ત્યારે ગોદાવરીએ ઉપવાસ આદર્યો છે એવું જાણીને તેમને અપાર ખેદ થયો; તેજ સાંજે યુવક-યુવતી સેનાની ગર્જના તેઓએ રસ્તામાં સાંભળી; ગોકુલે પણ ઉપવાસ આદર્યો છે એવું સાંભળ્યું. ત્રણે જણનાં મન વધુ કલુષિત થયાં. તેઓ દુઃખ સાથે વિચારવા લાગ્યાં કે-ઘેર આવેલા આ લગ્નપ્રસંગ નિર્વિઘ્ને પાર ઉતરશે કે કેમ? આ બે ઉપવાસી તપસ્વીઓનું શું થશે?

---

## પ્રકરણ ૩૪ મું.

## ઉપસંહાર.

> Surely it is a characteristic trait of a great and libearal mind that it recognises humanity in all its forms and conditions
>
> —*Longfellow.*

ઉપવાસી પ્રેમીઓનાં તપને પાંચ દિવસ વહી ચૂક્યા છે. મુંબઇ શહેરમાં ચોગરદમ આ તપની વાત ફેલાઇ ચૂકી છે. લોકો પોતાને ફાવે તેવો અભિપ્રાય આપે છે. કોઇ કહે છે કે, આ બે જણ નકામી મૂર્ખાઇ કરે છે. કન્યાનાં માબાપથી હવે વેવિશાળ તોડીને શી રીતે આ બેનું લગ્ન કરી શકાય? વરનો બાપ અદાલતમાં જઇને અથવા તો એની જ્ઞાતિ પાસે દાદ માગીને પણ વેવિશાળ કાયમ કરાવી શકે. કોઇ કહે છે કે બિચારાં બે ઉગતાં ફુલ અકાળે કરમાઇ જશે. કોઇ બેઉ બાજુની દયા ખાવા લાગ્યાં અને આનો કાંઈ ઉપાય જ ન હોઈ શકે એમ કહેવા લાગ્યાં. વર્તમાનપત્રોએ પણ લાંબાં લાંબાં લખાણોથી મુંબઈ નગરીમાં હોહાકાર મચાવી મૂક્યો છે. સુધારક છાપાં બન્ને પ્રેમીઓના ઉપવાસને ટેકો આપીને માબાપો પર ક્રૂરતાનો આરોપ મૂકે છે.

સનાતની પત્રો આમાં ધર્મ અને રૂઢિનો ભંગ જણાવીને બન્ને ઉપવાસીઓની ખોટી હઠને વખોડી કાઢે છે. સુવિદ્યા સાકરવાળાના વડપણ નીચે યુવક–યુવતી–સેના પ્રતિ પ્રાતઃકાળે અને સાયંકાલે અનેકવિધ સૂત્રો લલકારતી શહેરમાં દરેક લત્તાઓ અને રસ્તાઓમાં ફરતી રહે છે.

ઉપવાસ કાંઇ બચ્ચાંનો ખેલ નથી. ઉપવાસ એટલે અન્ન–ત્યાગ. શરીરને શક્તિ આપનાર; સ્ફુર્તિ આપનાર; મનને ગતિ આપનાર, પ્રાણુપોષક તત્વોનું બનેલું અન્ન ખાવું નહીં એ કાંઇ જેવા તેવા સંયમની બાબત નથી. એક દિવસ કે બે દિવસ આ સંયમ રાખી શકાય પણ સતત તે પછી પણ અન્ન નહીં લેવાનો સંયમ રાખવો, એમાં માણુસના આત્માની જબરી કસોટી છે; માણુસના મનના નિગ્રહની અપ્રતિમ કસોટી છે. ગોકુલ પાંચ પાંચ દિવસથી અતિ ઉલ્લાસથી ઉપવાસ કરે છે. એ પોતાના મનને ખૂબ કાબૂમાં રાખી રહ્યો છે. એને ત્યાં યુવક–યુવતીઓની ભીડ જામે છે. થોડાક કલાક પુસ્તકોનું વાચન; થોડીક કલાક કોઇ વિષય પર રસભરી ચર્ચા અને ઘણો વખત સંગીતની ધૂન એને ત્યાં લાગી રહે છે.

પણ ગોદાવરીના ઉપવાસમાં અનેક પ્રકારની ખલેલ પહોંચાડવાની કોશિષ તેનો પિતા ગોપાળરાય કરે છે. લગ્નની તૈયારીઓ એક બાજુ ચાલતી હોવાથી તે વિવિધ ભાતનાં ભોજનો પોતાને ઘેર કરાવે છે અને ગોદાવરીનું ચિત્ત ચલાયમાન કરવા માટે પોતે જાતે તેની આગળ તે ધરીને તેની હાંસી કરતો પોતાના ઉદરમાં આરોગે છે! પુત્રીની લાગણીની જાણે લગીરે પરવા ન હોય તેમ તે વારંવાર આ પ્રમાણે તેનો ઉપવાસ કરવા ઉપરાંત દમદાટી દઇને તેને કહેતો રહે છે કે–"તું પગે લાગીને તારી મેળે ખોરાક માગી લઇશ નહીં ત્યાં સુધી હું તને બિલ્કુલ આપીશ નહીં." ગોપાળરાય પોતાના ઘરમાં ઘણો વખત જાતે હાજર રહે છે અને ગોદાવરીને કોઇની સાથે મળવા દેતો નથી.

પ્રોફેસર, ઇન્દુમતી અને જમનાને મુંબાઇ આવ્યે ત્રણ દિવસ થયા છે. ગોપાળરાયની હઠથી તેઓ ત્રણે ત્રાસી ગયાં છે. પ્રોફેસર પોતાના પિતાને સમજાવવા ઘણું મથ્યો છે પણ તે એક જ હઠ પકડી રહ્યો છે, કે, ગોદાવરીનું લગ્ન કરું તો સુન્દરરાય સાથે અને નહીંતર ભલે તેનું ચાહે તે થાય. પ્રોફેસરે સામા પક્ષને સમજાવવા કોશિષ કરી જોઇ છે અને તે પક્ષ પાસેથી એક તત્વ તે ગૃહણ કરી શકયો છે કે–આ કન્યાનો તે પક્ષને કાંઇ ખાસ મોહ નથી. જો એને બદલે બીજી કન્યા લાવી આપવામાં આવે તો એજ લગ્નની

તિથિએ આ વરને બીજી કન્યા સાથે પરણાવવા તે પક્ષ ખુશી છે. પ્રોફેસર અને ઇન્દુમતી, કોઈ બીજી કન્યાની શોધમાં છે.

ગોપાળરાયને પગે લાગીને તેની પાસે અન્ન માગવા ગોદાવરી રાજી નથી. તેનું ચિત્ત કોઇક કોઇક વાર અન્ન દેખીને ચળે છે પણ પાછી તે બળપૂર્વક ચિત્તને રોકી રાખીને પોતાના વ્રતમાં મક્કમ રહે છે. પાંચમાંથી છેલ્લી બે રાત્રિ ગોદાવરીએ કઠણાઇમાં વીતાવી છે. બિચારીને ખૂબ ભૂખ લાગી હોવાથી લગીરે ઉંઘ આવતી નથી ચિત્તને કાંઇ ચેન પડતું નથી. શું ખાઉં? શું કરૂં? આ પ્રશ્નો એના મનમાં ઘડીએ ને પલકે ઉઠે છે. પણ તે છતાં ગોકુલનાં વેણુ તે યાદ લાવે છે; પોતાની ખાતર તે પણ ઉપવાસ આદરી રહ્યો છે એ ધ્યાનમાં લાવે છે અને પરિણામે ફક્ત પાણી પીને જ તે પોતાના મનને રોકી રાખે છે. એનો વખત વાંચવામાં કે કોઇ ગીત ગાવામાં વીતતો નથી પણ મોટે ભાગે કૅાચ પર, આરામ-ખુરશી પર, કે ખાટલામાં પડી રહેવામાં વીતે છે. ગોકુલ કરતાં ગોદાવરીને કઠણાઇ વિશેષ છે; પણ ગોદાવરી ગોપાળરાયની પુત્રી છે. ગોપાળરાય હઠે ચઢયો છે તો ગોદાવરી પણ તેવીજ રીતે મનોનિગ્રહ સેવી રહી છે. ગોપાળરાય તેની હાંસી કરે છે ત્યારે તે મ્હોં ફેરવીને બેસે છે અથવા આંખો મીંચી દે છે. ગોપાળરાય તેને કહે છે કે-"અપવાસ સહન ન થતો હોય તો માફી માગી લે-તને બધું ખાવાનું આપીશ." ગોદાવરી જવાબ દે છે: "મરી જઇશ તે હા; પણ માફી માગીને ખાવાનું નહીં માગું અને ગોકુલને પતિ કલ્યો છે તેમાં વિચલિત નહીં થાઉં."

જમના ઇશ્વરપ્રાર્થના કરી રહી છે કે-"હે પ્રભુ! કોઇપણ રીતે મારી બ્હેનનો ઉગારો કરીને તેના મનનો મુરાદ પૂરી કરજે."

છઠ્ઠે દિવસે અનિરૂદ્ધ અને તેના ગામવાસીઓની મંડળી તથા મોહનરાય અને શ્રીધરશર્મા મુંબઇમાં આવી પહોંચ્યા. તેઓ આવનાર છે, એ ખબર સુવિદ્યા અને તેનાં સાથીદારોને અગાઉથી મળી હતી. તેઓએ રેલ્વે સ્ટેશન પર હાજર રહીને પોતાનાં સૂત્રો લલકારવાનું શરૂ કર્યું. ટ્રેનમાંથી ઉતરનારાંઓ સૌ આશ્ચાર્યચકિત થયાં કે, આ શું છે! સુવિદ્યાએ અનિરૂદ્ધને ફુલનો હાર પહેરાવ્યો.

"શા માટે! હું શા માનને યોગ્ય છું!"

"આપની પ્રેરણાઓ વડે અહીંનાં યુવક-યુવતીઓમાં જાગૃતિ આવી છે, તે માટે." સુવિદ્યાએ જવાબ દીધો.

"મારી પ્રેરણાઓ! મેં શું કર્યું છે? તમારી ભૂલ થતી હશે." અનિરૂદ્ધે કહ્યું.

"ના. જો અમારી ભૂલ થતી હોય તો આપના મિત્ર કવિ "ગોકુલ"ને પૂછો. તેઓ પાંચ પાંચ દિવસથી કોના સિદ્ધાંતથી પ્રેરાઇને ઉપવાસ આદરી રહ્યા છે એ તેમને પૂછો." સુવિદ્યાએ જવાબ દીધો.

"ગોકુલે ઉપવાસ કરવા માંડયા છે! પાંચ દિવસથી? શા માટે? શું ગોદાવરીનું લગ્ન તેની સાથે નથી થવાનું?"

આ છેલ્લો પ્રશ્ન સાંભળીને સુવિદ્યા બોલી ઉઠીઃ "બ્રેવો! બ્રેવો! ગોકુલ ગોદાવરીને માટે યોગ્ય છે એ આપનો મત અમને ઘણો કિંમતી થઇ પડશે."

"મને આપના ઉદ્ગારોમાં સમજ પડતી નથી. શાન્તિથી સમજ પાડશો તો આભારી થઇશ."

"એની પૂરી સમજ જોઇતી હોય તો આપ પધારો "ગોકુલ" ને ત્યાં. આપને અહીંનાં કઠોર હૃદયોની કહાણી ત્યાં જાણવાની મળશે."

અનિરૂદ્ધ પિતાની રજા લઇને ગોકુલને ત્યાં ગયો. તેના સાથીદારો વગેરે મોહનરાયને ત્યાં તેમની સાથે ગયા.

* * * *

ગોપાળરાયને ઘેર રસોઇ તૈયાર થઇ છે. સાયંકાલનો સમય છે. મોહનરાયના કુટુંબીઓને; વિદ્યાચતુરરાયના કુટુંબીઓને તેમજ પોતાનાં અન્ય સગાં સંબંધીઓને ગોપાળરાયે જમવા તેડયાં છે. એ એક નાનું સરખું જ્ઞાતિ-ભોજન છે. જમવાનાં આસનો પર કોઇક કોઇક ગોઠવાયાં છે; કોઇક બેસવાની તૈયારી કરે છે; કોઇક આડાં અવળાં ગપ્પાં સપ્પાં હાંકવામાં રોકાયાં છે. એ વખતે અનિરૂદ્ધ અને કૃષ્ણપુરના ગામડીઆઓની મંડળી આવી પહોંચી. તેઓએ એક બાજુએ બેસીને ભજનો શરૂ કર્યાં.

વિઠ્ઠલ વિપદ વિદાર
કર જોડીને કરગરૂં
તારો છે સઘળો આધાર
કર જોડીને કરગરૂં
શક્તિ નથી કંઇ મુજમાં તું પર છે આશ જી
લીધું છે વ્રત ભારે તારે આધાર—કર૦

ગામડીઆઓ તો ઢોલક ને મંજીરાં ને છમછમીઆં ને તંબુરાના નિનાદ સાથે એ ભજનની ધૂન મચાવી રહ્યા. જમવા આવેલાંઓ ભજન મંડળીની આસપાસ ટોળે મળ્યાં. તેઓને તેમાં ખુબ રસ પડયો.

એક ભજન પૂરૂં થતાં બીજું અને બીજું પૂરૂં થતાં ત્રીજું શરૂ થયું. આશરે અર્ધો કલાક તેઓનાં ભજનને થયો હશે તેવામાં ગોપાળરાય તરફથી કહેવરાવ્યામાં આવ્યું કે: "હવે ભજન બંધ કરો અને જમવા માટે ઉઠો."

ભજનિકોને તો લ્હે લાગી હતી. એ કહેવા આવનારને દાદ ન મળી. ભજનની ધૂન ચાલુ રહી. વળી બેએક ભજન થઇ ગયા પછી બીજા માણસ પાસે ગોપાળરાયે કહેવરાવ્યું: "ભાઇઓ, રસોઇ ઠંડી થઇ જાય છે. જમ્યા પછી ધૂન મચાવજો."

ઢોલક વધારે જોરથી વાગવા માંડયું. ભજનિકોના ઘાંટા વધુ મોટેથી ગાજવા લાગ્યા:

"લાગી રે હો લાગી,
અમને રામ નામ કેરી ધૂન લાગી.
રામ ધૂન લાગી, ભાઇઓ, રામ ધૂન લાગી;
અમને રામ નામ કેરી ધૂન લાગી.
લાગી રે હો લાગી-અમને૦"

એ ભજન પૂરૂં થયું એટલે બીજું નહીં આરંભે એમ ગોપાળરાયે ધાર્યું. પણ ના; એક નવું ભજન શરૂ થયું. "અરે, આ તે બધા બ્હેરા થઇ ગયા છે કે શું?" તે આમ બોલતો ભજનિકો પાસે ગયો અને બોલ્યો: "ભાઈઓ, હવે ભજન બંધ રાખશો!" કોઇએ જવાબ દીધો નહીં. ગોપાળરાયે ભજનિકોની વચ્ચે બેઠેલા અનિરૂદ્ધ પાસે જઇને કહ્યું: "હવે જમવા પધારો."

"જમવા ? અહીં વળી જમવાનું કેવું ? શા માટે અમને જમવા બોલાવો છો ?" અનિરૂદ્ધે પૂછ્યું.

"વળી એમ કેમ પૂછો છો ?!" આશ્ચર્ય બતાવતાં ગોપાળરાય બોલ્યો. "મારે ઘેર બબ્બે દીકરીઓનાં લગ્ન હોય એ આનંદના પ્રસંગે મહેવાઇઓ મારે ત્યાંજ જમે ને ? તમે ક્યાં જ્ઞાતિનો રિવાજ જાણતા નથી ?"

"મુરબ્બી, શું ખૂનની ઉજાણીને આપ લગ્નનું જમણ કહો છો ?"

"કોનું ખૂન ? શી ગાંડી વાત !"

"તમારી પુત્રી ગોદાવરીના હૃદયનું ખૂન ! તમે તેના હૃદયના ચૂરેચૂરા કરી નાંખ્યા છે; તેની આશાઓ છૂંદી નાખી છે. તમને તેની જરાએ 'અરે' થતી નથી. અમારાથી અહીં ના જમાય. પ્રભુ તમને સન્મતિ આપે તે માટે અમે ભજનો જ કરી રામનામ સુધારસનું પાન કરીશું." અનિરૂદ્ધે ભજન ચાલુ કરાવ્યું.

ગોપાળરાય અવાક્ બની ગયો. અનિરૂદ્ધ આ શી નવી પંચાત ઉભી કરે છે? એવો પ્રશ્ન પોતાના મનમાં કરતો તે મોહનરાય પાસે ગયો. તેણે અનિરૂદ્ધના જવાબોથી તેને વાકેફ કર્યો. અને તેને વિનતિ કરી કે—એને સમજાવો.

ગોપાળરાયને મોહનરાયે આશ્ચર્યચકિત કરી દેનારો જવાબ આપ્યોઃ "એ શું ખોટું કહે છે, ભાઇ? તમે ગોદાવરીને કાંઇ ઓછી દુભવતા નથી!"

"વાહ! તમે આવું કહો છો? બદમાશ ગોકુળ માટે તો તમે જ આગ્રામાં મને ફરિઆદ કરતા હતા!"

ગુરૂ શ્રીધરશર્માએ અધવચ્ચ કહ્યું: "એ પરશુરામ-અવતાર હતો. હવે રામાવતાર થયો છે!"

"ગુરૂની અન્યોક્તિ ખોટી નથી." મોહનરાયે કહ્યું: "અનિરૂદ્ધના આચારવિચાર પ્રકૃતિ સદ્‌ગુણ ઇત્યાદિ જ્યાંસુધી મારી જાતે મેં અનુભવ્યાં ન હતાં ત્યાંસુધી હું તેના તરફ કડક રહ્યો હતો. હવે જાતિઅનુભવ પછી તેના એક પણ બોલને કે આચરણને ગેરવાજબી કહેવા હું તૈયાર નથી. એ સમજુ છે. ડાહ્યો છે. એને જે યોગ્ય લાગે તે કરવા મુખત્યાર છે."

ગોપાળરાયે સૂચવ્યું: "વારૂ; તો આપ સૌ જમવા પધારો. ભાઇ અનિરૂદ્ધ અને તેની મંડળીને પછીથી મનાવી લઇશું."

"એમ થાય કે?" મોહનરાયે પ્રશ્ન કર્યો: "વર વિના જાન કેવી? એના સિવાય હું કે મારા પક્ષનો કોઇ જ નહીં જમીએ."

"આથી તો બધી ખાનાખરાબી થશે. અનિરૂદ્ધભાઇની પ્રકૃતિથી આપણે માહિત છીએ. તેમની આ હઠ પોષીશું તો—"

"તમે શું એમ કહેવા માગો છો કે-એને માર મારીને મારે મનાવવો! નહીં; નહીં. એ જમાનો વહી ગયો. હું મારા પુત્રના વિચારોમાં લગીરે દખલગિરી કરવા માગતો નથી."

ગોપાળરાયને મોહનરાયની વલણથી ભારે આશ્ચર્ય થતું; જબરી ગૂંચવણ થઈ. તે નાસીપાસ થયેલો ગૂંચવાતો-ગભરાતો વિદ્યાચતુરરાય પાસે ગયો. એણે તમામ હકીકત સંભળી જવાબ દીધો: "અમે સૌ જમવા તૈયાર છીએ. એ લોકોને પડતા મૂકો. અમારી પંગત બેસી જશે."

"અરે, પણ એમ કેમ થાય? એક વહેવાઇ જમે અને બીજા ન જમે, એમાંથી તો મોટો ઉત્પાત થાય!"

હાથ પગ પછાડતો ધૂંધવાયલો ગોપાળરાય શું કરવું તેની સમજ નહીં પડવાથી ઘરમાં ગયો. ભજન ચાલતું હતું.

મોહનરાયે ગુરૂદેવનો અભિપ્રાય પૂછ્યો: "આપ આ તકરાર વિષે શું ધારો છો?"

ગુરૂદેવે જવાબ દીધો: "મને એમ લાગે છે કે-આ સાધારણ દેખાતા સવાલમાંથી અનિરૂદ્ધ ગોકુલ અને ગોદાવરીનું લગ્ન કરાવવા માગે છે."

"હું પણ એમજ માનું છું. એ બેનું લગ્ન થાય તો શું ખોટું છે?"

આ પ્રશ્ન સાંભળીને ગુરૂએ ઉત્સાહપૂર્વક જવાબ દીધો: "કાંઇ જ નહીં. બે જણુની ઉત્કટ ઇચ્છાનો પુરાવો એમના પાંચ-પાંચ દિવસના દેહ-દમનમાથી મળી આવે છે. શાસ્ત્રોમાં જે તપસ્વી બ્રાહ્મણો વિષે કહ્યું છે તેમાં ગોકુલનો સમાવેશ થઈ શકે."

"માત્ર બે પ્રશ્ન એની આડે આવે છે. તે ગોદાવરીનો શિક્ષક હતો-ગુરૂ હતો. અને બીજો પ્રશ્ન એ કે, વિદ્યાચતુરરાયના પક્ષને વહેવારૂ રીતે કેમ મનાવવો?"

"વત્સ અનિરૂદ્ધનું એ વિષે શું કહેવું છે, તે આપણે તપાસીએ."

"ઘણી ખુશીથી."

તેઓ બન્ને અનિરૂદ્ધ પાસે ગયા; તેમણે આ બે પ્રશ્ન તેની આગળ મૂકયા. અનિરૂદ્ધે કહ્યું: "ગોકુલે ગોદાવરીને શાળાને લગતું શિક્ષણ જરાકે આપ્યું નથી. તે પ્રતિજ્ઞા ઉપર એવું કહેવા તૈયાર છે. તેણે શિક્ષણ બદલ એક પાઈ પણ લીધી નથી અને તેનું લગ્ન નહીં કરવામાં તેની ગરીબીને ગોપાળરાયે મહત્વનું કારણ જણાવ્યું છે. વિદ્યાચતુરરાયને ફાવે તો તેઓ બીજી કન્યા શોધી લે. આ ઉપવાસી, માંદી અને મનોવ્યથિત કન્યા મેળવવાનો આગ્રહ તેઓ નિરર્થક કરી રહ્યા છે."

"વત્સ વ્યાજબી કહે છે." ગુરૂદેવે અભિપ્રાય આપ્યો.

[illegible]રાયે કહ્યું; "અમે સૌ હવે અહીંથી જમ્યા વિના જ ઘેર જઈશું. તું અને તારી મંડળી સ્વસ્થતાથી આવી પહોંચજો. આ પગલાનું પરિણામ બેશક મામલો ગૂંચવનારૂં આવશે; પણ મારૂં અંતઃકરણ કહે છે કે-એથી આખરે અભિષ્ટ થશે."

મોહનરાય અને તેમના પક્ષનાં સૌ ત્યાંથી વિદાય થવા લાગ્યાં. વિદ્યાચતુરરાયે તેમને પૂછ્યું: "આમ કેમ?" મોહનરાયે જવાબ દીધો: "મારી મુનસફી! વિશેષ વાત કરવી હોય તો, મારે ઘેર આવજો."

હોહાકાર મચી રહ્યો. વિદ્યાચતુરરાય અને તેનાં માણસોએ મોહનરાયની ગત ગયેલી જણાવી, એના પુત્રે એના પર જાદુ કર્યું છે, એવો અભિપ્રાય આપ્યો!

અનિરૂદ્ધ અને તેની મંડળીનું ભજન ચાલુ રહ્યું:

ઘટ ઘટ વ્યાપ્યો મારો રામ
　　એની મહેર છે સૌ પર સરખી રે
રાય રંકનો ભેદ ન એને
　　પાંચે આંગળીઓ એને સરખી રે—ઘટ૦
કીડીને કણ હાથીને મણ
　　સૌની ચિન્તા છે એને વળગી રે.
ફોગટ ગર્વ કરે તું મનવા
　　નહીં કોઇ ચીજ પ્રભુથી અળગી રે—ઘટ૦

બે કલાક વહી ગયા પણ ગોપાળરાય ઘરમાંથી બહાર આવ્યો નહીં. વિદ્યાચતુરરાયને ગુસ્સો ચઢ્યો. "આ શું? અમને જમવા બોલાવ્યા છે પણ ક્યારના એ અમને કેમ ખોટી કરે છે!" તેણે ઘરની અંદર એક માણસને મોકલ્યો. થોડી વારમાં પાછા ફરીને એણે ખબર આપી: "ગોદાવરી બેભાન થઇ ગઈ છે, તેથી એના ઘરમાં તો બધાં ગભરાઈ ગયાં છે. ગોપાળરાય પાછલે બારણેથી ડાક્ટરને બોલાવવા ગયા છે."

વિદ્યાચતુરરાય અને તેની પાછળ બીજા કેટલાક એના માણસો ઘરની અંદર ગયા. એક ઓરડામાં ગોદાવરીની આસપાસ એનું કુટુંબ બેઠેલું હતું.

વિદ્યાચતુરરાયે પૂછ્યું: "ગોપાળરાય ક્યાં છે? હમે જમવાને ખોટી થઇએ છીએ!"

ગોપાળરાયની પત્નીએ જવાબ દીધો: "અમારો સૌનો જીવ અત્યારે પડીકે બંધાયો છે. મારી છોકરીને જીવવા દો, એટલે બસ!"

વિદ્યાચતુરરાયને આ જવાબથી માઠું લાગ્યું. એઓ ગુસ્સે થઇને પોતાના માણસો સાથે બહાર આવ્યા. તેમણે સર્વે જાગ્યે [illegible]ણાવી દીધું કે: "બસ. હવે આપણે અહીં રોકાવું નથી. ચાલો, [illegible]ા મારે ત્યાં. હમણાં ને હમણાં હું રસોઇ કરાવી સૌને જમાડીશ."

ગોપાળરાયના બીજા વહેવાઇ પણ આમ નારાજ થઇને ચાલવા લાગ્યા. અનિરૂદ્ધ અને તેની મંડળીનું ભજન ચાલતું રહ્યું:

અહલ્યાને ઉગારી ને મીરાંને તારી
　　ઉગાર્યાં માંજારી કેરાં બાળ;
દ્રૌપદીનાં ચીર પૂર્યાં શ્રીગિરિધારી
　　કાઢી તેં આળ પંપાળ!
અમને રામનામ કેરી ધૂન લાગી.

વિદ્યાચતુરરાયના પક્ષના માણુસોમાંથી એક દોઢડાહ્યાએ ભજનિકોને કહ્યું: "આળપંપાળ શેની કાઢી? ગોપાળરાયના ઘરમાં એ તો પેઠી! એની છોડી બેભાન થઇ ગઈ છે!"

અનિરૂદ્ધે ભજન બંધ રખાવ્યું અને પોતાની સાથેના ગામડીઆઓમાંના એક વૃદ્ધને લઇને તે ગોપાળરાયના ઘરમાં ગયો. વસ્તુસ્થિતિ એણે નિહાળી લીધી. એણે પેલા વૃદ્ધ સાથે મંત્રણા કરી. વૃદ્ધજને એક ગોળી પોતાની કોથળીમાંથી કાઢીને પ્રોફેસરને આપતાં આપતાં કહ્યું: "શ્રી રામજીનું નામ દઇને એને ગળાવી દો. બે પળમાં એને ભાન આવશે."

પ્રોફેસરે એ ગોળી જોઇને કહ્યું: "આ તો ચીખલના વૈદ્યરાજની ગોળી!"

બુઢ્ઢા માણુસે હસીને હા પાડી.

ઇન્દુમતી, એ વૃદ્ધ ગામડીઆ તરફ એકીટશે જોઇ રહી. ગોદાવરીને પ્રોફેસરે પાણી સાથે ગોળી ગળાવી અને ખરે જ બે પળ તેઓ થોભ્યાં ત્યાં તો ગોદાવરીએ આંખ ઉઘાડીને આમ તેમ જોવા માંડયું! હવે ઈન્દુમતી બોલી: "આ મુરબ્બી વૈદરાજ પોતેજ છે. ગામડીઆના જેવો પોષાક તેમણે પહેર્યો છે, તોપણ ચોક્કસ હું એમને ઓળખી ગઇ છું."

"કોણ ગોકુલ છે?" ગોદાવરીએ પૂછ્યું.

"ના બેટા" તેની માતાએ કહ્યું: "એ તો પેલા ભલા વૈદરાજ તને જીવાડવા માટે આગ્રેથી ખાસ અહીં આવ્યા છે. જો એ આ ઘડી અહીં ન હોત તો, જરૂર, તું મરી જાત!"

સૌની નજર હવે વૈદરાજ તરીકે કહેવાયલા ગામડીઆ તરફ ગઇ. [illegible] ખુલ્લો થયો અને બોલ્યો: "ઇન્દુમતી બહેને બરાબર મને ઓળ[illegible] કાઢયો. જે કુટુંબની દવા મેં કરી હોય તેને ત્યાં ભગ્ન-[illegible]સંગે હું ન આવું એ મને કેમ ગમે? અનિરૂદ્ધ ભાઇને વિનંતિ કરીને હું આ વેશમાં એમની સાથે આવ્યો હતો."

ગોપાળરાય એ વખતે ડાકટરને લઇને આવી પહોચ્યો. ગોદાવરી તો પથારીમાં બેઠી થઇ હતી! ડાકટર સાહેબની હવે કાંઇ જરૂરિયાત રહી નથી. તેઓશ્રીને વિદાય કરવામાં આવ્યા અને વૈદની ગોળીથી આરામ થયાનું જાણીને ગોપાળરાય તો વૈદનો આભારવશ થઈ ગયો.

વૈદ્ય હવે મોઢું જોયું અને કહ્યું: "મેં તો અત્યારે એને બેશુદ્ધિમાંથી શુદ્ધિમાં આણી; પણ એ ખોરાક નહીં લે તો ફરીથી એજ સ્થિતિમાં પડશે અને પછી શું થશે તે કહેવાય નહીં."

"પુત્રી, હવે ખોરાક લઇશ ને?" ગોપાળરાયે પૂછ્યું,

"ના. ગોકુળને ખવરાવો; પછી હું ખાઇશ." ગોદાવરીએ જવાબ દીધો.

"ગોદાવરીને ખવરાવો. અમે પણ સર્વે આપને ત્યાં ખાઇશું" અનિરૂદ્ધે કહ્યું.

"મુરબ્બી, છોકરીને જીવાડવી હોય તો એનું મન મનાવી લ્યો. એ સિવાય છૂટકો નથી." વૈદરાજે કહ્યું: "આપના સિવાય અહીં બેઠેલાં તમામના અંતરની ઇચ્છા ગોદાવરી સંબંધમાં શી તે આપ જાણો છો? ગોદાવરી ગોકુલને વરે એ જ સૌની ચાહના છે. એને સંમતિ આપો અને પ્રભુમાં વિશ્વાસ રાખો."

ગોપાળરાયે પોતાની પત્ની તરફ જોયું. એણે હાથ જોડીને ડોકું નમાવ્યું અને પછી ગોદાવરીના શરીરને હાથ ફેરવવા લાગી.

"અસ્તુ! તમારી સૌની જ્યારે એજ ઇચ્છા છે ત્યારે હું તેમાં સંમતિ આપું છું."

સૌને આ સાંભળીને હર્ષ થયો. અનિરૂદ્ધે પોતાના તમામ સાથીદારોને ત્યાંજ બોલાવીને ભજન ગાયું.

અમને કીધા છે તેં રળીઆત
મારા રામજી રૂડા, તેં તો
કીધા છે અમને રળીઆત.
ટેક નિભાવી તેં, વ્રત નિભાવ્યું,
શાખી હમારી તેં તો લાજ—અમને.

× × × ×

વાચકવૃન્દને અમારે હવે ઘણુંજ થોડું કહેવાનું બાકી રહે છે.

વિદ્યાચતુરરાયે ગોપાળરાયને ત્યાંથી ગુસ્સે થઇને ગયા બાદ એકદમ એક બીજા સ્થળેથી એક કન્યાને પોતાના પુત્ર માટે પસંદ કરી અને બીજે દિવસેજ તે બન્નેનાં લગ્ન કરી દીધાં.

ગોપાળરાયનો માર્ગ મોકળો થઇ ગયો. પોષ શુદિ નવમીને દિવસે તેને ત્યાં તેની બન્ને પુત્રીઓનાં લગ્ન થયાં. જમનાનું લગ્ન અનિરૂદ્ધ સાથે અને ગોદાવરીનું લગ્ન ગોકુળ સાથે.

એ લગ્ન પ્રસંગે માત્ર ગોપાળરાય અને મોહનરાયનાં સંબંધી જનો અને પરિચિતો નહીં પણ આખી મુંબાઈ નગરીની પચરંગી પ્રજાએ હાજરી આપી અને બન્ને યુગલોને આશીર્વાદ આપ્યા.

સુવિદ્યા સાકરવાળા એ પ્રસંગે હાજર હતી. બન્ને વરકન્યાના હસ્તમેળાપ થઇ ગયા પછી તેણે મોહનરાય પાસે જઇને પૂછ્યું: "મહાશય, નવો જમાનો કેવો ?"

"પુત્રી" મોહનરાયે સ્નેહપૂર્વક તેનો ખભો થાબડતાં કહ્યું: "જેમાં સત્ય અને પ્રેમની પાવક જ્વાળા હોય તેને માટે કાંઈ વિશેષણ વાપરવું હોય ખરૂં ?"

સુવિદ્યા બોલી: "એનો અર્થ એ કે અમારા જમાનાને તમે અભિનન્દો છો. જ્યાં જ્યાં વૃદ્ધો અમારી સત્ય લડતને ટેકો આપશે ત્યાં તેઓ પોતાનું અને પોતાનાં સંતાનનું ભલુ કરી શકશે-જેમ આ બન્ને દાખલામાં બન્યું છે તેમ ! પણ જો તેઓ આડા ફાટશે તો આ નવા જમાનાની જ્વાળાઓમાં તેઓ પોતાને અને પોતાનાં સંતાનને ભસ્મીભૂત કરી નાંખીને હિંદુત્વનો વિનાશ કરશે."

"બહેન તારૂં કહેવું ખોટું નથી." ગુરૂદેવે અભિપ્રાય આપ્યો.

× × × ×

લગ્ન પછી બન્ને યુગલ કૃષ્ણપુર જઇને વસ્યાં અને ખેડુતનું જીવન વીતવવા લાગ્યાં.

થોડાક દિવસ બાદ ત્રણ વ્યક્તિઓ તે ગામમાં આવી પહોંચી. તે વ્રજલાલ શાસ્ત્રી, સુરેખા અને મુકુન્દ હતાં. વ્રજલાલ શાસ્ત્રીએ અનિરૂદ્ધને સુરેખા અને મુકુન્દની સોંપણી કરતાં કહ્યું કે: "જેલની સજા ભોગવીને મુકુન્દરાય હવે શહેરમાં વસવા માગતા નથી. તમારા પિતાશ્રીનાં ચરણ પકડીને તેમણે પ્રતિજ્ઞા લીધી છે કે, હવેથી કદી [illegible] નહીં જઉં. શહેરનાં પ્રલોભનોની જંજાળમાંથી તેઓને છૂટા કરવા માટે અહીં ગામડામાં આપની પાસે રાખવા તમારા પિતાશ્રીએ [illegible]ને સૂચવ્યું છે. મુકુન્દનો અંગીકાર કરો અને આભારી કરો."

અનિરૂદ્ધે મુકુન્દને પૂછ્યું: "કેમ, જમના જેવી જુના જમાનાના નામવાળી, કાળી, નિરક્ષર અને દુરાગ્રહી સ્ત્રી જ્યાં વસ્તી હોય હોય ત્યાં વસવું તને ગમશે ખરૂં કે ?"

"હું ધારૂં છું કે, મારૂં નામ હવે યમુના છે." જમના બોલી.

"પણ જમનામાંથી યમુના થઇને ?" અનિરૂદ્ધે પૂછ્યું.

મુકુન્દને યાદ આવ્યું કે-જ્યારે અનિરૂદ્ધ અને જમનાનાં લગ્નની દરખાસ્ત મોહનરાયે સૌથી પહેલાં કરી હતી ત્યારે તેણે જમના સંબંધી અનિરૂદ્ધ સમક્ષ અનેક આક્ષેપો કર્યા હતા. તેણે માફી માગી અને કહ્યું: "પિતા-પુત્ર વચ્ચે વિચ્છેદ કરાવવાના રાક્ષસી વિનોદથી મેં આ બધું જુઠું કહ્યું હતું. પણ આખરે સત્ય તર્યું છે, એ જોઇને હું શરમિંદો બન્યો છું. એ ઉપરાંત મારાં અનેક જુઠ્ઠાણાં અને કપટ બદલ હું શરમાઉં છું. હવે હું એ રાહ પર કદી નહીં જઉં."

અનિરૂદ્ધે એને અપનાવ્યો અને કૃષ્ણપુરમાં એનો નિવાસ કરાવ્યો. એ બાદ તેણે શાસ્ત્રીને પૂછ્યું: "કેમ મુંબાઇના શા સમાચાર છે?"

શાસ્ત્રીએ જવાબ દીધો: "ભાઇ, હજી મુંબાઇનાં છાપાંઓની ચર્ચા શમી નથી. સુધારક અને સનાતની મતવાળાંઓના વાદવિવાદ હજીયે છાપાંઓમાં, માસિકોમાં અને વ્યાસપીઠો ઉપર ચાલુજ છે બન્ને પક્ષ પ્રત્યેક પ્રશ્નમાં પોતપોતાનોજ વિજય કહ્યા કરે છે."

અનિરૂદ્ધે કહ્યું: "વિચારકોને એમાંથી વિચારવાનું અને નવનીત ગ્રહણ કરવાનું પ્રાપ્ત થશે. આખર સત્ય, પ્રેમ અને આત્મ-બલિદાનનો પંથ જ સફળ નીવડશે, એ ચોક્કસ છે."

"હું તમારા મતને પૂર્ણાંશે મળતો થાઉં છું." શાસ્ત્રીએ જવાબ દીધો.

